# અનુક્રમ

# ભૂમિકા

લગભગ ત્રણ દશાબ્દીઓથી મલયાલમ નવલિકાઓ અત્યંત પ્રભાવશાળી તથા વિકાસોન્મુખી રહી છે. વિચારશીલ વિવેચકોના મતાનુસાર એ એટલી સમૃદ્ધ અને વિકસિત થઈ ગઈ છે કે વિશ્વની કોઈ પણ ભાષા સાથે એની તુલના કરી શકાય. રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય સ્પર્ધાઓમાં મલયાલમ વાર્તાઓને સર્વોત્તમ ઘોષિત કરવામાં આવી છે. દેશકાળનું અતિક્રમણ કરનારી સેંકડો વાર્તાઓ સ્પર્ધાઓ સિવાય પણ પ્રકાશમાં આવ્યા કરી છે.

મલયાલમ નવલિકાનું પ્રસ્ફુટન તથા પ્રગતિ એક દીર્ઘકાલીન તેમ જ સુસ્થિર વિકાસનું પરિણામ છે. પાશ્ચાત્ય સાહિત્યથી સુપરિચિત પ્રતિભાશાળી સાહિત્યકારોએ આ શતાબ્દી પહેલાં જ મલયાલમ વાર્તાનો પ્રારંભ કરી દીધો હતો. વાચકોના મનોરંજન ધ્યાનમાં રાખીને આ લેખકોએ વૉશિંગ્ટન ઇર્વિંગ, નાથેનીલ હાર્થોન તથા એડગર એલન પોને આદર્શ બનાવીને ઐતિહાસિક તથા સામાજિક નવલકથાઓનું સર્જન કર્યું. આ સજ્જનો સમયના વળાંકને લક્ષમાં રાખીને કરવામાં આવેલાં, એટલે તરત જ એ ઘણાં પ્રસિદ્ધ થઈ ગયા. આ વાર્તાઓમાં આજના સમાજિક યથાર્થને અનુરૂપ કથાવસ્તુ અથવા ઘટના-સંભાવનાઓનાં પ્રદર્શનની લેખકને ચિંતા નહોતી, કે વાચકોને ય નહોતી. આજના મનુષ્યદ્વેષી વાતાવરણમાં કોઈને ભલે એ નિર્જીવ લાગે, પરંતુ મલયાલમના પૂર્વવર્તી સાહિત્યનું અધ્યયન કરતાં અથવા અન્ય ભાષાઓની વાર્તા-સાહિત્યની વિકાસધારા જોતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે આ માર્ગદર્શી લેખકોનું યોગદાન દરેક દૃષ્ટિએ ઉલ્લેખનીય છે. મૂર્કોથ કુમારન, વેંગાયિલ કુંજિરામન નાયનાર, ઓડુવિલ કુંજિકૃષ્ણ મેનોન, એમ. આર. કે. સી., અમ્બાડી નારાયણન પોદુવાલ, કે. સુકુમારન, સી.એસ. ગોપાલ પણિક્કર, એસ. રામવારિયર અને ઈ. વી. કૃષ્ણપિલ્લૈ એ લેખકોમાંના હતા જેમણે પોતાના ઉત્તરાધિકારીઓને માટે સાહિત્યિક આધારભૂમિ તૈયાર કરી.

મલયાલમ નવલિકાઓનો આધુનિક કાળ સન 1930 થી શરૂ થાય છે. એ દિવસોમાં કેરળના પ્રધાન સાહિત્યકાર કાર્લ માર્ક્સ, સિગમંડ ફ્રોયડ તથા ફ્રેન્ચ વાસ્તવવાદીઓના જાદુમાં ફસાયેલા. વિશ્વસાહિત્યનાં નવાં રૂપોનો પરિચય તથા

ઊંડા અધ્યયને યુવાન લેખકોને સામાજિક આંદોલનનાં અંગ બની જવાની પ્રેરણા આપી અને માનવ-મહત્તા તેમજ ઉન્નતિના માર્ગમાં અવરોધક તત્ત્વોનો વિરોધ કરવા તરફ તેમની સર્જનાત્મક પ્રતિભાને પ્રેરિત કરી. આ લેખક સર્જનાત્મક પૃથકત્વના ધુમ્મસમાંથી નીકળીને કટુ સામાજિક યથાર્થની બહુ નજીક પહોંચી ગયા હતા. સર્જનની પ્રક્રિયાનું આ પાસું જ સાહિત્યને ધીરે ધીરે જીવનની નિકટ લઈ આવ્યું. જીવનના આ વાસ્તવિક સ્વરૂપની ઓળખાણે સાહિત્યકારની દિશાદષ્ટિમાં ક્રાંતિકારી પરિવર્તન આણ્યું, જેથી વાતાવરણની વિરુદ્ધ પ્રતિક્રિયા પ્રગટી અને લેખકની ભાષા તથા શિલ્પને સંકીર્ણ કરનારા તમામ અવરોધો છિન્નભિન્ન થઈ ગયા. એણે આર્થિક વિષમતાઓ, જમીનદારીનાં દબાણ, ધાર્મિક ભ્રાંતિઓ તથા રાજકીય દબાણોના માધ્યમથી દબાયેલા-કચડાયેલા લોકોની સમસ્યાઓને અભિવ્યક્તિ આપી.

આ વિરોધી પ્રક્રિયાના પરિણામે મલયાલમમાં એક નવા યુગનો આરંભ થયો, અને સાહિત્યકારોનો એવો શક્તિશાળી વર્ગ ઊભો થયો જેણે પોતાની વિભિન્ન અનુભૂતિઓને ભાષાની સંક્ષિપ્તતા તથા ઉચ્ચ કલાત્મકતાની સાથે રજૂ કરી. તકષી શિવશંકર પિલ્લૈ, પી. કેશવદેવ, પોન્કુન્નમ વર્કી તથા વૈક્કમ મુહમ્મદ બષીર એ ઝંઝાવાતના પ્રેરકોમાં મુખ્ય ગણી શકાય.

સ્થિતિનું સિંહાવલોકન કરતાં જણાય છે કે જયારે આ માર્ગદર્શક સાહિત્યકારોનું આગમન થતું હતું એ સમયે સમાજને આ ગતિશીલ દિશાદષ્ટિની અત્યંત જરૂર હતી. જાતિવાદી અને જમીનદારી સમાજની પરંપરાઓએ અંધવિશ્વાસ દ્વારા ઉચ્ચ વર્ગને ઘણી મદદ કરી હતી. યાતનાચક્રના શિકાર બનેલા ગરીબવર્ગને એક પ્રકારના 'ઓવર-હૉલિંગ'ની જરૂર હતી અને જનતાની જાગૃતિને ઢંઢોળવાથી જ એ સંભવી શકે તેમ હતું.

સામાન્ય જનતાની આર્થિક તથા સામાજિક મુશ્કેલીઓને દૂર કરવાનો ઉદ્દેશ હજી સુધી કોઈ રાજકીય આંદોલનનું લક્ષ્ય નહોતો બન્યો. સમાજ-સુધારકો પોતાના પ્રયત્નોમાં છૂટા પડી ગયા હતા અને તેમની પ્રવૃત્તિઓએ મૂળભૂત કારણો શોધવાને બદલે સામાજિક નિરુત્સાહનાં ચિહ્નો ઉત્પન્ન કરી દીધાં હતાં. આવી સ્થિતિમાં આ એક મોટી જવાબદારી સાહિત્યકારોના માથા પર આવી પડી હતી.

કેરળની સાહિત્યિક પૃષ્ઠભૂમિ લેખકોની કોઈ પણ ભૂમિકા માટે તૈયાર હતી. એ સમયે લોકોમાં ભાષા અને સાહિત્ય પ્રત્યે ઘણી રુચિ હતી, જોકે એ અભિરુચિ માત્ર 'કાલ કલાને માટે' સુધી જ સીમિત હતી. એ દિવસોમાં મલયાલમમાં વિશેષરૂપે સાહિત્યિક સ્વરૂપનાં અનેક સામયિકો-પત્રિકાઓ પ્રકાશિત થયાં હતાં.

સામાન્ય જનની ભાવના, પરંપરાઓનાં તીક્ષ્ણ સ્વરૂપોને તકષીએ પોતાની

રચનાઓમાં સ્થાન આપ્યું. કેશવદેવે પોતાના શ્રમિક-સંઘના અનુભવોને આધારે સાધારણ મનુષ્યનાં શોષણ અને દમનના વિરોધમાં કલમ ચલાવી - ભોંકાતી શૈલી અને તીવ્ર શબ્દો. પોન્કન્નમ વર્કીએ કેથોલિક સમાજની કુરીતિઓનો મક્કમતાથી વિરોધ કર્યો, જેના પોતે પણ એક સભ્ય હતા. લલિતાંબિકા અંતર્જનમે નંબતિરિ સમુદાયના દોષોનું નિરૂપણ કર્યું, જેમાં એ પોતે જ જન્મ્યાં હતાં. વૈક્કમ મુહમ્મદ બષીરે પોતાના મુસ્લિમ ભાઈઓને અજ્ઞાનમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો અને રાજકીય દબાણોની નિંદા કરી. કારૂર નીલકંઠ પિલ્લૈએ સામાન્ય જનતાની આકાંક્ષાઓને ઘણી ભાવકતાથી શબ્દબદ્ધ કરી. અન્ય લેખકોએ પણ સામાજિક દોષોની વિરુદ્ધ ચાલતા આ 'ધર્મયુદ્ધ'માં ભાગ લીધો.

આ લેખકોએ પોતાની સર્જનાત્મક પ્રતિભાને માત્ર સામાજિક દોષોના પ્રગટીકરણ સુધી જ સીમિત નહોતી રાખી, પરંતુ જીવનની મૂંઝવણો અને માનવસંબંધોની ઊંડી સંઘર્ષ ધારાઓ પર પણ કલમ ચલાવી હતી. આ દિશામાં એસ. કે. પોટ્ટેકાટ તથા પી.સી. કુટ્ટિકૃષ્ણનનાં નામો ઉલ્લેખનીય છે.

વેટ્ટૂર રામન નાયર, ઈ. એમ. કોવૂર, નાગવલ્લી આર. એશ. કુરૂપ, સરસ્વતી અમ્મા, પુંજિક્કરા રાફી તથા અન્ય લેખકોએ પોતાની મૌલિક શૈલીઓથી મલયાલમ નવલિકાને સમૃદ્ધ કરી. આમાંની કેટલીક તો ભાવાભિવ્યક્તિ તથા શૈલીવૈશિષ્ટ્યમાં કોઈથી ઊતરે તેવી નથી. આ રીતે જીવનનાં યથાર્થની પકડે વાર્તાને સાહિત્યના અન્ય પ્રકારો કરતાં વધુ સમર્થ બનાવી દીધી.

કેરળના પ્રગતિશીલ લેખક-આંદોલનની જેમ આમાં પણ ઉત્થાન અને પતનની સ્થિતિઓ આવી. લોકો પહેલાં તો લેખકો દ્વારા સામાજિક જવાબદારીઓ ઉપાડી લેવાની ભાવના પ્રત્યે ઘણા આકર્ષાયા, પરંતુ પછી અચાનક એ ભાવ અવહેલના અને ધૃણામાં પરિવર્તિત થવા લાગ્યો. સામાજિક જવાબદારીના સિદ્ધાંતનો અભ્યાસ ચરમસીમા સુધી ધકેલાઈ ગયો. તે એટલે સુધી કે લેખનકલા અને શિલ્પની પણ અવહેલના થવા માંડી. એ સાથે જ વિશ્વસાહિત્યનાં આધુનિક રૂપ-પરિવર્તનનો પ્રભાવ પડ્યો. સર્જનેચ્છા પર કોઈ પણ પ્રકારનું બંધન સ્વીકારવા લેખકો તૈયાર નહોતા. એમાંના કેટલાક તાત્કાલિક ભૂમિકાની ચારે તરફ જોવાને બદલે તેમનાં અંદરનાં સ્તરોની શોધ કરવા માટે ઉત્તેજિત થઈ ગયા. તેઓ બાહ્ય કરતાં આંતરિક રૂપોનું પર્યવેક્ષણ કરવા ઇચ્છતા હતા માનવમનને પ્રભાવિત કરનાર અસંતોષ, અતૃપ્તિ અને બેચેનીની અભિવ્યક્તિને જ તેમણે પ્રાધાન્ય આપ્યું. ઘટનાઓના ક્રમિક વિકાસનું વર્ણન કરવાને બદલે તેમણે ચિત્તવૃત્તિ અને વાતાવરણ દ્વારા અનુભૂતિઓને વાચકો સુધી પહોંચાડવનું વધુ શ્રેયસ્કર માન્યું. આ નવીન ભાવપ્રદર્શનને માટે તેમને પ્રાચીન રૂપો અને ટેક્નિકો અપૂરતાં લાગ્યાં. હવે

સોમરસેટ મૉમ, સ્ટાઈનબેક કે બીજા મોટા વાર્તાકારો તેમના આદર્શ નહોતા રહ્યા. તેઓ હવે જેમ્સ જૉયસ, કાફકા અને કામૂની તરફ વળી રહ્યા હતા. તેઓ વર્જિનિયા વુલ્ફ, માર્સેલ પ્રાઉસ્ટની તરફ ઝૂક્યા અને અચેતન તથા અવચેતનના કોયડા ને આંટીઘૂંટીની શોધ કરવા માટે ચેતનધારા તરફ વળ્યા. કથાતત્ત્વને ઇતિશ્રી તરફ ધકેલી દેવામાં આવ્યું. વાર્તા વિચારક્રમથી દૂર હટી ગઈ. ચરિત્ર સામાજિક કે પાર્થિવ ન રહ્યાં, વાતાવરણની સૃષ્ટિ બની ગયાં અને વાતાવરણ તેને વિક્ષિપ્તતા ઉપરાંત બીજું કંઈ આપવામાં અસમર્થ નીવડ્યું.

છતાં આ રચનાપ્રવાહ મહત્ત્વહીન નહોતો. એણે સમકાલીન વાતાવરણ, પુરુષનું ઘણી સૂક્ષ્મતાથી ચિત્રણ કર્યું. આ નવી પેઢીની રચનાઓ વિશે સાધારણ રીતે એવી ટીકા કે ફરિયાદ સાંભળવા મળે છે કે તે અશ્લીલ અને અસ્પષ્ટ છે. પરંતુ તેમાં પણ અપવાદ છે.

આ પેઢીના મહત્ત્વપૂર્ણ તથા પ્રતિભાશાળી લેખકો છે એમ. ટી. વાસુદેવન નાયર, ટી. પદ્મનાભ, કે. ટી. મહમ્મદ, પારપ્પુરત્તુ, નંદનાર, માધવિકુટ્ટિ, કોવિલન, એમ. પી. નારાયણ પિલ્લૈ, કાક્કનાટન, એમ. મુકુંદન, વી. કે. એન., ઓ. વી. વિજયન, એન. પી. મુહમ્મદ, પુતૂર ઉણ્ણિકૃષ્ણન, મલયાટ્ટૂર રામકૃષ્ણન અને જી. વિવેકાનંદ.

મલયાલમના ઉર્વર કથાસાહિત્યનું પ્રતિનિધિત્વ કરી શકે તેવો આના જેવો બીજો કોઈ સંગ્રહ નથી. પસંદગી કરનાર અથવા સંકલન કરનારનું કાર્ય અત્યંત મુશ્કેલ અને આત્મલક્ષી હોય છે. કોઈ લેખકની એક જેવી અનેક સુંદર વાર્તાઓમાંથી કોઈ એક વાર્તા પસંદ કરવાનું તો એથી યે વધુ મુશ્કેલ છે. આવી પરિસ્થિતિમાં નિર્ણય કેવળ વ્યક્તિગત અને પરિણામે સ્વાનુભૂતિને આધારે થાય છે. ઉદાહરણાર્થે, શરૂઆતના પથપ્રદર્શકોની મલયાલમ કથાસાહિત્યની રચનાઓ આમાં સંગ્રહિત નથી કરવામાં આવી કારણ કે એ રચનાઓ પ્રાસંગિક નથી. આધુનિક કાળના કેટલાક જૂના, પરંતુ જેઓ બહુ જૂના નથી તેવા લેખકોની રચનાઓ પણ સ્થળસંકોચને કારણે સંકલિત કરી શકાઈ નથી. અમને આશા છે કે આ સંગ્રહ વાચકોમાં પર્યાપ્ત અભિરુચિ જગાડશે. તેઓ આવા વધુ સંગ્રહોની માગણી કરશે, જેમાં અન્ય પ્રતિભાશાળી લેખકોની રચનાઓને પણ સ્થાન મળી શકે.

**ઓમચેરી એન. એન. પિલ્લૈ**

# ભાવિ પતિ

પી. કેશવદેવ

ભાવિ પતિએ ધનવાન, સુંદર, વિદ્વાન અને યશસ્વી હોવું જોઈએ. રજની પણ એવું જ વિચારતી હતી. ઘરમાં એનાં લગ્નની વાત ચાલવા લાગી અને એણે પોતાના મનમાં સર્વગુણસંપન્ન પતિની એક સુંદર મૂર્તિ ઘડી લીધી.

વિદ્યાલયમાં બધી સખીઓ વચ્ચે ચાલતી વાતચીતમાં મુખ્ય વિષય આ જ રહેતો કે ભાવિ પતિ કેવો હોવો જોઈએ. પદ્માક્ષી એક વકીલને પતિરૂપે જોતી હતી, તો નલિની એક પોલીસ ઇન્સ્પેક્ટરને પતિ બનાવવા ઇચ્છતી હતી. પોતાની વાતના સમર્થન માટે એ ઇન્સ્પેકટરનાં ગૌરવ અને સમ્માનનું મોણ નાખીને વર્ણન કર્યા કરતી. લીલાવતી એક જજને પોતાના પતિ તરીકેનું સ્થાન આપવા માગતી હતી. જજના ગુણોનું વર્ણન કરતી વખતે એની ભાવ-ભંગિમા તદ્દન જજની પત્ની જેવી બની જતી હતી. પોતપોતાના ભાવિ પતિઓ અંગે ચર્ચા કરતી વખતે તેઓ ક્યારેક ઝઘડી બેસતાં, કારણ કે કોઈ પોતાના થનારા પતિને બીજાના ભાવિ પતિ કરતાં ઊતરતો જોવા નહોતી માગતી. આમ છોકરીઓની વિભિન્ન રુચિઓ અને કલ્પનાઓ વધુ ને વધુ સ્પષ્ટ થતી જતી હતી.

સખીઓની વચ્ચે દલીલ કરતાં નલિનીએ કહ્યું, ''પોલીસ ઇન્સ્પેક્ટરને જોઈને જ બધા ધ્રૂજવા લાગે છે.''

જવાબમાં લીલાવતી બોલી, ''તને તો ખબર છે કે જજ અપરાધીને ફાંસીની સજા પણ આપી શકે છે.''

પદ્માક્ષી વચમાં જ બોલી પડી, ''વકીલની ગેરહાજરીમાં ઇન્સ્પેક્ટર અને જજ કરી શું શકે ?''

અંતમાં સરોજિની કહેતી, ''મારા પતિ સુસંપન્ન, વિદ્વાન અને સુંદર હશે. એમની સામે તો બીજા બધા કૂતરા ને કીડા જેવા લાગશે. મારા પતિનો તો બધા લોકો આદરસત્કાર કરશે.''

એક બાબતમાં બધી સખીઓ એકમત હતી કે તેમનો ભાવિ પતિ સુંદર હોવો જોઈએ.

બધી સખીઓમાં સૌથી પહેલાં નલિનીનાં લગ્નની વાત થવા લાગી. એણે એ વાત સૌથી છુપાવી રાખી. લગ્ન નક્કી થઈ જતાં એણે ભણવાનું છોડી દીધું. ભણતર છોડવાનું કારણ જાણવાને ઉત્સુક બનેલી સખીઓને એનાં લગ્નના સમાચાર મળ્યા. ખબર પડી કે એનો ભાવિ પતિ એક કારખાનામાં મહિને ત્રીસ રૂપિયા મેળવનાર મુનિમ છે. સુંદર ભલે ન હોય, પણ બહુ કદરૂપો નથી.

લગ્ન વખતે લીલાવતી, સરોજિની, પદ્માક્ષી વગેરે બધી સખીઓ આવી. એ બધાને થતું હતું કે મનમાન્યો પતિ ન મળવાથી કદાચ નલિનીને દુઃખ થતું હશે, પરંતુ એ તો ઘણી પ્રસન્ન જણાઈ. એટલે એમને લાગ્યું - એની વાતો માત્ર મજાક માટે હતી.

લીલાવતીએ એને પૂછી જ નાખ્યું, ''બિચારી ! શું તને મુનિમની પત્ની બનવાનું પસંદ છે ?''

નલિનીએ ઉત્તર આપ્યો, ''આપણી પસંદગીને કોણ જુએ છે ? છતાં જેવો પતિ મળ્યો છે તેને પ્રસન્નતાપૂર્વક સ્વીકારી લેવાનું જ હું ઉચિત સમજું છું.''

પદ્માક્ષીએ નલિનીને કહ્યું,''તને પોલીસ ઇન્સ્પક્ટર મળી શકત તો પછી શા માટે મુનિમ સાથે લગ્ન કરે છે ?''

સહેજ દુઃખી થતાં નલિનીએ કહ્યું, ''એ તો બધું વિધિનું વિધાન છે. આપણે વિચારીએ કંઈક અને થઈ જાય કંઈક જુદું જ.''

વિધિના વિધાનની વાત સાંભળીને સરોજિનીને ગુસ્સો આવી ગયો. એણે કહ્યું, ''વિધિને શા માટે દોષ દે છે ? આપણે જે વિચારીએ છીએ તે કરી શકવાની શક્તિ પણ આપણામાં હોય છે. બસ, પ્રતીક્ષા કરવાનું ધૈર્ય હોવું જોઈએ. તું જોજે, અમારાં લગ્ન તો અમારી ઇચ્છા અનુસાર જ થશે.''

નલિની દૃઢ સ્વરે બોલી, ''હું મારી પરિસ્થિતિમાં આ લગ્નથી પૂર્ણરૂપે સંતુષ્ટ થવાનો પ્રયત્ન કરીશ.''

એ પછી સૌનો વિવાદ પૂરો થઈ ગયો અને સખીઓની મંગલ કામના સાથે નલિનીનાં લગ્ન થઈ ગયાં. લગ્ન પછી બધી સખીઓ પોતપોતાને ઘેર ચાલી ગઈ.

## 2

નલિનીનાં લગ્ન પછી પણ સરોજિની, પદ્માક્ષી, લીલાવતી વગેરે એકસાથે સ્કૂલે જતાં અને ભાવિ પતિ અંગે ચર્ચા કરતાં. એમણે નલિનીની જેમ જાળમાં ન ફસાવાનો નિશ્ચય કર્યો અને તેની જેમ અસમર્થ ન બનવાની પ્રતિજ્ઞા લીધી, આ સૌમાં પદ્માક્ષી

બુદ્ધિથી કામ કરનારી છોકરી હતી. એણે કહ્યું, 'પોતાની પરિસ્થિતિ પ્રમાણે નલિનીએ યોગ્ય જ કર્યું છે. મોટી-મોટી પ્રતિજ્ઞાઓ પૂરી થવી જ જોઈએ, એવું કંઈ જરૂરી નથી.''

પદ્માક્ષીની વાતથી સરોજિનીને ગુસ્સો આવી ગયો. એ પ્રતિવાદ કરતી બોલી, ''પદ્માક્ષી, કેવી નકામી વાતો કર્યા કરે છે ! આપણામાં શેની ખોટ છે- નથી શિક્ષણની, નથી સૌંદર્યની.''

લીલાવતી પણ સરોજિનીના વિચાર સાથે પૂરેપૂરી સહમત હતી. એણે કહ્યું, ''આપણું શિક્ષણ અને સૌંદર્ય જોતાં આપણી અભિલાષા તો સાધારણ છે.''

પદ્માક્ષીએ એમની વાત પર વ્યંગ કરતાં કહ્યું, ''બહેનો ! હવે શિક્ષણ અને સૌંદર્યને કોણ પૂછે છે ? માત્ર ધનથી બધો વેપાર ચાલે છે. એટલે જ તો સૌ ધનની પાછળ દોડે છે. ધનની સામે બધું જ વ્યર્થ છે. આપણાથી વધુ શિક્ષિત અને સૌંદર્યવાન છોકરીઓ અપરિણીત બેઠી છે.''

સરોજિની પદ્માક્ષી પર ક્રોધ ઉતારતી બોલી, ''તું બહુ ધનવાન છે એટલે જ ધનનો પક્ષ તાણે છે. ધનને લીધે તારામાં ઘમંડ આવી ગયો છે. એને તું તારી પાસે જ રાખ. અમે ગરીબ છીએ તો શું થયું ? અમારે પણ અભિલાષાઓ છે. અમારી અભિલાષા અનુસાર જો અમને પતિ પ્રાપ્ત નહીં થાય તો અમે અપરિણીત જ રહીશું.''

પદ્માક્ષી એ પછી કંઈ ન બોલી.

સરોજિનીએ પ્રતિજ્ઞા કરી કે જો વકીલ મારા ગળામાં વરમાળા નહીં પહેરાવે તો હું બીજા કોઈને નહીં વરું.

ક્યારેક-ક્યારેક સરોજિની પોતાના ભાવિ પતિ વિશે દિવાસ્વપ્ન જોઈને આનંદ અનુભવતી અને એની સાથે ફરવાની કલ્પના કરીને વિચારતી કે બધા લોકો એ બંનેનો આદર-સત્કાર કરશે. એ સ્વપ્ન જોતી. વકીલ પતિની પાસે ઘણા લોકો પોતાની સમસ્યાઓ લઈને આવે છે. ક્યારેક-ક્યારેક પતિની ગેરહાજરીમાં મને પણ નિર્ણય જણાવવાનો સુયોગ્ય અવસર મળી જશે. જજ, ઈન્સ્પેક્ટર વગેરે મારા પતિની સામે મસ્તક ઝુકાવશે, સ્ત્રીઓ મારા પતિને જોઈને ઈર્ષ્યા કરશે પરંતુ એમના સુધી પહોંચી નહીં શકે. એમનો પ્રેમ તો મારા સુધી જ સીમિત રહેશે.

સરોજિનીની એકે સખી અને વિરુદ્ધ કંઈ ન કહેતી. સરોજિની મનમાં ને મનમાં વિચારતી, મારાં લગ્ન થવા દો, પછી જોજો, આ બધી મારી સામે માથું ઝુકાવશે.

એક વર્ષ વીતી ગયું. ત્રણે મૅટ્રિક પાસ થઈ ગઈ. બધાને કૉલેજમાં ભણવાની ઇચ્છા હતી. પરંતુ સરોજિની અને લીલાવતીની આર્થિક સ્થિતિ કૉલેજમાં દાખલ થઈ શકવા જેટલી સારી નહોતી.

સરોજિનીના પિતા એક સાધારણ ખેડૂત હતા. ઘોર પરિશ્રમ કરીને કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. સરોજિનીને મૅટ્રિક પાસ કરવામાં પણ એમને બહુ કષ્ટ વેઠવું પડ્યું હતું. હવે તો સરોજિનીના બે ભાઈઓ પણ હાઈસ્કૂલ સુધી પહોંચી ગયા હતા. સરોજિનીને કૉલેજમાં અને બે ભાઈઓને અંગ્રેજી સ્કૂલમાં દાખલ કરવાનો આર્થિક ભાર ઉપાડવાની વાત ખેડૂત પિતાના સામર્થ્યની બહાર હતી. જો એને કૉલેજમાં મોકલે તો ભૂખે મરવું પડે.

સરોજિનીનાં માતા-પિતા વિચારતાં - છોકરી મૅટ્રિક પાસ થઈ ગઈ, હવે વધુ ભણાવવાથી શો ફાયદો? હવે એનાં લગ્ન કરી દેવાનું જ યોગ્ય ગણાય. શિક્ષિત સુંદર પુત્રીને વકીલ પતિ મળશે, એમ પિતા વિચારતા હતા અને ધામધૂમથી દીકરીનાં લગ્ન કરવાની ઇચ્છા પણ હતી. સરોજિનીની મા કહેતી, ''બહુ મોટાઈની વાત છોડી દો. આપણી પરિસ્થિતિ અનુસાર એક સામાન્ય વર સાથે જ દીકરીનાં લગ્ન કરી દેવાનું યોગ્ય ગણાશે.'' સરોજિની એની માતાના વિચારો સાથે સહેમત નહોતી એટલે અપ્રત્યક્ષરૂપે વિરોધ કર્યા કરતી. એ કહેતી, ''ઓહ...માની ઇચ્છા અનુસાર હું...''

પદ્માક્ષીના પિતા ધનવાન વ્યક્તિ છે. તેઓ પોતાની પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપી શકે તેમ છે, છતાં તેમણે પદ્માક્ષી માટે વર શોધવાનું શરૂ કરી દીધું. એમના પ્રયત્નમાં એમને બહુ જલદી સફળતા મળી ગઈ. એક સુંદર એન્જિનિયર નવયુવકને એમણે પદ્માક્ષી માટે પસંદ કર્યો. એ તેજસ્વી નવયુવાન પદ્માક્ષીને જોવા આવ્યો. એણે પોતાની રીતભાતથી બધાનાં મન મોહી લીધાં. તે દિવસે સરોજિની અને લીલાવતી પણ પદ્માક્ષીને મળવા આવેલાં. સોએ એકમતે એને પદ્માક્ષીને અનુરૂપ વર તરીકે સ્વીકારી લીધો. લીલાવતીને પણ એ પસંદ આવ્યો. એણે સરોજિનીનો અભિપ્રાય જાણવાની ઇચ્છા વ્યક્ત કરી, પરંતુ સરોજિની ''હું'' ...કહીને રહી ગઈ.

લીલાવતીએ કહ્યું, ''પદ્માક્ષી એક વકીલને પોતાનો પતિ બનાવવા ઇચ્છતી હતી. પરંતુ એન્જિનિયરના રૂપમાં એને વકીલ કરતાં વધુ સારો વર મળી ગયો છે. એ ભાગ્યશાળી છે.''

સરોજિની બોલી, ''એમાં ભાગ્યની શી વાત છે ? આપણને આથી યે વધુ સારો વર મળશે.''

બંનેએ પદ્માક્ષીની વિદાય લીધી.

ઘેર પહોંચીને સરોજિની પદ્માક્ષીના વરનું મહત્ત્વ સ્વીકારીને વિચારવા લાગીઃ વાસ્તવમાં તો એ કોમળ સ્વભાવનો અને પરિપક્વ બુદ્ધિનો મોટો અસફર છે. પરંતુ પ્રત્યક્ષરૂપે એને પસંદ ન કરી શકી. એણે વિચાર્યું, મારો પતિ એનાથી પણ વધુ યોગ્ય અને સુંદર હશે. એની સામે આમાંના કોઈનું મહત્ત્વ નહીં રહે. આમ, એ પોતાના સ્વપ્નદેવતાની સાથે દિવસો વિતાવવા લાગી. ક્યારેક એવું જોતી,

જાણે કોઈ સુંદર નવયુવાન એને પ્રેમથી જોઈ રહ્યો છે. એને પોતાની તરફ આકર્ષિત થતો જોઈને એની પાસે પહોંચવા એ જેવી આગળ વધે છે કે પેલો દૂર જઈને અદૃશ્ય થઈ જાય છે. એ સ્વપ્નમાં બોલી ઊઠે છે અને એની આંખો ખૂલી જાય છે અને જિંદગીનું કઠોર સત્ય એને આઘાત પહોંચાડે છે. પરંતુ એ નિરાશ ન થઈ. એણે આંખો બંધ કરી લીધી. એ જ ક્ષણે એણે એના આરાધ્યદેવને દૂર ઊભેલો જોયો. એ ધીરેધીરે એની પાસે જવા લાગી.

પદ્માક્ષીનાં લગ્ન ધામધૂમથી થઈ ગયાં. સાસરે જતી વખતે એ સરોજિનીના ઘરની સામેથી નીકળી. એ વખતે સરોજિની બારણામાં ઊભી હતી. પદ્માક્ષી પોતાના પતિની પાછળ કલહંસગામિનીની જેમ ચાલતી હતી. સરોજિનીને માટે આ દૃશ્ય અસહ્ય હતું. પદ્માક્ષીએ સરોજિનીની પાસે જઈને એની વિદાય લીધી અને એનાં લગ્નના સમાચાર તથા પત્રવ્યવહારની આકાંક્ષા વ્યક્ત કરી.

''હૂં !'' સરોજિનીએ ઉત્તર આપ્યો. પદ્માક્ષી પ્રસન્નતાપૂર્વક ચાલી ગઈ.

સરોજિનીની આંખોમાંથી આંસુનાં બે બિંદુ સરી પડ્યાં.

## 3

આજકાલ સરોજિનીને બસ એક જ કામ છે, સ્વપ્નમાં સુકોમળ નવયુવાનની સાથે સંપર્ક. ભણેલી અને સુંદર હોવાને લીધે રસોઈના કામને એ પોતાનું કર્તવ્ય નહોતી માનતી. જમવાનું તૈયાર થઈ જાય ત્યારે એ રસોડામાં ડોકિયું કરી આવે છે. નાહીને ચાંદલો કરતી વખતે જ્યારે અરીસો હાથમાં લે છે ત્યારે પોતાના સૌંદર્યનું પાન કરવા લાગે છે. તૃપ્તિ થઈ જાય ત્યારે પલંગ પર સૂઈને અંગ્રેજી પુસ્તક હાથમાં લે છે. પરંતુ મન ક્યાંક બીજે જ દોડવા માંડે છે.

પાડોશણ સરોજિનીની માને કહેતી, ''દીકરીને કામ નહીં શીખવો તો લગ્ન પછી શું થશે ?''

મા ઉત્તર આપતી, ''એ તો ભણેલી-ગણેલી છે, કામ શા માટે કરે ? જ્યારે લગ્ન થશે ત્યારે પોતાની મેળે જ શીખી જશે. બાપની લાડકી છે. આને કામ કરાવું તો એ મારા પર નારાજ થઈ જાય છે.''

આમ, થોડા મહિના પસાર થઈ ગયા. કેટલીયે જગ્યાએ સરોજિનીનાં લગ્નની વાત શરૂ થઈ. એક વીમા કંપનીનો એજંટ, એક અદાલતનો શિરસ્તેદાર અને વેપારીના પુત્રે સરોજિનીને પસંદ કરી. સરોજિનીનાં માતા-પિતાએ તેમનો આદર-સત્કાર કર્યો અને એ ત્રણે યુવકોમાંથી એકને પસંદ કરવાનું પુત્રીએ કહ્યું. પરંતુ સરોજિનીને તો એમાંનો કોઈ પસંદ ન પડ્યો.

છેવટે એનાં લગ્નની વાત જ બંધ થઈ ગઈ. સરોજિનીએ માને કહ્યું, ''જો આ પ્રકારના માણસો સાથે મારાં લગ્ન કરવામાં આવશે તો હું આપઘાત કરીશ.''

સરોજિનીના ઘરની પાસે એક પ્રાઈમરી સ્કૂલ છે. ત્યાં એક નવા અધ્યાપકની નિમણૂક થઈ છે. એમનું નામ છે એમ. આર. મુટ્ટમ. વર્તમાનપત્રોમાં એમની કેટલીક કવિતાઓ છપાઈ છે. હાલમાં તેઓ સરોજિનીની પડોશમાં રહે છે. જ્યારે સરોજિની નહાવા જતી ત્યારે એ અધ્યાપક તેને એકીનજરે જોયા કરતો. ક્યારેક સરોજિનીની ઉદાસ દૃષ્ટિ એના ઉપર પણ પડી જતી.

એક સાંજે અધ્યાપક મુટ્ટમ સરોજિનીને ઘેર આવ્યો અને મા સાથે વાતો કરવા લાગ્યો. સરોજિની પણ વાત કરવા લાગી. એ વખતે એમણે પોતાની કવિતા પણ સંભળાવી, રહસ્યવાદી પ્રેમગીત હતું. સરોજિનીએ બહુ પ્રશંસા કરી.

હવે અધ્યાપક એમને ઘેર આવવા-જવા લાગ્યો અને પ્રેમગીતોના માધ્યમથી પોતાના પ્રેમનો વિસ્તાર કરવા લાગ્યો. અધ્યાપકને જણાઈ આવ્યું કે પ્રેમની વાતો સરોજિનીને ગમે છે. એ જુદીજુદી રીતે પ્રેમની પ્રશંસા કરવા લાગ્યો, કે પ્રેમ સૌંદર્યનું ઝરણું છે, મુક્તિનું દ્વાર છે, શાંતિનો પોકાર છે, બ્રહ્મની સત્તા છે, વગેરે...વગેરે. સરોજિનીને કંઈ સમજણ ન પડી પરંતુ વધુ સાંભળવાની ઇચ્છા હમેશાં રહ્યા કરતી.

એક દિવસ સરોજિનીએ અધ્યાપકને પૂછ્યું, ''શું વણદેખી વ્યક્તિ સાથે પણ પ્રેમ થઈ શકે ખરો ?''

અધ્યાપકે તેની તરફ જોઈને કહ્યું, ''હા, જરૂર દિવ્ય પ્રણય દ્વારા શું નથી થઈ શકતું ?''

સરોજિનીએ ફરીથી પૂછયું, ''એક વ્યક્તિ વિશે કંઈ જ જાણતા ન હોવા છતાં એની સાથે પ્રેમ થઈ શકે ?''

અધ્યાપકે કહ્યું, ''સંભવ છે, કારણ કે પ્રેમનું ગીત આપણા ચિંતન-મનનો અગ્નિ છે, એ ઈશ્વરની લીલા છે.''

સરોજિનીએ પૂછ્યું,'' જોયાજાણ્યા વિના કોઈ વ્યક્તિ સાથેનો પ્રેમ સફળ થઈ શકે?'' અધ્યાપકે કહ્યું, ''જરૂર સફળ થાય. હું જ એનો દાખલો છું.''

સરોજિનીએ કહ્યું, ''તમે એને જોઈ નથી, એના વિશે કંઈ સાંભળ્યું નથી, છતાં પ્રેમ કરી લીધો. શું એ સફળ થયો ?''

એણે જુસ્સાથી જવાબ આપ્યો, ''હા, હમણાં જ સફળ થયો છે. તને જોયાજાણ્યા વિના જ મને તારા પર પ્રેમ હતો. હવે તો એ સફળ જ થઈ ગયો છે. આ બધી ઈશ્વરની લીલા છે.''

સરોજિનીએ ગુસ્સાથી કહ્યું, ''બબડાટ બંધ કરો. મને તમારા પર એક તોલા જેટલો પણ પ્રેમ નથી.''

આશ્ચર્યચકિત થઈને અધ્યાપકે કહ્યું, "દિવ્ય અને પવિત્ર પ્રણયની નિંદા ન કર."

સરોજિનીએ કહ્યું, "હું પ્રેમની નિંદા નથી કરતી, પરંતુ મેં એક બીજી વ્યક્તિને મારો પ્રેમ અર્પણ કરી દીધો છે."

અધ્યાપકે પૂછયું, "કોણ છે એ ભાગ્યશાળી ?"

સરોજિનીએ ઉત્તર આપ્યો, "એ ભાગ્યશાળી છે, કુબેર છે, કોમળ છે, પંડિત છે અને સુયોગ્ય છે. ક્યાં એ અને ક્યાં બિચારા તમે !"

અધ્યાપકે હસીને કહ્યું, "એ તને પ્રેમ કરે છે ?"

"એને ઓળખવા માટે તો મેં તમને પૂછ્યું" હતું. મેં એને કદી જોયો નથી અને એના વિશે કંઈ સાંભળ્યું પણ નથી."સરોજિનીએ જવાબ આપ્યો.

અધ્યાપક ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો, "તારો પ્રેમ ખરેખર સફળ થશે.

એ ચાલ્યો ગયો. ધીરે-ધીરે એણે સરોજિનીને ઘેર જવાનું બંધ કરી દીધું.

## 4

ચારપાંચ વર્ષ વીતી ગયાં. આટલા દિવસોથી સરોજિની સુંદર, સુકોમળ, કુબેર અને પંડિત પતિની પ્રતીક્ષામાં કાલ્પનિક દુનિયામાં વિહાર કરી રહી છે. એ કાલ્પનિક પતિનો હાથ પકડીને ધીમે ધીમે ચાલે છે. જયારે એ દૂરથી બોલાવે છે ત્યારે માથું ઝુકાવીને સામે ઊભી રહી જાય છે, પછી બંને એકબીજા સાથે મીઠી મીઠી વાતો કરવામાં મગ્ન થઈ જાય છે. એનો પતિ એને ચુંબન આપે છે, પછી બંને એકાકાર બની જાય છે. પરંતુ એ જેવી ફરીથી આંખો ખોલે છે કે તરત જ પતિમહાશય પ્રગટ થઈ જાય છે.

આ માત્ર કલ્પના છે, કલ્પના !

હવે સરોજિનીનાં માતા-પિતા પણ એના પ્રત્યે ઘૃણા કરવા લાગ્યાં છે, કારણ કે એ એમને માટે બોજારૂપ બની ગઈ છે. એ ઘરની પરિસ્થિતિ એવી નથી કે કામ કર્યા વિના રહી શકાય, અને દુનિયા પણ એનું આ રીતે રહેવાનું સહી શક્તી નથી. એટલે માતાએ પતિને કહ્યું, "છોકરીને કોઈની સાથે પરણાવી દેવાનું જ યોગ્ય લાગે છે. એ તો અહીં રાણી બનીને બેઠી છે. આમ બેઠાબેઠા એને ક્યાં સુધી આપણે ખવડાવી શકશું ? તમે અને એ તો જજની રાહ જોઈ રહ્યાં છો, હજી કેટલી રાહ જોવાની બાકી છે ? રાહ જોતાં તો ઘરડી થઈ જશે. ભલે, મારે શું !"

પિતા પણ મા સાથે સહમત થઈ જાય છે. એ વખતે એજન્ટ સાથે લગ્ન કરી

શકાયાં હોત. પૈસાદાર પણ હતો, તંદુરસ્ત પણ હતો અને દેખવમાંયે કંઈ બહુ ખોટો નહોતો. મુનિમ પણ સારો હતો, પણ છોકરી મોટે ઘેર પરણવા માગતી હતી. હવે તો કોઈ નથી આવતું.

આ બધું સાંભળી સાંભળીને સરોજિની દુઃખી રહેવા લાગી. નિરાશા એને ઘેરી વળી. હવે એ નવાં વસ્ત્રો અને ફૂલો માટે તલસવા લાગી. મા એના પર ચિડાતી હતી, પરંતુ પિતા મૌન રહેતા હતા. હવે એને નહવા માટે સાબુ યે નહોતો મળતો. ક્રીમ પાવડરની જગ્યાએ રસોડાનો ધુમાડો જામવા લાગ્યો. મા હવે એની પાસે કામ કરાવવા લાગી. એનાં કપડાંયે ફાટવા માંડયાં હતાં.

રસોઈ કરવી તો એને ક્યારેય નહોતી ગમતી, પણ હવે એને કરવી પડતી હતી, અને એ એનાથી સહેવાતું નથી. એ તો કાલ્પનિક દુનિયામાં કાલ્પનિક પતિનો સહવાસ ઈચ્છે છે.

કામ કરતાં કરતાં ધીરે ધીરે એને જયારે કઠોર જિંદગીનો આભાસ થવા લાગ્યો, ત્યારે એને સમજાયું કે જિંદગી માત્ર સ્વપ્ન અને કલ્પના નથી. એ પથ્થરથીયે વધુ કઠોર છે. આ સત્યને એની સખીઓએ પહેલાં જ ઓળખી લીધેલું, એટલે જ પોતાને મનગમતો પતિ છોડીને નલિનીએ મુનિમનો સ્વીકાર કરી લીધેલો અને પદ્મશીએ એન્જિનિયરનો, લીલાવતી વિશે સરોજિનીને કંઈ જ ખબર નહોતી એ લગ્નનો પ્રસ્તાવ લઈને આવેલા લોકોનો વિચાર કર્યા કરતી, પણ હવે એનો કંઈ ફાયદો નહોતો એ મુનિમ એજંટ કે વેપારીના દીકરાની પત્ની બની જાત તો તેઓ એને ખુશ રાખત, પ્રેમ કરત. એ બધુ વિચારી વિચારીને એ ક્યારેક રડ્યા પણ કરતી.

માએ એને વરપ્રાપ્તિ માટે સોમવારનું વ્રત કરવાનો ઉપદેશ આપ્યો. એ દર સોમવારે મંદિર જઈને પ્રદક્ષિણા કરવા લાગી. એક સોમવારે એણે જોયું - લીલાવતી અધ્યાપકની સાથે આવી છે. બંનેને સાથએ જોઈને સરોજિની સ્તબ્ધ થઈ ગઈ. લીલાવતીએ સરોજિનીનો હાથ પકડીને ક્ષમા માગતા કહ્યું, ''કોઈ પ્રકારની ધામધૂમ વિના લગ્ન થઈ ગયાં એઠલે કોઈને આમંત્રણ જ આપ્યું નહીં.''

સરોજિનીએ કંઈ ન કહ્યું અને વાત કરવા માટે લીલાવતીને પાસે ખેંચી લીધી. થોડી વાર વાત કરીને બંને સખીઓએ વિદાય લીધી, જતી વખતે અધ્યાપક એક સફળ સ્મિત સાથે સરોજિની પર નજર નાખીને ચાલ્યો ગયો.

## 5

મનુષ્યની આશાઓને કચડીને કઠોર કાળ જિંદગીને આગળ ને આગળ ખેંચી રહ્યો છે. સરોજિની હવે બત્રીસ વર્ષની થઈ ગઈ છે.

એક દિવસ એણે ધ્યાનથી પોતાના રૂપનું નિરીક્ષણ કર્યું. પોતાનું રૂપ જોઈને એનાં મુખેથી ઉદ્‌ગારો સરી પડ્યા, ''હે ભગવાન !'' જેમ તેલ પૂરું થઈ જાય ત્યારે દીપકના વાટ બુઝાઈને ચીમળાઈ જાય છે, એવી જ કેટલીક રેખાઓ સરોજિનીના ચહેરા પર પડી ગયેલી.

રાત્રે બધાના સૂઈ ગયા પછી એ દીવાની પાસે વિચારોમાં મગ્ન થઈને બેઠી હતી. એ વખતે ચાની દુકાનવાળો ક્રાંતિ પ્રવેશ કરે છે. આ ઘરમાં એ કોઈ પણ સમયે આવી શકે છે. કારણ કે ઘરનાઓને એના પર પૂરો વિશ્વાસ છે.

ક્રાંતિ એકલો છે. એણે લગ્ન નથી કર્યાં. સરોજિની જ્યારથી સમજણી થઈ છે ત્યારથી એણે એને ચાની દુકાન પર બેઠેલો જોયો છે. જ્યારે કોઈ કાંતિને એનાં લગ્ન વિશે પૂછતું ત્યારે એ કહેતો, ''તમે સૌ લગ્ન કરીને સુખી થાઓ. મારે માટે તો એ જ સુખની વાત છે !''

સરોજિનીની પાસે બેસતાં કાંતિએ પૂછ્યું, ''સરોજિની, દીવાની પાસે બેસીને તું કોના સ્વપ્ન જોઈ રહી છે ?'

સરોજિનીએ જવાબ આપ્યો, '' ઊંઘ નથી આવતી એટલે અમસ્થી જ અહીં બેઠી હતી. માને બોલાવું ?''

'' ના, ના,'' આંગણામાં પાનની પીચકારી થૂંકતો કાંતિ બોલ્યો, '' હવે કેટલા દિવસ આમ એટલી રહીશ, સરોજિની !''

પ્રશ્નનો મર્મ સમજી જતાં સરોજિની બેદરકારીથી બોલી, ''બેસીશ નહીં. બસ, સૂવા જ જાઉં છું.''

એણે ફરીથી પ્રશ્ન કર્યો, ''એકલા રહેવાનું શું યોગ્ય છે ?''

સરોજિનીએ કહ્યું, ''તમે પણ એકલા જ રહો છો ને.''

કાંતિને ગ્લાની થઈ. થોડી વાર ચૂપ રહીને બોલ્યો, '' મારી વાત જુદી છે.''

સરોજિનીએ કહ્યું, ''તો મારી વાત પણ જુદી છે. આ બધા ભાગ્યના ખેલ છે.''

થોડીવાર બંને ચૂપ બેસી રહ્યાં. આજે સરોજિનીની બધી આશાઓ અને અભિલાષાઓ અશ્રુરૂપે વહેવા લાગી. એ રુંધાયેલા કંઠે બોલી, ''મારે માટે વિધાતાનું આ અટલ વિધાન છે, કાંતિભાઈ !''

કાંતિએ પણ કહ્યું. ''હા, આ વિધાતાનો ખેલ છે.'' થોડી વાર પછી કાંતિ કંઈક કહેવા ગયો, પણ અવાજ ગળામાં જ અટકી ગયો.

પૂર્વ દિશામાં ચંદ્ર એના ચમકારા સાથે ઊંચે ચડ્યો. બંને એની સામે જોવા લાગ્યાં કાંતિને ફરીથી કંઈ કહેવાની ઈચ્છા થઈ. પરંતુ શબ્દો એના મોઢામાં જ રહી ગયા. સરોજિનીએ પૂછ્યું, ''કંઈ કહેવા જતા હતા ?''

''કંઈ નહિ.''

થોડી વાર પછી એણે પૂછ્યું, ''કેટલાક વાગ્યા છે ?''

''બાર વાગી ગયા છે.''

''બાર વાગી ગયા !''

''હું.''

એ ઊઠ્યો. ઊંડો શ્વાસ લઈને કંઈક કહેવા ગયો પણ કહી ન શક્યો. માત્ર એક અવ્યક્ત ધ્વનિ નીકળીને રહી ગયો.

એણે પૂછ્યું, ''કાંઈ કહેવા માગતા હતા ?''

''કંઈ નહીં, જઈને સૂઈ જાઓ.''

''હું સૂવા જાઉં છું, તમે હવે જાઓ.''

''તું આડી પડીશ પછી હું જઈશ. રાત્રે એકલા બેસવાનું યોગ્ય નથી.''

એ દીવો લઈને ઊભી થઈ ગઈ. કોંતિએ દીર્ઘ નિઃશ્વાસ છોડ્યો. એણે દરવાજો જઈને દરવાજો બંધ કરી દીધો.

એ દીવો લઈને દરવાજાની પાસે જ ઊભી રહી...એક પ્રકારની નિઃશબ્દતા! એક અસહ્ય એકાંતતા !...એક દીર્ઘ નિઃશ્વાસ ! દીવો બુઝાઈ ગયો... એણે દરવાજો ખોલ્યો.

કોંતિ મૂર્તિની જેમ ત્યાં ઊભો હતો. એણે ધીમેથી પૂછ્યું, ''હજી સુધી ગયા નથી?''

એણે સામે પૂછ્યું, ''હજી સુધી સૂતી નથી ?''

ફરીથી નિઃશબ્દતા !

એણે પૂછ્યું, ''જવું નથી કે શું ?''

કોંતિએ કહ્યું, ''સૂવું નથી કે શું ?''

ફરીથી નિઃશબ્દતા !

એ બે ડગલાં આગળ વધીને ઊભો રહી ગયો. એણે જમણો પગ ઉપર ઊંચકીને ફરીથી નીચે મૂક્યો.

સરોજિનીએ કહ્યું : ''જવું નથી કે શું ?''

એણે કહ્યું : ''સૂવું નથી કે શું ?''

''હૂં!'' - એ બોલી.

''હૂં!'' - એ બોલ્યો.

# માત્તનની વાર્તા

તકષી શિવશંકર પિલ્લૈ

''મા, પિતાજી આજે પણ નહીં આવે ?'' પ્રાર્થનાની વચ્ચે ત્રેસ્યાએ માને પૂછ્યું.

પ્રાર્થના કરતી વખતે પણ મરિયાનું ધ્યાન ઘાટ પરની હોડીઓના અવાજ પર ચોંટેલું હતું. એણે કહ્યું, ''આવશે, આજે જ આવશે.''

મરિયાએ એ દિવસની પ્રાર્થના કરી. મળેલા ભોજન પ્રત્યે કૃતજ્ઞતા પ્રગટી કરી. ત્રેસ્યાએ એનું પુનરુચ્ચારણ કર્યું. હાથ લંબાવીને, માથાને એક તરફ ઝુકાવીને, વસ્ત્રને જરા સરકાવીને ખાલી પેટ, અધખૂલા અધર, અર્ધોન્મિલિત નેત્રોથી થાંભલા પર લટકતી આકૃતિને ધ્યાનથી જોઈ. બુઝાતી દીપ-પ્રભામાં એ આકૃતિનો હોઠ હલતો લાગ્યો. ઇશ્વર જાણે કંઈક કહેવા માગે છે. ''મહેરબાની કરીને અમારી રક્ષા કરો!'' -ફરીથી એ જ પ્રાર્થના ! ત્રેસ્યાએ કંઈ જ કહ્યું નહીં.

પાસે સૂતેલી રોસા કંઈક બબડી ઊઠી. ત્રેસ્યાએ ફરીથી પૂછ્યું, ''પિતાજી નહીં આવે તો આપણે ખાઈશું શું?''

માએ કહ્યું, ''આવશે, દિકરી.''

દીવો બૂઝાવાની અણી પર હતો. મરિયાએ દીવો ઊંચકીને એક વાર હલાવ્યો. રાત ઘેરી થઈ ગઈ. વરસાદ પડવા લાગ્યો. પવન ફૂંકાવા લાગ્યો.

એમણે ચુપચાપ પ્રાર્થના કરી. એ પ્રાર્થના આજ સુધી વણલખી છે, ચારપાંચ ફીટ ઊંડા જળાશય અને નદીનાં વહેણને રોકીને આવવાનું છે.- એવા પહાડની તળેટી સુધી તેઓ ગયા છે. તળાવની સીમા જોઈ શકાતી નથી. મદદ કરવા માટે એક પણ માણસ નથી. નદીમાં વમળ પણ છે. હાથમાં પકડેલો વાંસનો ટુકડો તૂટી જાય તો ? - એઈસુનાં ચરણકમળને ભેટી પડી. એને બે દીકરીઓ છે.

ત્રેસ્યાએ ફરીથી પૂછ્યું,''આવા વરસાદમાં પિતાજી ક્યાં ગયા હશે ? વરસાદમાં ભીંજાવાથી તાવ નહીં આવે?''

મરિયાએ આંખો ખોલી. એમાં પણ એ જ ઊણપ છે. હમણા દીવો બુઝાઈ જશે. ઘાટ પર હોડીનો અવાજ સંભળાવાની આશાએ મા-દીકરીએ બહાર જોયું - ઘેરો અંધકાર, કંઈ જ જોઈ ન શક્યાં.

"મા, પિતાજી !"

"દીકરી ત્રેસ્યા !"

બહારથી કોઈ બોલાવે છે.

"જરા પેલો દીવો તો લાવ, દીકરી."

"દીવો બુઝાઈ ગયો, પિતાજી !"

ત્રેસ્યા ફરીથી દીવો લઈને વરંડામાં આવી. પણ એ પાછો બુઝાઈ ગયો.

માત્તન વરંડામાં આવ્યો. હાથમાં એક લાકડી અને એક મોટું પોટલું.

"દીવો લાવ, દીકરી."

"દેવતા નથી, પિતાજી !"

ત્રેસ્યા પિતાને ભેટી પડવા અંધારામાં પોતાના હાથ ફંફોળીને એમને શોધતી હતી. પણ પિતા ક્યાં છે, ખબર નથી. રોસા પણ જાગી ગઈ. એણે પણ પિતાને બૂમ પાડી. એમને પકડવાનો પ્રયત્ન કરતાં રોસાનું માથું ત્રેસ્યાના હોઠ પર ભટકાયું.

"સગડીમાંયે દેવતા નથી કે શું ?" માત્તચ્ચને પૂછયું.

. આજે ઘરમાં દેવતા નહોતો થયો. માત્તચ્ચનના મગજમાં ગરમી ભરાઈ ગઈ. આજે સગડી પણ નહોતી સળગી.

"આજે મારાં બાળકોએ કંઈ જ નથી ખાધું ? તેં એમને કંઈ જ નથી આપ્યું !"

માત્તચ્ચન ભીંજાઈ ગયો હતો. પહેલાં રોસાએ એને પકડી લીધો.

એણે રોસાને ખોળામાં લઈ લીધી.

"એમને સવારે ને સાંજે આપ્યું હતું. રાત માટે કંઈ જ નહોતું," મરિયાએ કહ્યું, "પડોશમાંથી બાળકોને ઘણું મળી ગયું. આજે કંઈ કામ નથી થઈ શક્યું. સવારથી વરસાદ પડે છે."

"ત્યારે તો તેં પણ કંઈ નથી ખાધું ?" માત્તચ્ચને પોતાની પત્નીને પૂછ્યું.

"નાં"

દીકરીને નીચે બેસાડીને માત્તચ્ચન દેવતા લેવા ગયો. એ અડધી રાતે જ ત્યાંનો પ્રકાશ એલવાયો. પરંતુ તેઓ એ પછી પણ સૂતાં નહીં. પતિપત્નીએ વાતો કર્યા કરી.

પતિએ કહ્યું, "ત્રણ રૂપિયા આપ્યા. એ પછી મોટરમાં બેસીને તેઓ એર્નાકૂલમ ચાલ્યા ગયા."

"તો પછી આ ચાર આના?"

"પાલૈમાં કૉફી પીવા માટે આપેલા. થૂલી નહોતી. મેં કૉફી ન પીધી."

"ચોખા ક્યાંથી..."

"વાટખર્ચીમાંથી મેં બચાવી લીધા છે."

"કેટલા છે ?"

"અડધો શેર."

મરિયાએ માત્તચ્ચનના ગયા પછીની બધી પરિસ્થિતિ કહી સંભળાવી : બે દિવસ પત્તાં બનાવવા મટ્ટકાટ્ટ ગયેલી. નવ આના મળેલા. એક દિવસ તરપ્પુરમમાં ચોખા સાફ કર્યા. એક દિવસ ચાર નાળિયેર વેચ્યાં. પણ આજે વરસાદ પડવાને લીધે બહાર નીકળી ન શકી.

"મેં છોકરાંઓને ભૂખ્યાં નથી રાખ્યાં."

"પણ તું ભૂખી રહી."

પાછી શાંતિ ! પરંતુ એ શાંતિ સુષુપ્તિની નહોતી, ચિંતાની હતી. એ શાંતિમાંથી કોઈ પણ ક્ષણે અવાજ નીકળી શકે એમ હતો.

"હવે કેટલા હશે ?"

"ચૌદ."

"શું આ બધા પૈસા આપી દેવાના છે ?"

"નહીં તો શું ! એક વર્ષમાં આટલા જ થઈ શક્યા. એની ઉંમર આઠ વર્ષની થઈ ગઈ છે. હવે તો પાંચ-સાત વર્ષ જ બાકી છે."

થોડી વાર ચુપ રહ્યા પછી માત્તાચ્ચને કહ્યું, "દસ પૈસા વધુ આપી દેશું તો તો સારું જ થશે, કારણ કે તો સારો વર મળી જશે હા, આપણે જરૂર કષ્ટ સહેવું પડશે."

મરિયા સંમત થઈ. ભવિષ્ય વિશે વિચારતાં વિચારતાં બંને નિદ્રાના ખોળામાં પોઢી ગયા. પતિપત્ની સ્વપ્ન જોઈ રહ્યાં હતાં... દીકરીનાં લગ્ન... એનું ઘર....

સવાર પડતાં જ માત્તચ્ચન અરચ્ચરામાં પહોંચી ગયો. ત્યાં સુધીમાં ચાક્કોને મળવા ચારપાંચ લોકો આવી ગયા હતા.

ચાક્કો ત્યાંનો પૈસાદાર માણસ છે. એમની પાસે ઘણીબધી જમીન અને ખેતરો છે. એમના ધન વિશે અનેક કથાઓ પ્રચલિત છે. એમનામાં ઘમંડ નથી, સહાનુભૂતિ છે. હમેશાં મધુર સ્વરમાં વાતો કરે છે. બીજા પ્રત્યે ઘૃણા પ્રગટ કરતો એક પણ શબ્દ એમના મુખેથી નીકળતો નથી. ઈશ્વરભક્તિ વિશે કહીએ તો દર રવિવારે દેવળમાં જાય છે. ઈશ્વરને ભૂલીને કંઈ જ નથી કરતા, હમણાં જ એક દેવળને માટે એક હજાર રૂપિયાનું દાન આપ્યું છે.

ચાક્કો ઊંઘ પૂરી કરીને બહાર આવ્યો, તો માત્તચ્ચનને જોયો.

"ક્યારે આવ્યો, માત્તચ્ચન ?"

"ગઈ કાલે રાત્રે."

માત્તચ્ચનને ચાક્કો સાથે એકાંતમાં વાત કરવી હતી પણ ત્યાં ચારપાંચ માણસો બેઠા હતા. લોકો મળવા આવ્યા જ કરે છે. માત્તચ્ચનને દુ:ખ થયું.

ચાક્કોચ્ચનને એની દીકરીએ કૉફી પીવા માટે બોલાવ્યો. બધાને ત્યાં જ બેઠેલા રાખીને ચાક્કોચ્ચન કૉફી પીવા ગયો. સાથે માત્તચ્ચન પણ હતો. થોડી વારમાં માત્તચ્ચન પાછો આવ્યો. એના મુખ પર કેટલી પ્રસન્નતા હતી ! અનહદ સંતોષ. એણે ચાક્કોને ત્રણ રૂપિયા સોંપી દીધા હતા. એણે ત્રેસ્યાના લગ્ન માટે આ રીતે ચૌદ રૂપિયા ભેગા કરીને થોડો સંતોષ મેળવ્યો હતો.

ચાક્કોની પત્નીએ માત્તચ્ચનને થોડાં લાકડાં કાપવા બોલાવ્યો. લાકડાં કાપ્યાં પછી ચાક્કાએ એને પોતાના કામ માટે બોલાવી લીધો. ખેતરના હળ જોડાય છે. ચાક્કોને ત્યાં જવાનું છે. હોડી ચલાવવાનું કામ માત્તચ્ચનનું છે.

હોડીમાં જતી વખતે માત્તચ્ચને ચાક્કોની પ્રસિદ્ધિનું વર્ણન કરવા માંડ્યું. આખું પાલૈ ચાક્કોચ્ચનને ઓળખે છે.

માત્તચ્ચને ચાક્કોની દીકરી માટે એક વાર શોધી આપ્યો છે. ઘણો ધનવાન છે. બગીચા છે.

''વિચારીશ,'' ચાક્કોએ કહ્યું.

ખેતરે પહોંચીને ગાયોને ચારો નાખવાનું કામ માત્તચ્ચનને સોંપી દીધું. એ પૂરું કર્યા પછી દસ મણ ચોખા લેવાના છે અને એવાં ઘણાંય કામ છે. એમાં જ સાંજ પડી ગઈ.

માત્તચ્ચન માટે ઊભા રહેવાનું મુશ્કેલ થઈ ગયું. એ ખૂબ થાકી ગયો હતો. રસોડા પાસે જઈને માત્તચ્ચને ગરમ પાણી માગ્યું. પાણી હજી ગરમ નથી થયું. ચોખા હજી ચડે છે. એ વખતે ચાક્કો પણ ત્યાં આવી પહોંચ્યો.

''અરે, આ શું પાણી પીવાનો સમય છે ?''

થોડી ગ્લાનિ સાથે માત્તચ્ચને કહ્યું, ''કંઈ નહીં. જરા થાક...''

''બપોરે તો પેટ ભરીને ખાધું હતું ને ?''

''કંઈ નથી ખાધું !''

''કેમ ?''

''ઘરમાં કંઈ નહોતું.''

''અચ્છા, જરા આ મજૂરોને મજૂરી આપી દે.''

મજૂરી આપતાં આપતાં સાંજ વધુ ઘેરી બની ગઈ.

ચાક્કોનો પ્રાર્થનાનો સમય હતો. માત્તચ્ચનનું તો શરીર પણ સીધું નહોતું થઈ શકતું. એનું મન પણ એકાગ્ર નહોતું. માથું ખંજવાળતો માત્તચ્ચન ચાક્કોની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

''કેમ, તારે જવું નથી ?''

''થોડું ધાન ...''

''ચોખા ! શાને માટે ?''

''ઘરમાં છોકરાંઓ માટે કંઈ જ નથી.''

''હું જરા પ્રાર્થના કરીને આવું.''

માત્તચ્ચને વિચાર્યું કે એણે છ શેર ચોખા માગવા જોઈએ, ચાર શેર મજૂરીના અને બે શેર આજના ભોજનના.

## 2

''હમણાં કોઈને પાલૈ પહોંચાડવા માટે માત્તચ્ચનને જવાનું છે, પણ હવે એનામાં શક્તિ બહુ ઓછી થઈ ગઈ છે. બધા કહે છે કે એ કંઈ કામ નથી કરી શકતો.

માત્તચ્ચન લોકોને કહેતો, ''મને કામ પર બોલાવો.''

લોકોને જ્યારે કોઈ ન મળે ત્યારે માત્તચ્ચનને પૂછે, એને કંઈક આપવાનુંયે એમને ઘણું લાગતું. છતાં એ તો હિસાબ કર્યા કરતો. ચાક્કોને ઘેર માત્તચ્ચન માટે નાનાંમોટાં કામો કરે છે. જ્યારે ક્યાંય કામ નથી મળતું, ત્યારે એ ત્યાં ચાલ્યો જાય છે. બધું કામ પૂરું કરીને ચાર શેર ચોખા માગી લેતો. આ રીતે દિવસો પસાર થતા હતા. પણ આવી રીતે દિવસો વીતવાથી શો ફાયદો ? કપડાં પહેરવાં છે, તેલ લગાવવું છે, દેવળમાં ફાળો આપવો છે, દીકરીઓને ભણાવવી છે - આ બધું ચાક્કોચ્ચની મદદથી ચાલી રહ્યું છે. તદુપરાંત કોઈ માંદું પડી જાય તો તેની સેવા - સુશ્રૂષાનાં કામ માટે માત્તચ્ચનની નિમણૂંક થતી. એ ન હોત તો આપણે શું કરત ?

''હું પણ એ જ વિચારું છું.''

''હા, શું કરત ?''

ચાક્કોચ્ચન એમની રક્ષા કરનાર દેવતા બની ગયો. કેટલી દયા છે ! કેટલી ઈશ્વરભક્તિ છે !

એ બીચારો પોતાની દીકરીને સુંદર રૂપ આપવાનું સ્વપ્ન સેવતો હતો. એના કામ ઉપરથી એના જીવન-સંઘર્ષનું અનુમાન કરી શકાય છે. બાળકો જન્મ્યાં, હાથ-પગ હલાવ્યા, પડયાં, ઊઠયાં, ચાર હાથેપગે ચાલ્યાં અને એ રીતે મોટાં થઈ ગયાં. નાની દીકરીઓ ધીમે ધીમે મોટી થતી જતી હતી. હવે એ ચોપડી અને સ્લેટ લઈને સ્કૂલે જવા માંડી હતી.

એટલું જ નહી; દીકરી થોડી મોટી થયા પછી એમનાં જીવન સાથે એક નવું

ઋણ જોડાઈ ગયું જે જિંદગીમાં ક્યારેય ચૂકવી નહીં શકાય. એ ઋણ તેમનાં મનમાં જડાઈ રહ્યું હતું. તારીખની સાથે એ ઋણ વધતું જતું હતું. માત્તન ચાક્કોને દરરોજ કંઈ ને કંઈ સોપીં દેતો. એ રકમ વધીને નેવું રૂપિયા જેટલી થઈ ગઈ.

આપણે દીકરીઓ છે, એ કર્તવ્ય એમના જીવનને પ્રેરણા આપ્યા કરતું હતું. એ બાળકો માટે જ તેઓ જીવે છે, માત્ર એમના માટે. દરરોજ સાંજે પતિપત્ની હિસાબ માંડતાં.

પત્ની પતિને પૂછતી, ‘‘કેટલા રૂપિયા આપીએ તો એક સાધારણ વર મળી જાય?’’

‘‘દસ હજાર આના હોય તો એવો વર મળી જાય, જેની પાસે રહેવા માટે ઘર પણ હોય.’’

એ પૂછતી, ‘‘આટલી રકમ ભેગી કરતાં કેટલો સમય લાગશે ?’’

આમ તેઓ દીકરીઓ માટે પૈસા ભેગા કરી રહ્યાં હતાં. આ જ વિચાર તેના જીવનને આનંદથી ભરી દેતો હતો. ભૂખ્યાં રહે તોયે તેમના મોંએથી ઊંહકારો નહોતો નીકળતો. તેઓ હમેશાં જુસ્સામાં રહેતાં હતાં કારણ કે દીકરીઓનાં લગ્ન માટે તેમની પાસે પૈસા ભેગા થઈ રહ્યા હતા.

માત્તચ્ચનનો ઉત્સાહી સ્વભાવ આખા ગામમાં પ્રસિદ્ધ હતો.

ત્રેસ્યા દરરોજ માતાપિતાની વાત સાંભળતી હતી. તેમનું ધન દરરોજ વધ્યા કરતું હતું. ક્યારેક તેમના હિસાબમાં ભૂલ પડતી હતી. ચારમાં ત્રણ ઉમેરતાં આઠ થઈ જતા હતા. ત્રેસ્યાને ખબર હતી કે એમનો હિસાબ ખોટો છે, એને કહેવાની ઇચ્છા થઈ આવતી પરંતુ એ શબ્દો એના મોંમાંથી બહાર નીકળી નહોતા શકતા. નાની હોવા છતાંયે છેવટે તો એ એક સ્ત્રી જ છે ને ?

તો યે ત્રેસ્યામાં સ્વાભિમાન અને ધીરજ છે. એની હાલત એટલી ખરાબ નથી. માછલીવાળા તોમાની દીકરીએ એક દિવસ કહ્યું, ‘‘અમે ગરીબ છીએ.’’

ત્રેસ્યાએ કહ્યું, ‘‘અમે ગરીબ હોવા છતાંય ગરીબ નથી.’’

એનો અર્થ સમજ્યા વિના જ ચાક્કોની દીકરી હસી પડી. જુસ્સામાં આવીને ત્રેસ્યાએ પોતાની વાત બીજી વાર કહી.

હા, ત્રેસ્યા જ એનો અર્થ જાણતી હતી. બીજાઓને એ વાત નહીં સમજાય.

એક દિવસ બપોરે ત્રેસ્યા પોતાની સખીઓની સાથે સ્કૂલની સામે રમતી હતી. એટલામાં એમને બૅન્ડનો અવાજ સંભળાયો, અવાજ સાંભળીને એ ઘર તરફ દોડી... એક લગ્નની જાન હતી.

એ બધાં લગ્ન કરીને ઘરે જઈ રહ્યાં હતા. મરિયા એમને ઓળખે છે. એણે કહ્યું, ‘‘એ આપણાં ઘરની બાજુનો અન્ના છે. એ છોકરો આવિચ્ચેરિનો છે.’’ એણે વધૂને જોઈ. એ હસી પડી.

ત્રેસ્યાએ પૂછ્યું, ''આણું કેટલું છે ?''

''મને ખબર નથી.'' મરિયાએ જવાબ આપ્યો.

લગ્નની જાન જોઈને ત્રેસ્યા મૂર્તિવત ઊભી રહી ગઈ. એના મનમા અનેક પ્રકારના વિચારો ધૂમી વળ્યા. જાણે એ આ દુનિયામાં હતી જ નહીં. આસપાસની વાતોથી અજાણ, અપરિચિત હતી. એનું મન કોણ જાણે ક્યાંય ખેંચાઈ જતું હતું.

બધી સખીઓ ચાલી ગઈ હતી. થોડે દૂર જઈને મરિયા ઊભી રહી ગઈ. એણે ત્રેસ્યાને બોલાવી. ત્રેસ્યા જાગી ગઈ. દોડીને સખીઓની પાસે આવી. એમાંની એક બોલી,''આ ત્યાં ઊભી ઊભી લગ્નનાં સપનાં જોતી હતી.''

બીજીએ પૂછ્યું,''અલી છોકરો ક્યાં છે ?''

ત્રીજીએ પૂછ્યું, ''આણું કેટલું છે ?''

ત્રેસ્યાને ગુસ્સો આવી ગયો. એ બધા પર તૂટી પડી. એ જોઈને બધી સખીઓ હસવા લાગી.

ત્રેસ્યાએ કહ્યું, ''હસો છો શા માટે ? અમારી પાસે પણ આણું છે. મારાં માબાપ ભેગું કરે છે.'' એટલું કહીને એ ત્યાંથી ચાલી ગઈ.

થોડાં વર્ષો વીતી ગયાં. માત્તચ્ચનનો હિસાબ ઘણો વધી ગયેલો. એની સાથે ત્રેસ્યાનાં શરીર અને મન પણ. હવે એ એક યુવતી હતી. એ રકમ પાછી લેવાનો સમય આવવા લાગ્યો. એની દીકરી જેવડી બીજી છોકરીનાં માબાપોને હેરાન થતાં જોઈને માત્તચ્ચન ખૂબ ખુશ થતો હતો. એની દીકરીને સરસ વર મળશે.

જ્યારે પતિપત્ની હિસાબ માંડતાં ત્યારે ત્રેસ્યાનું મન વિશાળ દુનિયાની શોધમાં નીકળી પડતું. એને માટે ક્યાંક એક પુરુષ પણ બેઠો હશે. એ કેવો હશે ? હમણાં શું કરતો હશે ? ઝબ્બો અને ટોપી પહેરીને પોતાના ગળામાં મંગલસૂત્ર પહેરાવનારની છબીને એ મનમાં જોઈ રહી છે... સાસરું ! ... એ કેવું ઘર છે ? ઘર અને જમીન એમનાં જ છે ... એ એને પ્રેમ કરશે ... એના બદલામાં શું એ પણ એને પ્રેમ કરશે ? એ પણ મા બનશે.

આમ ત્રેસ્યા વિચાર્યા કરતી. એ અજ્ઞાત પુરુષ એને નિદ્રામાંથી જગાડશે તો એ શરમાઈ જશે.

કઈ ઉંમરે લગ્ન થશે ? સોળ વર્ષે લગ્ન કરનારી અનેક સખીઓ એને યાદ આવી.

એ સત્તર વર્ષની છે. મારી ઉંમર વિશે પિતાજીને કદાચ કંઈ ખબર જ નહીં હોય. પરંતુ મા તો બરાબર જાણે છે.

એક દિવસ મરિયાએ માત્તચ્ચનને કહ્યું, ''આમ બેસી રહેવાથી કંઈ નહીં વળે. ત્રેસ્યાને સત્તરનું વર્ષ ચાલે છે.''

''હા.''

ત્રેસ્યાએ ઊંડો શ્વાસ લીધો.

માત્તચ્ચને જવાબ આપ્યો, ''મારા મનમાં છે. હું જોઉં છું. એક છોકરો શોધવાનો છે ને ? ચાર પૈસા વધુ હોય તો વધુ સારું ...''

થોડા વધુ દિવસો વીત્યા. માત્તચ્ચન પાલૈ ગયો. પાલૈથી આવીને એણે કહ્યું, ''છોકરો મળી ગયો છે. સારો છે. ઉંમર વીસ વર્ષની છે. બીડી સુધ્ધાં નથી પીતો. એકનો એક દીકરો છે. એની પાસે એક એકર જમીન છે. આગલા રવિવારે છોકરી જોવા આવશે.''

માએ પૂછ્યું, ''શું આપવાનું છે ?''

''પાંચ હજાર આના.''

ત્રેસ્યાએ સાસરાની જમીન અને ઘર પોતાના મનની આંખોથી જોયાં. એમનાં માબાપ પણ હશે. એમની સાથે આરામથી જીવન વિતાવીશ.

આગલા રવિવારે છોકરી જોવા આવ્યા. એણે પોતાના ભાવિ પતિને જોયો. છોકરાએ પણ એને જોઈ. ત્રેસ્યા કૃતકૃત્ય થઈ ગઈ.

લગ્ન નક્કી થઈ ગયાં. આણાના પાંચ હજાર આના ઠરાવ્યા.. લગ્નની તારીખ નક્કી થઈ ગઈ. દેવળના પુરોહિતે પણ એ જ તારીખની ઘોષણા કરી. ત્રેસ્યાના પિતાએ આગલા રવિવારે આણાની રકમ પહોંચાડી દેવાનું વચન આપ્યું.

ત્રેસ્યા ખૂબ ખુશ થઈ. એની સખીઓ એની મજાક કરવા લાગી. સરખી ઉંમરની પરણેલી છોકરીઓએ એને ઉપદેશ આપવાનું શરૂ કરી દીધું. એ દિવસો ગણવા લાગી.

પતિપત્ની હવે ફરીથી હિસાબ માંડી રહ્યાં હતાં. આણું, લગ્ન વગેરેના ખર્ચ પછી તેમની પાસે થોડાક જ પૈસા રહેશે. આગળ જતાં રોસા માટે ભેગા કરવા પડશે.

પાલૈ જવાના બે દિવસ પહેલાં બાજુના ઘેરથી પાછા આવતાં મરિયાએ કહ્યું, ''ચાક્કોચ્ચન આવ્યો છે.''

''ચાક્કોચ્ચન આવ્યો છે. કાલે સવારે બજારમાં જશે એ પછી કોટ્ટયમ જશે. આજે જ રૂપિયા લાવીને રાખ્યા છે.''

''કેમ એમ ? એનો મેળો તો રવિવારે છે.''

''એની તૈયારી કરવાની છે.'' માત્તચ્ચન પાછળના ઘરમાં ગયો. માત્તચ્ચનને જોઈને ચાક્કોએ સ્મિત કર્યું.

''બધી તૈયારી થઈ ગઈ હોય એવું લાગે છે.''

''હા ! ત્યાંથી આવીને તૈયારી કરવાની આશા છે.''

"આણું કેટલું છે ?"

"પાંચ હજાર આના."

"ત્યારે તો બધા મળીને સાત હજાર થઈ જશે ને ?"

માત્તચ્ચને હસ્યા કર્યું ...

ચાક્કોચ્ચને છોકરા વિશે પૂછ્યું.

માત્તચ્ચને બધું સવિસ્તાર કહી સંભળાવ્યું.

"પૈસા ક્યાંથી આવશે ? ક્યાંક દાટીને રાખ્યા છે કે શું ?"

માત્તચ્ચન ડઘાઈ ગયો. આવો પ્રહાર તો એને જિંદગીમાં કદી સહેવો નહોતો પડયો. શું કહેવું, એ પણ સમજાતું નહોતું. મોઢામાંથી અવાજ જ નીકળી ન શક્યો.

"અહીં આપેલા થોડા થોડા પૈસા..." બસ એટલું જ કહી શકાયો.

"આપેલા થોડા થોડા પૈસા ?" ચાક્કોએ પૂછ્યું. વીજળીની ગર્જનાની જેમ એ શબ્દો માત્તચ્ચનના કાનમાં ગજર્યા.

ચાક્કોએ ફરીથી કહ્યું, "મારી પાસે બધાનો હિસાબ છે. તારા લીધેલા અને બાકીના બે રૂપિયા, કુલ સત્તર રૂપિયા મારે તને આપવાના થાય છે."

"મેં લીધા છે ?"

"હા."

"મેં ... મેં ... મહેનત કરીને ..."

"તેં અહીં કામ કર્યું. ઈશ્વર પર ભરેસો રાખનાર કયો ધર્માત્મા તારી પાસે કામ કરાવે ? માયકાંગલો નહીં તો !"

"મેં પાંદડાં કાપ્યાં ... ગાયની સંભાળ રાખી."

ચાક્કો હસી પડયો.

"એને માટે મજૂરી." માત્તચ્ચન થાકીને બેસી ગયો.

ચાક્કોએ કહ્યું, "છોકરીનુ નસીબ હશે તો બધું બરાબર થઈ જશે. હું પંદર રૂપિયા આપીશ. ઈશ્વર બધું જાણે છે."

બેત્રણ મોટા માણસો અને પુરોહિત ઘાટ પર આવ્યા. ચાક્કો તેમનું સ્વાગત કરવા ચાલ્યો ગયો.

રાત ઘણી વીતી ગયેલી. માત્તચ્ચનના ઘરનો દીવો એની મેળે જ ઓલવાઈ ગયો. એ હજી સુધી પાછો નહોતો આવ્યો.

દીવો ઓલવાઈ ગયા પછી પણ માદીકરી વાટ જોતાં રહ્યાં.

બીજે દિવસે સવારે મરિયા તરપ્પુરા પહોંચી. દક્ષિણી વરંડામાં બેઠેલા કેટલાક લોકોએ એને જોઈ.

માત્તચ્ચન બીજે દિવસે પણ ન આવ્યો. અરપ્પુરમમાં જન્મદિવસની દોડધામ ચાલતી હતી.

બીજે દિવસે રવિવાર છે. ચાક્કોનો મેળો છે. એક શબ માત્તચ્ચનના ઘાટ પર આવી ચડયું. હાથપગ દોરડાથી બાંધેલા હતા. એ માત્તચ્ચન જ હશે. મેળાની ચારે દિશાઓને ગુંજવી દેતો અવાજ ! ચાક્કોનો મહિમા અને ઈશ્વરભક્તિની પ્રશંસા થઈ રહી હતી. બિચારાં માદીકરી માત્તચ્ચનના શબને વળગીને રડી રહ્યાં હતાં.

# સેકંડ હેંડ

વૈક્કમ મુહમ્મદ બષીર

રોષથી વ્યાકુળ બનેલી, વિખરાયેલા વાળવાળી શારદા તાંડવ નૃત્યુની મુદ્રામાં હતી. તંત્રી હોપીનાથ ઘણા વિનમ્ર ભાવખી બાલ્યા, ''શારદે! શું તને ખબર નથી કે કાલે છાપું નીકળવાનો દિવસ છે ? આજે રાત્રે મારે ઘણું વધારે કામ છે, એટલે જમવાનું તૈયાર હોય તો જલદી આપી દે.''

''જમવાનું!'' શારદાએ તીખા સ્વરે કહ્યું,''મેં કંઈ જ બનાવ્યું નથી. ઇચ્છા ન થઈ. મન હોય તો જાતે બનાવીને ખાઈ લો. હું તો બહુ જ કંટાળી ગઈ છું.''

શારદાના મનમાં ગોપીનાથ પ્રત્યે પહેલેથી જ પ્રેમ નહોતો. એણે લગ્ન પહેલાં જ કહી દીધું હતું, ''મારા હૃદયમાં પ્રેમ છે જ નહીં. હું કોઈને પ્રેમ નહીં કરી શકું.'' ગોપીનાથે આજ સુધી શારદાને કંઈ નહોતું કહ્યું. એને 'ઓમના' કહીને ક્યારે ય ચુંબન પણ નહોતું કર્યું.

ગોપીનાથે કહ્યું,''આ નકામી વાતો હું ઘણા દિવસથી સાંભળતો આવ્યો છું. તારી ઇચ્છા વિરુદ્ધ મેં શું કર્યું છે ?''

''તમે મારી સાથે લગ્ન શા માટે કર્યાં ?'' પોતાના ઉન્નત વક્ષસ્થળને ઉચ્છ્વસિત કરીને ગર્વભર્યા સ્વરે શારદાએ પૂછ્યું.

ગોપીનાથ એકદમ ચોંકી ગયો. એણે કહ્યું,

'' 'તમે શા માટે લગ્ન કર્યાં ?' એ બધું પૂછવાથી શો ફાયદો છે ? એની દૃષ્ટિ બારીમાં થઈને ગલીમાં ભટકવા લાગી. જોરથી વાતા પવનને કારણે વરસાદનાં ટીપાં ઓરડામાં આવવાં લાગ્યાં.

''જોતા નથી, પાણી અંદર આવી રહ્યું છે ! તમે ભીંજાશો તો કંઈ નહીં થાય, પણ ઓરડો તો ગંદો થવા લાગ્યો છે.'' શારદાએ કહ્યું.

ગોપીનાથ બારી બંધ કરીને શારદાની પાસે આવી ગયો. શારદાની આંખોમાંથી વહેતાં આંસુઓમાં બત્તીનો પ્રકાશ પ્રતિબિંબિત થતો હતો.

''મરી ગઈ હોત તો સારું થાત !'' એણે છાતી પીટીને કહ્યું.

ગાપીનાથે શારદાને હાથ કડી લીધા.

''મને ન અડો ! હું તો એક અશુદ્ધ વસ્તુ છું ને !'' એણે ચીસ પાડીને કહ્યું.

ગોપીનાથે એનું મોં બંધ કરવાનો પ્રયત્ન કર્યો.

"હું મરી જઈશ!" કહીને શારદા હાથ છોડાવીને આઘી ઊભી રહી ગઈ અને દીવાલ સાથે માથું અફળાવા લાગી. પછી સાડી પણ ફાડી નાખી.

"એ ઘૃણામય જીવન મને શા માટે મળ્યું ?" ઉન્માદિનીની જેમ હાથની બંગડીઓ તોડીને ફેંકી દઈને શારદા બીજા ઓરડામાં નાસી ગઈ અને પલંગ પર પડીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

ગોપીનાથ ચિંતિત થઈને ખુરશી પર બેસી ગયો. એ વારંવાર વિચાર્યા કરતો હતો કે એણે શારદાને કદી કંઈ કહ્યું નથી છતાં એ શા માટે નારાજ રહે છે ? સ્ત્રી-જાત પણ અદ્‌ભૂત હોય છે. આવા વિચારમાં મગ્ન થઈને બસી રહ્યો.

ગોપીનાથના મનમાં જિંદગી પ્રત્યે ઘૃણાનો ભાવ જાગવા માંડ્યો હતો, એ વખતે એને શારદાનો ભેટો થયો. એની દશા બળબળતા રણમાં ભટકતા મુસાફર જે નવી હતી. એ અસ્થિપિંજર અવસ્થાએ પહોંચી ગયેલો. એ નારીને શીતળ જળથી ભરેલું તળાવ માનતો હતો. સ્ત્રીનું દર્શન એનાં નેત્રોને શીતળતા આપનારું હતું. કોઈના ઉન્નત વક્ષસ્થળ સાથે ચંપાઈને મીઠી મીઠી વાતો કરવાનું મન થતું હતું. પણ કોની સાથે ?

એ વખતે અદ્‌ભૂત રીતે શારદા તેમના જીવનમાં આવી, અને તે પણ વરસાદની તોફાનભરી રાત્રે. ગોપીનાથ છાપાની ઓફિસેથી ઘેર પહોંચ્યો તો દરવાજા પર કોઈને ઊભેલું જોયું. જ્યારે પાસે પહોંચ્યો ત્યારે ખબર પડી કે એક યુવતી છે. એ વખતે તેને ખબર નહોતી-એ શારદા છે. પહેલાં એણે ગોપીનાથના પ્રશ્નોનો કંઈ જવાબ ન આપ્યો. વરસાદની ઠંડી હવાથી ધ્રૂજતી યુવતીને ગોપીનાથે અંદર આવી જવાનું કહ્યું.

પણ એણે ગોપીનાથની વાત સાંભળી ન સાંભળી કરી દીધી. મૌન ઊભી રહી.

"તમારું બહાર ઊભા રહેવાનું યોગ્ય નથી, અંદર આવીને બેસો." ગોપીનાથ બોલ્યો.

એ દરવાજા તરફ આવી. એના હાથમાં એક બેગ હતી. એની આંખો લાલ થઈ ગઈ હતી. ગાલો ઉપર હજીયે આંસુઓને ભીનાશ હતી. પહોળી કિનારીની સફેદ સાડી અને કાળા બ્લાઉઝમાં એ ગોપીનાથની સામે એવી રીતે જોઈ રહેલી જાણે કોઈ ગાય સિંહને જોતી હોય.

ગોપીનાથે આશ્વાસન આપ્યું, "ગભરાઓ નહીં. અંદર આવીને બેસો." એ અંદર આવી ગઈ પછી ગોપાનીથે દરવાજો બંધ કર્યો.

"તમારે ક્યાં જવું છે? "

" "

''તમે બીજા ઓરડામાં જઈને ભીનાં કપડાં બદલી નાખો. હું અહીં એકલો જ છું. મારાથી જરાયે ન ડરશો. હું તમારા પિતા જેવો છું, ભાઈ જેવો છું...'' કહેતાં કહેતાં ગોપીનાથ અટકી ગયો.

એણે કહ્યું કે એની પાસે બદલવા માટે કપડાં નથી.

વીણાના ઝંકાર જેવો મધુર સ્વર સાંભળીને ગોપીનાથ પીગળી ગયો. એણે પોતાની પેટીમાંથી ધોયેલાં કપડાં કાઢીને એને આપ્યાં.

એ બીજા ઓરડામાં ગઈ અને કપડાં બદલીને આવી.

ગોપીનાથે પૂછ્યું, ''તમે કંઈ ખાધુંપીધું છે ?''

''મને કંઈ નથી જોઈતું.'' એ ધીમેથી બોલી.

ગોપીનાથે કહ્યું, ''મારા મહેમાન છો, એક કપ ચા તો પીવી જ પડશે,'' કહીને એ થોડું હસ્યો.

એ ચુપ બેસી રહી.

ગોપીનાથે પોતાનો પરિચય આપ્યો : ''મારું નામ ગોપીનાથ છે. એક સાધારણ છાપાનો તંત્રી છું. અને તમારું નામ ?''

''શારદા.'' એ મસ્તક ઝુકાવીને મધુર સ્વરે બોલી.

ગોપીનાથ ચા બનાવવા માટે બાજુના ઓરડામાં ચાલ્યો ગયો. બે બારીઓ પર સાડી, બ્લાઉઝ, બ્રેસિયર અને ચણિયો સુકાતાં હતાં... પહેલી જ વાર એના ઘરમાં સ્ત્રીગંધનો પ્રવેશ થયો હતો. એના હૃદયમાં આનંદ ઊભરાવા લાગ્યો. એ પોતાની જાતને રોકી ન શક્યો. એણે સંતાઈને સાડીને ચુંબન કર્યું, પછી બ્રેસિયરને પણ. પછી સ્ટવ સળગાવીને ચા બનાવી. બે ગ્લાસમાં ચા લાવીને એ જ્યારે શારદા પાસે પહોંચ્યો ત્યારે તે ટેબલ પર માથું ટેકવાની બેઠી હતી.

''શારદા, ચા પી લો.''

શારદાના ચહેરા પર થાક દેખાતો હતો. એ ધીરે ધીરે ચા પીવા લાગી.

ગોપીનાથે પૂછ્યું, ''ઊંઘ આવે છે કે શું ?''

શારદા બોલી, ''હું ખુરશી પર સૂઈ જાઉં છું.''

''ના, ના, બાજુના ઓરડામાં જઈને દરવાજો બંધ કરીને સૂઈ જાઓ. આ ખુરશી પર હું સૂઈ જઈશ.''

શારદાએ જરા પણ વિરોધ ન કર્યો, ઓરડાનો દરવાજો અંદરથી બંધ કરીને સૂઈ ગઈ.

ગોપીનાથને ઊંઘ ન આવી. કેટલીયે વાતો વિચારતો રહ્યો. આ કોણ હશે ? અસહાય બનીને ક્યાંથી આવી છે ? એનાં આંસુંઓનું શું કારણ છે ? એ એક પછી એક સિગરેટ પીતો ગયો. ઘણી વાર પછી ઊંઘ આવી.

સવારે બહારના ઓરડામાં ચાલવાનો અવાજ સાંભળીને શારદાએ દરવાજો ખોલ્યો

ગોપીનાથે ''સુપ્રભાત'' કહ્યું.

જવાબમાં એણે 'સુપ્રભાત' કહ્યું.

''બરાબર ઊંઘ આવી ને ?''

''હા.''

''નહાઈશ ?''

પછી એણે સાબુ, તેલ, મંજન, ટુવાલ વગેરે આપીને બાથરૂમ બતાવ્યો. એ પછી એ થરમોસમાં કૉફી અને નાસ્તો ખરીદી લાવ્યો.

શારદા નાહીને નીકળી. ગોપીનાથે પણ નાહી લીધું. પછી બંનેએ કૉફી પીધી. હવે ગોપીનાથે ધ્યાનથી શારદાનું મોં જોયું. એના પર પીળાશ છવાયેલી હતી. ઑફિસે જવા તૈયાર થઈ ગયો. એણે સફેદ પેંટ, સફેટ કોટ, સફેદ ખમીસ અને ખાખી રંગના જોડા પહેર્યા. પછી એણે શારદાને પૂછ્યું, ''તું ક્યાં જઈશ?'' શારદા કંઈ બોલી નહીં. એની આંખોમાંથી આંસુ વહેવા માંડ્યાં.

''રડે છે શા માટે?''

''અમસ્તી જ !'' શારદા નીચે જોતી હતી.

''કાલે રાત્રે ક્યાંથી આવી હતી?''

''હૉસ્પિટલમાંથી.''

''નર્સ છો?''

''ના.''

''ડૉક્ટર?''

''ના.''

''ભણે છે?''

''ના.''

''કંઈ કામ કરે છે?''

''ના.''

''ઘર ક્યાં છે?''

શારદાએ ગામનું નામ કહી કહ્યું, ''સત્તર માઈલ દૂર છે.''

''ત્યાં શું કરતી હતી?''

''ભણતી હતી.''

''ક્યા કલાસમાં.''

''બી.એ.માં.''

''માબાપ છે?''

''હા જી.''

''પિતા શું કામ કરે છે?''

''હાઈસ્કૂલના હેડમાસ્તર છે.''

''ઘરે ઝઘડો કરીને ભાગી આવી છે કે શું?''

શારદા ચુપ રહી.

''ઘેર પાછા જવું છે?''

''ના.''

''તો પછી ક્યાં જઈશ?''

''મને ખબર નથી. જવાનું કોઈ સ્થળ પણ નથી.''

ગોપીનાથ સ્તબ્ધ થઈ ગયો. આ શું ગાંડી છે? પણ એવું લાગતું તો નથી. એ ક્યાંય સુધી વિચારતો રહ્યો. પછી એણે ભવિષ્યનો નિર્ણય કર્યો. એક વિશાળ મેદની સામે પહેલી વાર મંચ પર ભાષણ કરનાર માણસ જે રીતે અચકાય અને ગભરાય, એવી જ દશા ગોપીનાથની હતી.

''હું કંઈક કહેવા માગું છું.'' ગોપીનાથે કહ્યું, ''તું મારાથી અને હું તારાથી બિલકુલ અપરિચિત છીએ. ગઈ કાલે રાત્રે પહેલીવાર આપણે મળ્યાં. તારે માબાપ છે, ઘર છે, પણ તું કહે છે કે તારે જવાનુ કોઈ સ્થળ નથી. એમ શા માટે તે હું જાણતો નથી. તારે વિશે કંઈ વધુ જાણવાની મને જરૂર પણ જણાતી નથી. પરંતુ બાકીની જિંદગી આપણે સાથે વિતાવીએ એમ હું ઈચ્છું છું.''

થોડી વાર બંને ચુપ રહ્યાં. પછી શારદા બોલી, ''હું કઈ રીતે રહું?''

ગોપીનાથ ખુશ થઈ ગયો.

''મારી પત્ની બનીને. હું તને પ્રેમ કરું છું. તારી સાથે આજે જ લગ્ન કરવા તૈયાર છું.''

શારદા ગોપીનાથને એનિમષ નયને તાકી રહી.

''તમે કેટલા સારા માણસ છો!'' એ દુઃખી સ્વરે બોલી, ''તમારી જિંદગી સાથે હું સંબંધ જોડું. કેટલી અધમ છું હું!''

''ઓહ! તે હું યે કંઈ મહાત્મા નથી.''

''હું તમને દગો દેવા નથી માગતી.''

''એમાં દગો શાનો?''

''તમે મને ઓળખતા નથી.''

''સ્ત્રી અને પુરુષ બંને પરસ્પરને ન ઓળખનારાં પ્રાણી છીએ. દરેકનાં અંતઃસ્તલમાં ડોકિયું કઈ રીતે કરી શકાય? આત્મા વિશે હું કંઈ જાણતો નથી. પણ હું માનું છું કે આંખો એ આત્માના દ્વાર પર છે, એ દ્વાર હું તારી અંદર એક સુંદર

આત્માનાં દર્શન કરું છું. એને હું મારા કરતાં પણ વધુ ચાહું છું.'' ગોપીનાથ ભાવાવેશમાં તણાતો જતો હતો.

શારદા ધ્રૂસકે રડવા લાગી, ''હું ખૂબ ખરાબ સ્ત્રી છું.''

ગોપીનાથ ખડખડાટ હસી પડ્યો, ''શારદા! તું ખરાબ કેવી રીતે થઈ ગઈ? શું તારા શરીર પર મેલ લાગી ગયો છે?''

''આ દુનિયામાં મને આશરો આપનારા કોઈ નથી. શું તમે મને વચન આપો છો કે તમે મને બધું જ આપશો? થોડા સમયના પરિચય પરથી તમે કહો છો કે હું તને પ્રેમ કરું છું અને મારી સાથે લગ્ન કરવા પણ તૈયાર છો.''

''છીઃ કેવી વાત કરે છે. હું બધી રીતે તૈયાર છું.''

''છતાં પણ...''

''આ છતાં પણ... એ શી વસ્તુ છે?''

''મારી વીતેલી જિંદગી...''

''ઓહ! કંઈ વાધો નહીં. મારે પણ ભૂતકાળ છે. એમાં અનેક પ્રકારના ગોટાળા છે. આપણે બંને પાછલી વાતો છોડી દઈએ અને વર્તમાનને પ્રેમ તથા વિશ્વાસ દ્વારા સુખી બનાવીએ.''

''તમે કંઈ નથી જાણતા,'' એ દાંતથી હોઠ કરડીને ધ્રૂસકે રડી પડી. રુંધાયેલા કંઠે બોલી, ''મેં હૉસ્પિટલમાં એક બાળકને જન્મ આપ્યો છે.''

થોડી વાર માટે બંને વચ્ચે મૌન છવાઈ ગયું.

ઘણી વાર પછી ગોપાનીથે પૂછ્યું, ''તો બાળક ક્યાં છે?''

''મરી ગયું.''

''પતિ?''

''હું અપરણિત છું.''

''બાળકનો પિતા?''

''મારો એક સહાધ્યાયી.''

''એ ક્યાં છે?''

''ઓનર્સ માટે ભણે છે.''

''એણે પોતાના ભવિષ્ય વિશે વિચારવાનું છે. એણે મને કહી દીધું છે.''

''ક્યા પ્રકારનું ભવિષ્ય?''

''એ કવિ છે. ઘણાં બધાં પુસ્તકો લખ્યાં છે. ગયે અઠવાડિયે એમની પરીક્ષા શરૂ થઈ. પાસ થયા પછી કૉલેજમાં જ નોકરી મળશે.''

''એ કવિનું નામ?''

શારદાએ કવિનું નામ કહી દીધું.

‘‘આદર્શવાદી?’’

‘‘હા,’’ શારદાએ કહ્યું, ‘‘હું અવારનવાર એમની કવિતાઓ વાંચતી હતી. એ દિવસોમાં એ હૉસ્ટેલની સામે ઘર ભાડે લઈને રહેવા આવ્યા. સૌથી પહેલાં તો એક પુસ્તક માટે મેં એમને એક ચિઠ્ઠી મોકલી હતી. એ રીતે અમારો પરિચય છયો.’’ એ પછી અમે નિયમિતરૂપે પત્રવ્યવહાર કર્યા કરતાં. મારી સખીઓએ મને જાગ્રત કરવા કહ્યું હતું કે એ સારો માણસ નથી, પરંતુ એની કવિતાઓ આદર્શ પ્રેમનું પ્રતીક હતી. મે એના પર ભરોસો રાખ્યો અને અમે બંનેએ કેટલીયે પ્રતિજ્ઞાઓ કરી. રાત્રે એ હૉસ્ટેલની દીવાલ ઓળંગીને મારા ઓરડામાં આવતો. પાસેના આંબાની છાયા નીચે જઈને...

‘‘મેં બધુ છુપાવ્યું હતું. પરંતુ સખીઓ કંઈ કંઈ કહેવા લાગી. હું ઘરે આવી ઘરનાં સૌને ખબર પડી ગઈ એટલે મેં ઘર છોડી દીધું. હૉસ્ટિપલ જ મારું એક માત્ર આશ્રયસ્થાન હતું. મેં એમને ત્રણ પત્રો લખ્યા. અંતે માત્ર એક વાક્યની અનામી ચિઠ્ઠી મને મળી. લખ્યું હતું, ‘‘મારે મારું ભવિષ્ય જોવાનું છે.’’ મારી પાસે પૈસા નહોતા. પરમ દિવસે રાત્રે હૉસ્પિટલમાં જ મરવાની ઈચ્છા થઈ. બારીની બહાર કૂદવા જતી હતી ત્યાં પોલીસની સીટીનો અવાજ મને સંભળાયો. હું ગભરાઈ ગઈ. પછી મેં ઝેર પીવાનો નિશ્ચય કર્યો. હૉસ્પિટલમાંથી બહાર નીકળી પડી. વરસાદની પરવા કર્યા વિના બપોરથી ચાલ્યા કર્યું. પરંતુ જ્યારે વધુ ચાલવાની હિંમત ન રહી ત્યારે અહીં તમારી પાસે...’’

‘‘બસ આટલું જ!’’ ગોપીનાથે કહ્યું, ‘‘કંઈ વાંધો નહીં. જિંદગી રડવા માટે નથી. તારાથી એક ભૂલ થઈ ગઈ. કેટલીયે અપરિણીત યુવતીઓ સાથે આવો દગો રમાય છે. આ સ્તર પર સ્ત્રી પર પુરુસ બંને સરખા છે. જૂની વાતો વિચારવાથી કંઈ લાભ નથી. હું જઈને તારાં માટે કપડાં લઈ આવું ને?’’

‘‘કેમ?’’

‘‘મારી પત્ની બનીને રહેશે ત્યારે શું કપડાંની જરૂર નહીં પડે? મારાં કપડાં તને થોડા જ કામ આવવાના છે?’’

‘‘ના, પણ આ લગ્ન બરાબર ન ગણાય. તમારા માતાપિતા શું કહેશે ? તમારા મિત્રોને આ બંધન સારું નહીં લાગે.’’

‘‘પણ લગ્ન તો મારે કરવાનાં છે. વળી માતાપિતમાં મારે માત્ર મા છે. એમણે પણ મારી ઈચ્છા વિરુદ્ધા બીજી વાર લગ્ન કરી લીધાં છે. ભાઈ એકે નથી. એક બહેન છે. એનાં લગ્ન થઈ ગયાં છે. હવે હું એકલો છું. ધનસંપત્તિ કશું જ નથી. હું ઈન્ટરમીડિયેટ સુધી ભણ્યો છું. મારું બધું ધન આ છાપું છે. ઑફિસનો પટાવાળો, મેનેજર, તંત્રી બધું હું જ છું. એટલે વચ્ચે આડું આવનારું કોઈ નથી.’’

''પરંતુ મારા હૃદયમાં પ્રેમ નથી. હું કોઈને પ્રેમ નહીં કરી શકું.'' શારદા બોલી.

''શારદા! તું મારા પર વિશ્વાસ તો મૂકી શકશે ને?''

શારદાએ રડતાં રડતાં મૌન સમ્મતિ આપી.

રજિસ્ટ્રારની પાસે જઈને તેઓ પતિ-પત્ની બની ગયાં. સાથે બેસીને બંનેએ ફોટો લેવડાવ્યો અને એ છાપામાં છાપી નાખ્યો. એ છાપાની એક નકલ શારદાના પિતા અને એક નકલ પેલા કવિને મોકલી આપી.

શારદાનાં માતાપિતા ગોપીનાથ અને શારદાને આશીર્વાદ આપવા આવ્યાં. એ જ દિવસે ગોપીનાથે સાહિત્ય-સંમેલનમાં અધ્યક્ષપદે બેઠેલા પેલા કવિને પણ જોયા. ભાષણ આપનારાઓમાં એક ગોપીનાથ પણ હતો. ભાષણ પછી હારોનો ઢગલો લેતી વખતે કવિએ ગોપીનાથને ઉદાસ સ્મિત સાથે પૂછ્યું

''તંત્રીજી, આ લગ્ન આજકાલમાં જ થયાં છે ને?''

''હા.''

'''એ સ્ત્રીને તમે પહેલેથી ઓળખતા હતા?'

''ના.''

''એના અનેક પ્રેમપત્રો એક માણસ પાસે છે.''

''શારદાએ મને એ વાત કહી છે.''

''લગ્ન પહેલાં બાળક જન્મ્યાની વાત પણ!''

''બધું જ.''

''એણે એમ પણ કહ્યું હશે કે એક 'સેકંડ હેંડ' માતા છે. બરાબર છે ને?'' કવિ હસ્યો.

ગોપીનાથ પણ હસ્યો, ''શારદાએ એ વાત પણ કહેલી. અને પોતાને અસહાય કરનાર કવિનું નામ પણ કહ્યું હતું.''

કવિનો ચહેરો ઊતરી ગયો. ગોપીનાથ હસતાં હસતાં વિદાય લઈને ચાલ્યો ગયો.

ગોપીનાથે કવિને મળ્યાની વાત શારદાને ન કહી. એનો હેતું શારદાને સંતુષ્ટ રાખવાનો હતો. શારદાને કોઈ પ્રકારની તકલીફ નથી. એ ખુશ છે. ઘરના કામમાં, રસોઈ કરવામાં, છાપું રેપર લગાવીને મોકલવા માટે તૈયાર રાખવામાં એ ઘણી હોશિયાર છે. પરંતુ આ બધાંની પાછળ એક ભાવ એના મનમાં હમેશાં રહ્યા કરે છે, ''મારા હૃદયમાં પ્રેમ નથી. હું કોઈને પ્રેમ નથી કરી શકતી.''

વરસાદ અને હવાના અવાજમાં ગોપીનાથને શારદાની કહેલી વાત જ સંભળાય છે. હવે એ પૂછે છે કે, ''મારી સાથે લગ્ન શા માટે કર્યાં?''

ગોપીનાથ છત્રી લઈને જવા માંડયો. શારદાને કહેવા માટે ઓરડામાં ગયો ત્યાં તો એ ધ્રૂસકે ધ્રૂસકે રડી રહી છે. ગોપીનાથને એને ઊંચકીને ચૂમી લેવાનું મન થયું, પરંતુ એ તો એને પ્રેમ નથી કરતી, એ યાદ આવતાં જ તે અટકી ગયો. બોલ્યો, ''હું પ્રેસમાં જઈ આવું?''

શારદાએ રડતાં રડતાં કહ્યું, ''પાછા આવશો ત્યારે હું અહીં નહીં હોઉં.''

''ક્યાં જઈશ?''

''ક્યાંય પણ.''

''અહીં શું દુ:ખ છે?''

''દુ:ખ!''- એનું હૃદય હલી ગયું. ''કંઈ નહીં.''

એ છાતી પીટવા લાગી. ગોપીનાથે આગળ આવીને એનો હાથ પકડી લીધા.

''અડો નહીં. હું અશુદ્ધ વસ્તુ છું.''

''અશુદ્ધ વસ્તુ! તું શું બોલે છે?''

''કંઈ નહીં. મને મરી જવા દો.''

''મરવા ઇચ્છે છે ! શારદા, તને શું દુ:ખ છે?''

''ઓહ! કંઈ જ નથી.'' રુંધાયેલા કંઠે એ બોલી, ''મારાથી આ ધૃણામય જીવન નથી સહેવાતું.''

''કોણે તારું જીવન ઘૃણામય કરી દીધું છે?''

''તમે.''

''મેં!'' ગોપીનાથ વધુ કંઈ કહી ન શક્યો.

''હા, તમે.'' એણે રડતાં રડતાં કહ્યું, ''શું હું તમને ગમું છું?''

''હું? તું જ તો મારા પ્રત્યે ઘૃણા કરે છે.''

''હું-'' અસહ્ય વેદનાથી ગોપીનાથની છાતીમાં શારદાએ મોં છુપાવી દીધું અને જોર જોરથી રડવા લાગી. ''હું...તો...તમને...જીવથી યે...વધુ...''

# દુકાનની ચાવી

પોન્કુન્નમ વર્કી

વર્ગીસ અને કોશી બંનેએ સાથે મળીને એક દુકાન ખોલી. આ યોજના એમણે ઘણા વખત પહેલાં બનાવી હતી. ઘર અને જમીનમાંથી જે કંઈ મળતું હતું તેનાથી દિવસે દિવસે વધતા જતા ખર્ચા પૂરા નહોતા પડતા. વર્ગીસે સલાહ આપી કે ''રૂપિયા ફેંકવાથી રૂપિયા મળે છે.'' ઘર અને જમીનને ગીરો મૂકીને કોશીએ 750 રૂપિયા વ્યાજે લીધા. વર્ગીસે પણ એટલા જ પૈસા એકઠા કરી લીધા. ચોખા, મરચાં, દાણા, ઘણા વગેરેની દુકાન ખોલી. સારે નસીબે થોડાં રેશનકાર્ડ પણ તેમને મળી ગયાં. રેશનનો સારો વેપાર શરૂ થઈ ગયો.

કોશી દુકાનમાં બેસવા લાયક નહોતો કારણકે જો કોઈ દુકાને આવીને પોતાની મુશ્કેલીઓનું વર્ણન કરવા માંડે તો કોશી તરત જ એની વાત માની લે. એ માણસ પર પૂર્ણ વિશ્વાસ રાખનારો હતો. વર્ગીસ કોઈના મામલમાં પડતો નહીં. દુકાનનો સામાન બધાને વહેંચીને ઘરે જવાની એની જરા પણ તૈયારી નહોતી. એ એક પૈસાનું પણ ઉધાર આપતો નહીં. 'ઉધાર જોખમ,' 'મહેરબાની કરીને ઉધાર લેવા ન આવો,' આવાં અનેક વ્યાપરસૂત્રો એણે લખીને દુકાનમાં લટકાવી દીધાં હતાં. ઉધાર નહીં આપીએ તો શરૂઆતમાં જરા મન ઊંચાં થશે, પણ પછી બધું ઠીક થઈ જશે. પણ ઉધાર આપવાથી તો આખી જિંદગી મન ઊંચાં રહેશે. આ હતું વર્ગીસનું વ્યાપારશાસ્ત્ર.

દુકાન પર વર્ગીસ જ બેસતો હતો. અનાજ લાવવાની બધી વ્યવસ્થા કોશી કરતો હતો. આવવા-જવાના ખર્ચનો હિસાબ લગાવીને એ વર્ગીસને સોંપી દેતો હતો. ''ઓહ! આટલું બધું શા માટે? આટલું લંબાણથી લખવાની શી જરૂર છે? આટલો ખર્ચ થયો, એટલું કહેવું પૂરતું છે,'' આવું બધું વર્ગીસ કહેતો પરંતુ કોશીનો હેતુ એ હતો કે મિત્રને એક પૈસાની પણ શંકા ન જવી જોઈએ.

એ દુકાનમાં બંનેનો ભાગ સરખો હતો, છતાં લોકો તો 'વર્ગીસની દુકાન,' 'વર્ગીસની દુકાન' જ કહ્યા કરતાં. કોશીએ એના પર કંઈ ધ્યાન આપ્યું નહીં, પરંતુ કોશીની પત્નીને આ પસંદ નહોતું. ક્યારેક એ કોશીને કહેતી પણ ખરી.

''તું એના પર ધ્યાન ન આપ. લોકો તો પોતાની સગવડ માટે આ રીતે કહે છે.'' કોશીએ પત્નીને સમજાવી.

''પણ કોશી, કહેવાનું કેટલું સહેલું છે!'' એણે કોશીને કહ્યું.

પોતાના દોસ્ત વિરુદ્ધની પત્નીની વાત સાચી હોવા છતાં શાંત સ્વભાવનો કોશી આંખ આડા કાન કરતો. પત્નીની આવી તુચ્છ શંકાની સામે મિત્ર કેટલો મોટો છે. વર્ગીસ ઉપર કોશીને આટલો બધો વિશ્વાસ હતો. દુકાનને માટે મારા કરતાં વધુ મહેનત તો વર્ગીસ જ કરે છે. વર્ગીસને બધો હિસાબ બરાબર રાખવાની શિખામણ આપવાની જરૂર પણ નથી. કોશીએ વિચાર્યું - હું કંઈ નહીં તો બીડી તો પીઉં છું; જ્યારે વર્ગીસને તો એની પણ જરૂર નથી.

એને તો કોઈ સાથે ખાસ દોસ્તી પણ નથી. વેપાર, ગંભીરતા, હિસાબનું બીજું નામ છે વર્ગીસ. લેવડદેવડમાં, લોકોની સાથે વર્તવામાં એ કોશી કરતાં બમણો હોશિયાર હતો.

એક વાર વર્ગીસની સાથે કોશી પણ દુકાન પર બેઠો હતો. એ વખતના રેશનની ચીજોમાં કચરો ઘણો હતો. ''લોકોને આ કેમ આપી શકાય?'' આ આપણા ગાયોને ખવડાવી દઈએ તો સારું,'' કોશીએ કહ્યું.

''માણસે ખાધા પછી જ જાનવરની વાત આવે છે,'' વર્ગીસે કહ્યું, ''જો માણસો એને ખાઈ ન શકે તો સરકારે આપ્યું શા માટે?'' અને પછી રેશનિંગ ઑફિસર હિસાબ જોઈને આપણને શું કહેશે?'' સાંભળનારા બધા લોકો વર્ગીસની સાચી સલાહ સાથે સંમત થઈ ગયા. કોશીને ચુપ થઈ જવું પડયું.

એક માણસે 125 ગ્રામ કાંદા માગ્યા. વર્ગીસના હાથ ખાલી નહોતા. એ સારા અને ખરાબ ચોખા ભેગા કરવામાં રોકાયલો હતો. એવું ન કરે તો ખરાબ ચીજ કોને આપે? બધાની નજર તો સારી ચીજ પર જ હોય ને! કોશી કાંદા જોખવા માટે ત્રાજવાં પાસે આવ્યો. વર્ગીસ ત્રાજવાંની સાંકળના ઉપરના ભાગમાં એક કાંદો ખોસી દેતો એથી એનું સમતોલપણું બરાબર જળવાતું હતું. કોશીએ એમ ન કર્યું અને કાંદા જોખવા માંડયો. આ રીતે જોખવાથી ચારપાંચ કાંદા વધુ ચાલ્યા જતા હતા. વર્ગીસ એ જોઈ રહ્યો હતો. ''નહીં નહીં, એ સાંકળની ઉપર એક કાંદો ખોસી દે.'' વર્ગીસે કોશીને હુકમ કર્યો. પરસેવાને લીધે એ ઊભો થઈ ગયો. ઝબ્બો કાઢ્યો એવી જ ખિસ્સામાંથી 'ઝનન' અવાજ કરતી ચાવી નીચે પડી.

## 2

એ વખતે રેશન ખરીદવા વર્ગીસ ગયો હતો. રેશન લાવવા ઉપરાંત બીજી પણ

બાબતો હોય છે. સીધા સ્વભાવનો કોશી ત્યાં કંઈ કરી શકતો નહીં. જ્યારે વર્ગીર રેશન લેવા ગયો ત્યારે કોશી દુકાને આવ્યો. દુકાન બંધ હતી. ચાવી વર્ગીસ પાસે હતી ને !

કોશીને થયું કે એને તકલીફ ન પડે એટલે રેશન લેવા વર્ગીસ ગયો છે અને કદાચ એટલે જ દુકાન બંધ છે. બસ એટલી જ વાત છે ને, એ વખતના રેશનમાં નવ ગુણી ચોખા હતા. એમાંથી છ ગુણી તો એણે ત્યાં જ બદલી નાખી હતી. 240 રૂપિયા હાથમાં આવ્યા. એ થાક્યો નહીં, એને પરસેવો યે થયો નહીં ને હાથે ધૂળ પણ લાગી નહીં. લોકોને રેશન આપતી વખતે વર્ગીસે સમજાવ્યું, ''આ કોંગ્રેસીઓના રાજને લીધે આપણો દેશ બરબાદ થઈ ગયો.''

રેશનની દુકાન સારી રીતે ચાલતી હતી. કોશીને એવી ઇચ્છા હતી કે દુકાનમાંથી જે નફો થાય છે તેમાંથી નાનકડી રકમ બચાવી રાખવી. એણે એક હજાર રૂપિયાનો જીવન-વીમો ઉતરાવવાની પોતાની ઈચ્છા વર્ગીસને જણાવી. વર્ગીસે એને ચેતવણી આપતા કહ્યું, ''એકબે વર્ષ રેશનની દુકાન તો ચાલવા દે. જે કંઈ પૈસા છે એને વહેંચી લઈશું તો દુકાન જ ડૂબી જશે. રૂપિયા ફેંકવાથી જ રૂપિયા મળશે.''

કોશી વર્ગીસની વાત સાથએ સહમત થઈ ગયો. વર્ગીસ બરાબર જ કહે છે, દુકાન આનાથી  જ ચાલી શકે છે. જરૂર પડે ત્યારે દસ રૂપિયા લઈ પણ શકું છું. એણે વર્ગીસ સાથે બે વર્ષ પછી નફો વહેંચી લેવાની વાત નક્કી કરી લીધી.

કોશીની પત્ની મરિયમકુટ્ટીએ નોકરને ચોખા અને ઘાસતેલ લેવા દુકાને મોકલ્યો. એ ઘણીવારે પાછો આવ્યો. મરિયકુટ્ટીએ ગુસ્સે થઈને મોડા આવવાનું કારણ પૂછ્યું.

''હમણાં જ તો મળ્યું!'' નોકરે જવાબ આપ્યો.

''એ એવો મોટો પૈસાદાર થઈ ગયો છે તો તું પાછો શા માટે આવતો ન રહ્યો?'' મરિયકુટ્ટીએ ચિડાઈને પૂછ્યું.

બીજે દિવસે પણ નોકર દુકાનેથી મોડો આવ્યો. વગીસે પૈસા આપીને ખરીદનારાઓને માલ આપ્યા કર્યો. નોકર ઊભો ઊભો કંટાળી ગયો. આટલું મોડું થઈ ગયું, કાકી શું કહેશે! કાકીના ક્રોધને એ સારી રીતે જાણતો હતો. એ ચાલી આવ્યો. તે દિવસે મરિયકુટ્ટીએ તાંડવનૃત્ય કર્યું.

કોશીએ પત્નીને સમજાવતાં કહ્યું, ''કંઈ બીજું કારણ હશે. તું નોકરને વાત પર ભરોસો ન કર. દુકાન આપણી છે, સામાન પણ આપણો છે. ખરીદનારાઓની ભીડ થઈ જાય તો આપણે પાછળ જ ઊભા રહેવું જોઈએ.''

''એમ નહીં ચાલે. આ કંઈ બેચાર દિવસની વાત નથી. એ શું એમ માને છે કે આ ચીજો મફત આપી રહ્યો છે?'' મરિયકુટ્ટીએ કહ્યું.

કોશીએ પૂછ્યું ત્યારે વર્ગીસે વાત જોડી દીધી, ''મેં એને પહેલાં જોયો જ નહોતો.. રેશનની દુકાન છે! કેટલી ગીરદી હતી. જેવો મેં નોકરને જોયો તેવો જ એ ઘેર ચાલ્યો ગયો. એને મોડું થતું હતું તો જરૂરી ચીજો લઈ જઈ શકત, હું શું એનો હાથ પકડી લેત.'' વર્ગીસે ચોખા અને બીજી ચીજો બીજા માણસ દ્વારા કોશીને ઘેર મોકલી દીધી. એક બાજુ વર્ગીસને આટલી મહેનત કરવી પડતી હતી, તો બીજી બાજુ કોશીને પોતાની પત્ની અને વર્ગીસની વાતો સાંભળવી પડતી હતી.

કોશીની પત્ની હઠ કરીને કેહેતી કે, ''તમારે અથવા તમારા કોઈ માણસે દુકાન પર બેસવું જોઈએ.'' કોશીને જ્યારે સમય મળે ત્યારે એ દુકાન પર બેસી જતો. હવે તો રેશન પણ વર્ગીસ જ લાવતો હતો. રેશન લેવા જતી વખતે વર્ગીસ દુકાન બંધ કરીને ચાવી પોતાની સાથે લઈ જતો. કોશઈ લાચાર હતો. પણ આ વાત કોશીની પત્ની સહન કરી શકતી નહોતી. પરંતુ કોશીને કહેવા સંભળાવવા સિવાય એ કરી પણ શું શકે?

પત્નીની હઠને કારણે એ થોડા દિવસ દરરોજ દુકાનમાં બેસતો. ત્યાં વર્ગીસ કામ કર્યા કરતો હતો તે એને ગમતું નહોતું. વર્ગીસે પોતાના નિયમો બનાવી રાખ્યા હતા. કોશી કંઈ કરતો તો એ વર્ગીસના નિયમ અનુસાર ન થતું કારણ કે કોશી એ નિયમોને જાણતો નહોતો. એક ગ્રાહક કોશી પાસે સાકર લેવા આવ્યો. એને બે શેર સાકર મળવાની હતી. કોશીએ કાર્ડ જોઈને સાકર જોખવા કાગળ લીધો. પોતાના મિત્ર સાથે દગો કરનાર એ માણસને જોઈને વર્ગીસને ઘૃણા થઈ આવી.

''એર! અરે, સાકર સિવાય કોઈ ચીજ તારે ગળે નથી ઊતરતી!'' વર્ગીસે કહ્યું, ''જા, મને ખબર છે તને સાકરની જરૂર નથી. કોઈ દવા ખાવી હોય તો અહીં આવી જજે.'' વર્ગીસે ગ્રાહકને સીધો ઘેર મોકલી દીધો. કોશી એને બશેર સાકર આપી દેત.

વર્ગીસ લોકોને ઓળખતો હતો અને એમને સમજાવીને કામ કરવાની એની આવડત કંઈક ઓર જ હતી. કોશીમાં બીજા બધા ગુણ હતા, પણ વર્ગીસ જેવી આવડતનો એક અંશ પણ નહોતો. ગ્રામ-અધિકારીનો નોકર સાકર લેવા આવ્યો. સાકર આપ્યા પછી કોશીએ પૈસા માગ્યા. વર્ગીસે કહ્યું, ''ના, ના. સાહેબનો માણસ છે. પૈસા લેવાથી બીજી અનેક મુશ્કેલીઓ ઊભી થશે.''

ખરું પૂછો તો કોશી દુકાન ચલાવવામાં હોશિયાર નથી. એને હિસાબ લખતાં પણ બરાબર આવડતું નથી. એટલે જ એ વિચારે છે કે હું દુકાનમાં બેસું શા માટે ?

જો મિત્ર પર ચોકી કરવા બેસું તો એ તો ઘણું ખરાબ કહેવાય. દુકાન અને વેપાર મારા ગજા બહારની વાત છે એ હકીક્ત કોશી સારી રીતે જાણતો હતો.

ચીજો કાપવા માટે દુકાનમાં એક ચપ્પુ હતું. એની બંને બાજુઓ સરખી હતી. બેત્રણ જગ્યાએથી એની ધાર તૂટી ગઈ હતી. એના પાછલા ભાગમાં એક દોરી બાંધીને એને ટેબલના પાયા સાથે બાંધી દેવામાં આવ્યું હતું. ''અહીં આવનારા બધા લોકો પર આપણે ભરોસો નથી રાખતા!'' કોશીએ ચપ્પુ હાથમાં લેતાં કહ્યું.

''બરાબર છે, આ શું આવનારાઓ પર ભરોસો રાખનાર દેવળ છે. મોટી મોટી રેસ્ટોરંટમાં પણ દીવાસળી અંદર રાખવામાં આવે છે અને જરૂર પડે ત્યારે બધાને આપવામાં આવે છે, એવું શા માટે? બેંક અને એ પ્રકારની બીજી જગ્યાઓએ પેન્સિલ અને પેન શા માટે બાંધીને રાખે છે? આ દુકાનમાં જ તાળા-ચાવી શા માટે છે?'' વર્ગીસે પૂછ્યું. પહેલાં બધા પર વિશ્વાસ કરવાનું જ બરાબર છે, પરંતુ બીજાના અવિશ્વાસનું પ્રમાણ આપનાર વર્ગીસ ચાવી કદી નથી ભૂલતો. હમેશાં સાથે રાખે છે.

## 3

એ દિવસે ત્યાંના દેવળમાં મેળો હતો. વર્ગીસ અને કોશીનાં ઘરનાં સૌ ત્યાં હાજર હતા. પાદરીએ બાઈબલની ખાસ વાતોને આધારે એક સુંદર ભાષણ આપ્યું. કોશીની પત્નીની નજર વર્ગીસની પત્નીના ગળાની માળા અને હાથની વીંટી પર હતી. વર્ગીસની પત્નીનાં ઘરેણાં પરથી એ પોતાના પતિના દુકાન પર ન જવાના ફાયદાને સમજી ગઈ! વર્ગીસને બાળકોએ પણ સારા કપડાં પહેર્યાં હતાં. મરિયકુટ્ટી આ સહી ન શકી. એના હૃદયમાં ઘૃણા અને ક્રોધનો ઉછાળો આવ્યો. દેવળનો કાર્યક્રમ પૂરો થતા પહેલાં જ એ ચાલી ગઈ.

થોડા દિવસ પછી એક લગ્નને પ્રસંગે બંને મિત્રોની પત્નીઓ ફરીથી મળી. એક સ્ત્રી પોતાના પતિને માટે બધું સહન કરી શકે છે, પરંતુ બીજી કોઈ સ્ત્રીના રૂપ-સૌંદયની વૃદ્ધિ એને માટે અસહ્ય બની જાય છે. ઘરમાં કોઈ વાતની ઊણપ ન હોવા છતાં વર્ગીસની પત્ની મરિયકુટ્ટી જેવી સુંદર અને સુયૌવના નહોતી એટલે શણગાર દ્વારા જ સુંદરતાને ટકાવી રાખવામાં એ માનતી હતી. એ કારણે જ એણે જરા વધુ શણગાર સજેલા. એના પગમાં સાપની કાંચળીનાં બનાવેલાં ચંપલ હતાં.

કદમાં ઠીંગણી, જાડી ચંપલ પહેરતાં ન આવડતાં હોય એવી સ્ત્રીની ચાલ

જોવી, અને સરસ રીતે ધોયેલા ઝબ્બામાં સંતાયેલો મકોડો વારંવાર કરડે, એ બંને બાબતો સરખો ક્રોધ ઉત્પન્ન કરનારી છે. સ્ત્રીઓનાં સૌંદર્યનું આસ્વાદન કરી શકાય છે, પરંતુ સૌન્દર્ય અંગેની એમની ગેરસમજ અસહ્ય છે. વર્ગીસની પત્નીનો ઠઠારો જોઈને મરિયકુટ્ટી જેવી સ્ત્રીઓ હસી પડે તો એમાં એમનો જરાય વાંક નથી. વર્ગીસની પત્નીની સાડી, ઘરેણાં અને ઘડિયાળ ઉપર મરિયકુટ્ટીની આંખો કાળા ભમરાની જેમ પહોંચી ગઈ. કોઈ સ્ત્રી એની સાડી અને ઘરેણાંની કિંમત વિશે ન પૂછે તો એ પોતાની મેળે જ કહેવા માંડતી. પોતાનાં ઘરેણાં-કપડાં વિશે વર્ગીસની પત્ની જ્યાં સુધી કોઈ સાથે વાત ન કરી લેતી ત્યાં સુધી એને સંતોષ થતો નહીં. જો કોઈ દિવસ એવું ન બની શકે તો તે દિવસે એને ઊંઘ જ ન આવે.

વર્ગીસની પત્નીને પણ વાતો કરવા માટે એક મંડળી મળી ગઈ. ત્રણચાર સ્ત્રીઓ ઊભી ઊભી આભૂષણો વિશે વાતો કરતી હતી. એમની પાસે જ ઊભેલી મરિયકુટ્ટી પણ બીજી સ્ત્રી સાથે વાત કરી રહી હતી. એ મજાકમાં વર્ગીસની પત્નીને હૃદય ભેદી નાખતી વાતો કહ્યા કરતી હતી. આટલો નિકટનો સંબંધ હોવા છતાં એ બંને મિત્ર-પત્નીઓ પરસ્પર પરિચયનો ભાવ પણ પ્રગટ નહોતી કરતી જ્યારે વર્ગીસની પત્ની પોતાની મંડળીમાં આભૂષણ અને ચંપલની કિંમત કહી રહી હતી. એ વખતે મરિયકુટ્ટીએ બહેનપણીને કહ્યું, ''નાયર પાસે ખેતી છે તો એની પત્ની પાસે પૈસા તો હશે જ. મને એક કાળી વાંદરી મળી જાત તો હું એનેય સારાં કપડાં પહેરાવી દેત.''

વર્ગીસની પત્નીએ આ પ્રકારનાં કટાક્ષબાણો થોડી વાર સુધી સાંભળ્યા કર્યાં. પરંતુ જ્યારે અસહ્ય થઈ ગયું ત્યારે બોલી, ''અરે, વાંદરીને બહાર ક્યાં શોધે છે?'' તારા ઘરમાં જ છે ને? આંખની ધૂળ સાફ કરવાની દવા નથી કે શું? તારા વરની આપેલી ચીજો છે. પુરુષ જ સ્ત્રીને સારી સારી ચીજો બનાવરાવીને આપે છે. તું જઈને...''

બંને વચ્ચે વાદ-વિવાદ વધી ગયો. બીજી સમજુ સ્ત્રીઓએ બંનેને શાંત પડ્યાં.

## 4

જુલાઈ મહિનાની ત્રીસમી તારીખે વર્ગીસે કોશીને એક હજાર રૂપિયા આપ્યા. આપણે બંને આપણી રકમમાંથી એકએક હજાર રૂપિયા પાછા લઈ લઈએ. સાતઆઠ મહિના દરમિયાન રેશનમાં કંઈ નફો નથી થયો. છતાં એકબે હજાર રૂપિયા લેવામાં કંઈ નુકસાન નહી થાય. હવે મારે તને એક વાત કહેવી છે. આપણી પત્નીઓ

એકબજા સાથે બહુ ખરાબ રીતે વાતો કરે છે. એને આપણે જ રોકી શકીએ. મેં તને સ્વપ્નમાં પણ છેતર્યો નથી પણ તારી પત્ની કોણજાણે શું શું કહે છે!" સૂજી ગયેલી ડાબી દાઢને દબાવતાં વર્ગીસ બોલ્યો.

મિત્રની સામે કોશીનું મસ્તક નમી ગયું. પોતાની પત્નીની વાત સાંભળીને એ લજ્જિત થઈ ઊઠયો. "મેં તો તારી વિરુદ્ધ કદી કંઈ વિચાર્યું નથી. પત્નીઓ કંઈ ને કંઈ બોલતી હશે. આપણે એના પર ધ્યાન આપવાની જરૂર નથી. કોશીએ કહ્યું."

ઘેર આવીને કોશીએ વિચાર્યું : સાતસો પચાસ રૂપિયાથી વેપાર શરૂ કર્યો હતો ને? દુકાનમાં આવેલી ચીજો દ્વારા પણ હજારો રૂપિયા આવ્યા હશે. હમણાં એક હજાર રૂપિયા મળ્યા છે. કોશી એની પત્ની પર બહુ ખિજાયો.

પત્ની બોલી, "મારું કહેવું જ તમને ખૂંચે છે? બીજાઓએ શું શું કહ્યું છે? હજી પણ તમે જો ન સમજતા હો તો મારે કંઈ જ નથી કહેવું. હજારો માટલાં બંધ કરી શકાય પણ કોઈ એક જણનું મોં બંધ કરી શકાતું નથી."

"અલી, ઘડાનું નહીં, તારું મોં ન ખૂલે એટલું જ મારે કહેવાનું છે." કોશીને તિરસ્કાર થઈ આવ્યો. બરાબર છે - કેટલાક જ્યારે વર્ગીસ વિશે કહે છે ત્યારે કેટલીયે એવી વાતો સંભળાય છે કે કોશી બિચારો સીધો-સાદો છે, વર્ગીસ એને જરૂર દગો દેશે, ભાગીદારોનું કામ બરાબર નથી હોતું, પોતાનું કામ માણસ પોતે કરે તો જ સારું, વગેરે વગેરે.

લોકોના આરોપના મનોવિજ્ઞાનથી વર્ગીસ પરિચિત હતો. જે લોકોનું મારી પાસે કંઈ નહીં ચાલે એ લોકો જ મારી સામે ઊભા રહી જશે. વર્ગીસ એ સારી રીતે જાણતો હતો. એણે વાંચ્યું પણ છે કે જેમ લાકડું પાણીની ઉપર તરે છે એમ જનતાના અભિપ્રાયની પણ એવી જ સ્થિતિ છે.

વર્ગીસના પિતાનું શ્રાદ્ધ થયું. એને થયું કે રેશનની દુકાન હોવા છતાંયે શું હું ચારપાંચ માણસોને જમાડી નહીં શકું? એણે પોતાના ગામના કેટલાય લોકોને બોલાવીને સરસ રીતે ભોજન કરાવ્યું. માંદો પડયો ત્યારે દેવળમાં દાન આપવાનો નિશ્ચય કર્યો. એણે દેવળના ક્ષેત્રમાં એક ક્રોસ પણ બનાવરાવ્યો. એના ઉદ્‌ઘાટનમાં ત્રણ મોટા અને ચાલીસ સાધારણ પાદરીઓ હાજર હતા.

રેશનની દુકાન ઉન્નતિ કરી રહી હતી, પરંતુ વર્ગીસને પોતાની ચિકિત્સા કરાવવાનું અનિવાર્ય થઈ ગયું. છ-સાત મહિના પહેલાં એને દાંતનો દુખાવો શરૂ થયો હતો. પેઢા પર સોજો થયો હતો. ડોકટરે કેન્સર થયાનું કહ્યું. કેન્સર સાંભળીને વર્ગીસ ચોંકી ગયો. એ કાપાકૂપીથી ગભરાઈને આયુર્વેદની ચિકિત્સા કરી રહ્યો હતો. દવાઓ લેવાથી શરીર દૂબળું પડી ગયું હતું. બીમારી ઘણી વધી ગયેલી.

ડૉકટરે કહ્યું, ''ત્રિવેન્દ્રમ જાઓ તો સારું. ઈન્જેકશન બદલવાથી ફાયદો થશે. હું એક પત્ર લખી આપું છું.''

રોગ આટલો જલદી વધી જશે એમ વર્ગીસે નહોતું ધાર્યું. વર્ગીસ ત્રિવેન્દ્રમ ગયો. કોશી પણ એની સાથે હતો.

''ભાગીદારી ધંધામાં છે. એની માંદગીમાં પણ ભાગીદાર બનવું છે કે શું?'' કોશીની પત્નીએ પૂછયું.

''થોડા દિવસ અહીં જ રહેવા દો. મને બહુ આશા નથી.'' ડૉક્ટરે કહ્યું. ડૉકટરનો અભિપ્રાય સાંભળીને વર્ગીસના તો પ્રાણ ઊડી ગયા.

દુકાને પહોંચીને રેશન નહીં આપે તો લોકો ધમાલ કરશે એમ વિચારીને કોશીએ ઘેર પાછા ફરવાનો નિશ્ચય કર્યો. વર્ગીસે સંમત થવું પડયું. કોશીએ એની સાર-સંભાળની બધી વ્યવસ્થા કરી દીધી.

કોશીએ જયારે પાછા જવાની રજા માંગી ત્યારે વર્ગીસ એનો હાથ પકડીને આંસુ લૂછવા લાગ્યો. આ દશ્ય અસહ્ય હતું. આંખમાં આંસુ ન આવવા છતાં કોશીનું હૃદય ભરાઈ આવ્યું. પોતાના મિત્રની જિંદગી બચાવવા કોશી કંઈ પણ કરવા તૈયાર હતો.

''ગાંડો ન થા. આમ ગભરાવાની જરા પણ જરૂર નથી. આપણને બધાએ મુશ્કેલીઓનો સામનો કરવો જોઈએ.'' કોશીએ એને આશ્વાસન આપતાં કહ્યું.

''મેં તારી સામે...'' રૂંધાયેલા કંઠ વર્ગીસે કહ્યું, ''ઘણાં ખોટાં કામ કર્યાં છે. ઈશ્વરના નામે મને માફ કરી દે.મારાં બાળકોને સતાવીશ નહીં.''

''કેવાં ખોટામ કામ?'' આટલા સારા માણસે ક્યાં ખોટાં કામ કર્યા એ કોશી સમજી ન શક્યો.

કોશી ઘર તરફ ચાલવા માંડયો. દુકાન જોતાં જ એને ચાવી યાદ આવી. ચાવીનો ઝૂડો તો વર્ગીસના હાથમાં હતો. વિદાયની એ હૃદયવિદારક ક્ષણે કોશી તુચ્છ ચાવીને બૂલી ગયો. વર્ગીસ પણ આપવાનું ભૂલી ગયો હશે. એણે વિચાર્યું, લુહારને બોલાવવાનું બરાબર નથી. એ થોડા પૈસા ભેગા કરીને રેશન લાવ્યો. દુકાનના વરંડામાં મૂકીને બધાને રેશન વહેંચી દીધું. ઘણાં લોકોએ કોશીને પૂછયું કે દુકાન ખોલવામાં શું ખોટું છે?''

કોશી ચુપ રહ્યો. ખોટું કંઈ નથી છતાં તાળું તોડ્યા વિના ખોલવાનું શક્ય નહોતું, અને એ જ કોશીની સમસ્યા હતી. એ તાળું તોડવા નહોતો માગતો.

થોડા દિવસ પછી કોશીને ત્રિવેન્દ્રમથી ડૉકટરનો તાર મળ્યો. એ તરત જ ત્યાં પહોંચી ગયો. એની સાથે વર્ગીસની પત્ની પણ હતી.

બધી સારવાર નિષ્ફળ ગઈ. એ લોકો પહોંચ્યા ત્યારે વર્ગીસ મૃત્યુશૈયા પર હતો.

વર્ગીસની પત્ની પોક મૂકીને રડવા લાગી. મિત્રની હાલત જોઈને કોશીએ પણ આંસુ લૂછી લીધાં. વર્ગીસ મૃત્યુની ઘડીઓ ગણી રહ્યો હતો.

''જલદી લઈ જાઓ!'' ડૉકટરે કહ્યું.

કોશી એક ટેકસીમાં પોતાના મિત્રને ઘેર લઈ આવ્યો. ઘેર આવ્યાને બીજે દિવસે વર્ગીસ પોતાના ઘરથી, પત્નીથી, બાળકોથી, કોશીથી અને દુકાનથી વિદાય થઈ ગયો.

યોગ્ય વિધિથી અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા. પાદરીએ લગભગ અઢી કલાક સુધી પરલોકવાસીના ગુણો વિશે ભાષણ આપ્યું. પેલો 'ક્રોસ' બનાવનાર પ્રત્યે પાદરીના મનમાં કેટલો આદર હતો!

કોશી એની વિધવા પત્નીને માન આપવા લાગ્યો. પિતા વિના જીવનારાં એ બાળકોને પણ કોશીએ ખૂબ પ્રેમ કર્યો. કોશી માનતો હતો કે દુનિયામાં એક મિત્રથી વધુ કંઈજ નથી.

કોશીને રેશનની દુકાનની ચાવી વર્ગીસના મૃત શરીર ઉપર મળી હતી.

કોશી પોતાનો બધો સમય દુકાનમાં જ વિતાવવા લાગ્યો. હિસાબ લખવા માટેના ચોપડા ત્યાં નહોતા. વર્ગીસ જ રાત્રે ઘેર બેસીને હિસાબ લખતો હતો એટલે ચોપડા વર્ગીસના ઘરમાં જ હતા.

વર્ગીસની પત્નીએ કોશીને એક સંરક્ષક જેવું માન આપ્યું. એની દુશ્મનાવટ કોશી સાથે નહોતી, એની પત્ની સાથે હતી.

તે દિવસે રવિવાર હતો. દેવળમાં ગયા પછી કોશી કબ્રસ્તાનમાં ગયો. ત્યાં વર્ગીસની કબર પાસે થોડી વાર મૌન ઊભો રહ્યો. એની આંખોમાંથી આંસુ સરી પડયાં, સૂકી જમીને લાલચથી એ પી લીધાં. ''કોશી, મે ઘણાં ખોટા કામ કર્યાં છે. ઈશ્વરના નામે મને માફ કરી દે. મારાં બાળકોને સતાવીશ નહીં.'' વર્ગીસના આ અંતિમ વચનો કોશીના કાનમાં ગુંજી રહ્યાં હતાં. વર્ગીસે શું ખોટાં કામ કર્યાં? કંઈ જ નહીં. એણે અમસ્તું જ કહ્યું હશે.

કોશીને હિસાબ લખવા માટે ચોપડાની જરૂર હતી. છેવટે કેટલા દિવસ સુધી કાગળ પર હિસાબ લખ્યા કર્યો. રૂપિયા આપનારાઓ પાસેથી રૂપિયા લેવા માટે હિસાબ તો લખવો જ જોઈએ. થોડા દિવસ એમ જ વીતી ગયા. એક દિવસ કોશીએ એક માણસને વર્ગીસને ઘેર ચોપડા લેવા મોકલ્યો. એ મહામુશ્કેલીથી ચોપડાનું પોટલું ઊંચકી લાવ્યો. આટલા બધા ચોપડા! કોશીને આશ્ચર્ય થયું. એને વાંચવા માટે કોશી ઘેર લઈ આવ્યો.

રાત્રે એ બધા વાંચવા બેઠો. દરેક પાનું ફેરવતી વખતે કોશીનું હૃદય વેદનાથી ભરાઈ જતું હતું. દીવાની પાસે પતિને પાનાં ફેરવતો જોઈને એની પત્ની હસી

પડી. જો એ પોતે જોત તો કોશી નારાજ થઈ જાત. એને બરાબર ખબર હતી કે આ ચોપડાઓનું રહસ્ય એનો પતિ સમજી રહ્યો છે. એ જોઈને એ મનમાં ને મનમાં સંતોષ પામતી હતી.

''કોશી, મેં બહુ અપરાધ કર્યો છે ઈશ્વરને નામે મને માફ કર, મારાં બાળકોને સતાવતો નહીં...'' એ જ વાક્ય...

કેટલાક વેપારીઓના બે હિસાબ હોય છે. એક સાચો હોય છે અને બીજો સરકારને અંધારામાં રાખવા માટે હોય છે. સાથીને દગો આપવા માટે આ ત્રીજા પ્રઢારનો હિસાબ...

કોશીના માથા પર જાણે વીજળી પડી. હું હજુ સુધી જીવું છું એ હકીક્ત પ્રત્યે એને શંકા જાગી, દુનિયા અંધકારથી ભરેલી છે. આ અંધકારમાં નિશ્ચલ બનીને હું એક જગ્યાએ બેસી ગયો હતો, એમ કોશીને લાગવા માંડયું. વર્ગીસ દુકાનની રકમથી ચાર હજારનું 'ચિટ ફંડ' ચલાવતો હતો. એની પત્નીને નામે છ હજાર રૂપિયા લખ્યા હતા જે એની જ પાસે રાખવામાં આવ્યા હતા. વર્ગીસની પહેલી રકમ પાંચસોની હતી. કોશીના ઘરનો સામાન વગેરેના હિસાબમાં ત્રણ હજાર રૂપિયા બતાવવામાં આવ્યા હતા. અંધકારમય આકાશમાં ચંદ્ર નીકળી રહ્યો છે પરંતુ કાશીને ઊંઘ નથી આવતી. એ પડખાં ફેરવતો સૂતો છે.

''તમે ઊંઘતા કેમ નથી?'' મરિયકુટ્ટી પૂછે છે.

''........''

''ઊંઘતા કેમ નથી?'' ફરીથી પ્રશ્ન.

''ઊંઘ નથી આવતી.''

''ઊંઘ ન આવવાનું કોઈ કારણ મને તો દેખાતું નથી.''

''કંઈક યાદ કરી રહ્યો છું.''

''એટલું બધું વિચારવાનું શું છે? બાળકોને મોકલવા માટે પૈસા નથી કે શું? કે શું લેણદારો આંગણામાં ઊભા છે?''

પત્નીના આ રીતે પૂછવાથી કોશી લજ્જિત થઈ ગયો. થોડી વાર ચુપ રહ્યા પછી બોલ્યો : ''તેં જે કહ્યું હતું તે બધું સાચું છે.''

''શું?''

''વર્ગીસ વિશે.''

''મને તો પહેલેથી જ ખબર હતી. સાત વર્ષ સુધી માનું દૂધ પીને મોટી થઈ છું હું. હવે તો ભરોસો બેઠો ને?'' મરિયકુટ્ટીએ કહ્યું.

''હા, બેઠો.''

''જો પહેલેથી જ કંઈક ખબર હોત તો...''

પછી લાંબો સમય ચુપ રહ્યા પછી કોશીએ કહ્યું, ''એ ન થઈ શકત. મારાથી એમ ન થાત. પહેલાં ભરોસો રાખવો જોઈએ.''

''પણ તમારા સાથીને તો તમારા પર ભરોસો નહોતો. એને કોઈના પર વિશ્વાસ નહોતો.''

''હા, એનો સ્વભાવ એવો જ હતો. મૃત્યુ પછી હવે એ ભરોસો રાખતો હશે?''

કોશીની પત્ની હસી પડી.

કોશી આ સહી શકતો નહોતો.

બીજે દિવસે કોશી મોડો ઊઠયો. ટપાલી જીવનવીમા કંપનીનું કવર આપી ગયો. વર્ગીસે પોતાના નાના બાળકને નામે બસોરૂપિયાની એક પોલિસી લીધી હતી.

કોશીએ વર્ગીસની પત્નીને બોલાવવા માટે માણસ મોકલ્યો. એ આ ઘરમાં આવવાનું પસંદ નહોતી કરતી છતાં વિધવા પોતાના સંરક્ષક પાસે ગયા વિના કઈ રીતે રહી શકે?''

'કોશી, મેં ખોટાં કામ કર્યાં છે, ઈશ્વરના નામે મને માફ કરજે. મારાં બાળકોને સતાવતો નહીં.' આ વાક્ય કોશીના કાનમાં રહી રહીને ગુંજ્યા કરતું હતું. કોશી અને એની પત્નીની સામે બિચારી વિધવા મસ્તક ઝુકાવીને ઊભી હતી. એની તરફ હાથ લંબાવતા કોશીએ કહ્યું, ''લો, દુકાનની ચાવી. આજથી દુકાન તમારી છે. મને એની ઈચ્છા નથી. એનું કારણ મને પૂછશો નહીં. જોઈએ તો દુકાન ચલાવો, નહી તો બંધ કરી દો. આજથી દુકાન સાથેનો મારો બધો સંબંધ હું તોડી નાખું છું.''

વર્ગીસની પત્ની ચાવી લેતાં જરા અચકાઈ, એટલે કોશી એની સામે ચાવી ફેંકીને બહાર ચાલ્યો ગયો. આકાશમાં એક કાળું વાદળ છવાયેલું હતું એ હટી ગયું. કોશીના હૃદય પરથી એક ભાર ઊતરી ગયો.

# વધૂ

એસ. કે. પોટ્ટેકાટ

વરસાદ પડ્યા પછી આકાશ જરા ચોખ્ખું થયું. હવે પ્રકૃતિનું સૌંદર્ય વધુ ઝળકી ઊઠ્યું. હતું. સંધ્યા વાદળોની ઓથમાં છુપાતી પ્રગટ થતી જણાતી હતી.

પટ્ટાંબી અને કુટ્ટિપ્પુરમ રેલવેમાર્ગની બંને બાજુમાં ખેતરો, હરિયાળો ઓઢેલી ટેકરીઓ, વાદળોથી લદાયેલાં વૃક્ષે અને એ પછી ભારતપ્પુષાનો રેતાળ કિનારો જોતાં જોતાં હું અને ગોપી ચાલી રહ્યા હતા.

ગોપી મલાયાથી ત્રણ મહિનાની રજા લઈને મારી પાસે આવ્યો છે. એનાં આ આવવાનો મુખ્ય હેતુ છે લગ્ન. ગોપીને અહીંથી ગયે આઠ વર્ષ થઈ ગયાં છે. એ પછી એ પહેલી વર પોતાને ગામ આવ્યો છે. ગોપી આ ગામના એક માન્ય અને જૂના કુટુંબનું અંગ છે. હવે એ ઘરમાં કોઈ નથી. એટલે મકાન ભાડે આપી દીધું છે. ગોપીના એક મોટા ભાઈ મદ્રાસમાં ક્યાંક સેલ્સ ઑફિસર છે. ઘરની પરિસ્થતિ આ પ્રકારની હોવાને કારણે એણે લગ્નનો બધો ભાર મારા પર છોડી દીધો છે, કારણકે હું એનો સહાધ્યાયી, મિત્ર અને એના ગામનો પણ છું.

ગોપીએ પોતાના પત્રમાં મને ભાવિ પત્ની પસંદ કરવાનો જે આદેશ આપેલો એમાં પત્નીનાં અનેક લક્ષણોનું વર્ણન આ રીતે કરેલું : પાકા કેળા જેવો રંગ, મોટી મોટી કાળી આંખો, સુડોળ અને સુંદર નાક તથા લાંબા લાંબા વાંકડિયા વાળા વાળ અંગેના વાક્ય નીચે લીટી દોરીને એને ખાસ મહત્ત્વ આપ્યું હતું. થોડી લાંબી હોવી જોઈએ, બહુ વધુ નહીં, શરીરે સ્વસ્થ હોવી જોઈએ. ઉંમર સોળથી વીસની વચ્ચે હોવી જોઈએ. પૈસાદાર તથા મોટા કુટુંબની ન હોવી જોઈએ.

જો પાકા કેળાના રંગની ન મળે તો થોડી શ્યામલી હોય તોય વાંધો નથી. વાળ ખૂબ ઘાટા હોવાની સાથે વાંકડિયા પણ હોવા જોઈએ. બાકી બધું એ પ્રમાણે જ હોવું જોઈએ.

ગોપીની ભાવિ પત્નીનું વર્ણન વાંચતી વખતે મને તિરુ સ્ટેશન પરના એક ફળ વેચવાવાળાની બૂમ એકદમ યાદ આવી ગઈ. સુંદર સ્ત્રીનો રંગ કેળા જેવો હોવો જોઈએ.

મેં ગોપીનો પત્ર ત્રણચાર વાર વાંચ્યો. મને એવું લાગ્યું કે જાણે એણે મજાક કરી હોય. જ્યારે અમે બંને મદ્રાસમાં બી.એ. ભણતા હતા ત્યારથી હું ગોપીને ઓળખું છું. એ શરમાળ અને રસિક યુવક છે. એટલે ઘણી રાહ જોયા પછી જ એણે મને ભાવિ પત્નીનું વર્ણન લખ્યું હશે. છતાં આ પ્રકારના નમૂનાને સ્વપ્નમાં જોવાનું કારણ? ગોપીએ ભાવિ વધૂનું વર્ણન કોઈ સિને-તારિક જેવું કર્યું છે. હવે ગોપીનો હેતુ મને સમજાયો. એ મલાયામાં પોતાના મલય અને ચીની મિત્રોની સાથે એક વિશિષ્ટ મલયાલી છોકરીનાં સૌંદર્યનું પ્રદર્શન કરવા માગે છે એટલે વાળ, નાક અને રંગની વાત પર વધુ જોર આપ્યું છે. તારા મનનો મોહ ઘણો સારો છે, ગોપી.

મેં જ્યારે એના પત્રનો ઉત્તર આપ્યો ત્યારે બે પ્રશ્નો પૂછ્યા, ''ચશ્માંવાળી હોય તો વાંધો છે? થોડુંઘણું સંગીત જાણતી હોય તો તારે માટે અયોગ્ય ગણાશે?''

પરંતુ મારો પત્ર મળે તે પહેલાં જ સર્વલક્ષણોથી યુક્ત લક્ષ્મીસ્વરૂપા ભાવિ પત્નીને પસંદ કરવા એ ત્યાંથી નીકળી ગયો હતો. આવી પત્નીને મેળવવા કોઈ સાધારણ પુરુષ પરિશ્રમ ન કરી શકે. પાકા કેળા જેવો રંગ, કેળાના ફૂલને આંટી દે તેવું નાક, વાળ એટલા ઘાટા હોવા જોઈએ કે જ્યારે એને ફેલાવી દે ત્યારે ચીની રેશમથી બનેલો પડદો લાગે, પરંતુ શરીરનો રંગ કાલા ચીની રેશમને આંટી દે તેવો હોવો જોઈએ.

ગોપીની વાત પર દીર્ઘ નિઃશ્વાસ છોડતાં મને જરાય તકલીફ ન પડી, કારણ કે એ તદ્દન સત્ય અને સ્વાભાવિક છે. જો આવું થઈ જાય તો હરિઇચ્છા. ગોપીની અભિલાષાને અનુરૂપ એક સૌંદર્યની રાણી મારી ઓળખાતી હતી. બે-ત્રણ માઈલ દૂરની એક જગ્યાએ રહેતી હતી. એનો સોના જેવો રંગ, સુડોળ અને લાંબુ શરીર, કપોળ, મસ્તક, ચિબુક વગેરે બધું જ સોનેરી! અદ્દ્ભુત કેશકલાપ, કાળા અને ચમકતા વાળનો અંબોડો, એ ખોલી દે તો વાળ જાણે જમીનને અડી જાય! એની ચાલમાં એક પ્રકારની માદકતા છે. જ્યારે ચાલે છે ત્યારે એની પાનીની લાલિમા ચોખ્ખી દેખાય છે. એ ગંધર્વીને મેં ગોપીની માટે પસંદ કરી રાખી હતી. એ એક ખેડૂતની દીકરી છે. કુટુંબ સારું છે. પણ એનામાં એક ખામી છે. એ કુંવારી નથી. સાતઆઠ વર્ષ પહેલાં એનાં લગ્ન થઈ ગયાં હતાં.

પતિએ એને છોડી દીધેલી કે પછી એણે પતિને, એની ખબર નથી. ત્યારથી આજ સુધી એણે કોઈ સાથે લગ્ન નથી કર્યાં. આજકાલ એનું કામ સૂતર કાંતવાનું અને હિંદી ભણવાનું છે. ગુરુવાયૂરપ્પનનું ચિત્ર સામે રાખીને એ પૂજા પણ કરે છે. આ બધાં કામોમાં એનું છેલ્લું કામ જ એના મામાને પસંદ છે. એનાં માબાપ મરી ગયાં છે. એનું નામ અમ્મુકુટ્ટી છે. મામા એનાં કાર્યોથી અપ્રસન્ન રહે છે, છતાં એને કંઈ કહેતા નથી. આવી જ રીતે થોડાં વર્ષો વીતી ગયાં.

આટલો સમય વીતી જવા છતાં એના સૌંદર્યમાં કંઈ ફેર નથી પડ્યો. અત્યારે એની ઉંમર લગભગ સત્તર-અઢાર વર્ષની હશે. આટલું જાણી લીધા પછી ગોપીની વાત બીજી વાર કહેવાની કંઈ જરૂર નથી. આનો ઊંધો અર્થ ન લેતા. કેટલીક છોકરીઓ ગોળ પથ્થર જેવી છે, એમની વધી ગયેલી ઉંમરની ખબર નથી પડતી. એમનામાં ચૈતન્યની જરાય ખામી નથી હોતી. એમાંની જ એક અમ્મુકુટ્ટી પણ છે. હું જાણું છું કે એને જોયા પછી ગોપી ફરીથી મને કંઈ જ નહીં કહે. થોડી ઘણી શંકા જો હોય તો તે અમ્મુકુટ્ટી તરફથી છે. એ જો લગ્ન કરવા માટે તૈયાર ન થાય તો? એ સિવાય એમનાં લગ્નનની વચ્ચે આવે એવું બીજું કોઈ કારણ નથી.

ગોપી દેખાવમાં કોમળ છે. જરાક કાળો છે. કદ લાંબું છે. મલાયામાં રહેવાથી જરાક જાડો થઈ ગયો છે. એના વાળ ખૂબ કાળા છે. જમણાં કાન પાસે થોડાક વાળ સફેદ પણ થઈ ગયા છે. એનાં કામ વિશે કહું તો મલાયામાં મોટો ઑફિસર છે. 'ઈસ્ટેટ' માં મહિને ચાંદીના નવસો સિક્કા મેળવે છે. પોતાની મોટરકાર છે. બહુકુંજૂસ હોવાને લીધે બેંકમાં પણ સારી રકમ છે. વધુ શું જોઈએ? લગ્ન પછી જીવનનિર્વાહમાં એને જરાય મુશ્કેલી નહીં પડે. જો હિંદી ભણવાનું અને સૂતર કાંતવાનું બહુ જરૂરી હોય તો અમ્મુકુટ્ટી મલાયામાં પણ એ કામ કરી શકે છે. ગુરુવાયૂરપ્પનનું ચિત્ર પણ સાથે લઈ જઈ શકે છે. મને લાગે છે ત્યાં સુધી ગોપી પણ ઈશ્વર પર થોડો ભરોસો રાખવાવાળો છે. અમે જ્યારે મદ્રાસમાં ભણતા હતા ત્યારે એ સૂતાં પહેલાં દરરોજ શ્રીમદ્ભગવદ્ગીતા વાંચતો હતો.

અમારો છોકરીને ઘેર જવાનો કાર્યક્રમ એના ઘરવાળાઓ જાણતા નહોતા. આ જાતની વાતો પહેલેથી જણાવી દેવી જોઈએ. છોકરી જો પુરુષને પસંદ ન પડે તો છોકરીએ કે ઘરવાળાઓએ માઠું લગાડવું ન જોઈએ. છોકરીના કુટુંબ વિશે ગોપીને કશી જ ખબર નહોતી. છોકરી જો પસંદ પડશે તો બધી વાત હું એને કહી દઈશ, એવા ઉદ્દેશથી હું ગોપીને સાથે લઈને જઈ રહ્યો છું.

અમે ચાલતા હતા.

ખેતરમાં કામ કરતી વખતે નીચે કાળું કપડું અને સફેદ ઝબ્બો પહેરીને કામ કરતી મુસલમાન સ્ત્રીઓ લીલા ડાંગરના ખેતરમાં નીચું માથું કરી રોપ લગાવતી હતી. કતારમાં ઊભેલી આ સ્ત્રીઓને દૂરથી જોતાં એવું લાગતું હતું જાણે ખેતરમાં લાંબું કાળું કપડું બાંધી દીધું હોય. ચમકતા આંજણના રંગવાળી એક અસ્પૃશ્ય પ્રૌઢા બાજુના ડાંગરના ખેતરમાં એકલી જ કામ કરતી હતી. એના શ્યામળા વક્ષ પર ઝૂલતી લાલ મોતીની માળા એના સૌંદર્યમાં વૃદ્ધિ કરતી હતી. એની સામે ખેતરની માટીમાં એના અંગૂઠાના નિશાન પડ્યાં હતાં.

ગોપી એ ખેતરને જોતો જોતો ચાલતો હતો. મેં કહ્યું, ''આટલાં વર્ષો પછી

પણ આ પ્રદેશ અને અહીં દેખાતી વસ્તુઓમાં કંઈ ફેર નથી પડ્યો.''

''કંઈ ફેર નથી પડ્યો એમ કહેવું ખોટું છે. સર્વત્ર આવર્તન જ આવર્તન છે.'' ગોપીએ ઊભા રહી જઈને મારી તરફ જોયું. ગોપીની આંખો કાળી અને મોટી છે. બરાબર છે. ''મનુષ્ય અને શાસ્ત્ર આવર્તનની શક્તિ રોકવાને અસમર્થ છે. ભ્રમણ કરી રહેલા એક ખૂબ મોટા ચક્રની જેમ બધું આવે છે અને ચાલ્યું જાય છે. ફરીથી આવે છે. પ્રપંચ, પરમાણુ, પ્રકૃતિ, મનુષ્ય બધાં જ એ આવર્તનનાં અંશ છે... '' ગોપી તત્ત્વજ્ઞાનનું એક લાંબું ભાષણ આપવા માટે તૈયાર થઈને આવ્યો છે તે હું સમજી ગયો. સ્વાભાવિક રીતે જે શરમાળ હોય તે જો તત્ત્વજ્ઞાની બની જાય તો વિવાદ કરવાનું મુશ્કેલ થઈ જાય છે. મેં ખિસ્સામાંથી એક સિગરેટ લઈને સળગાવી ગોપી સિગરેટ નથી પીતો.

ગોપીએ બોલવાનું ફરીથી શરૂ કરી દીધું. ''મનુષ્ય-જીવનમાં પણ અસ્પષ્ટરૂપે આવર્તનનો સ્વાભાવ રહેલો છે. આપણી નાનકડી જિંદગી ઉપર પણ એની અસર પડે છે. પરંતુ એ આપણે જાણી શકતા નથી. એટલે જ તો આપણે એના પર ધ્યાન આપતા નથી.''

મુસલમાન સ્ત્રીઓનો એક સમૂહ નીચેના ખેતરમાંથી આવી રહ્યો હતો. કદાચ લગ્ન માટે જવાનાં હશે. નવી વહુને બોલાવવા માટે જતાં હશે. એમનાં લાલ, પીળા, લીલા અને ભૂરા રંગનાં રેશમી કપડાં સંધ્યાની આભામાં ઈન્દ્રધનુષ્યનું સર્જન કરતાં હતાં.

ગોપીએ આગળ ચાલતાં હાથના ઈશારા સાથે ભાષણ આપવાનું ચાલુ રાખ્યું.

અમે જ્યારે રેલવને પૂલની પાસે પહોંચ્યા ત્યારે જઈ રહેલી બધી સ્ત્રીઓ છત્રી ખોલીને રેલવેના પાટા પર ઊભી રહી ગયેલી.

એમના ગયા પછી મેં ગોપીને કહ્યું, ''આ સારા શુકન છે. લગ્ન પછી નવી વહુને ઘરે લાવી રહ્યા છે.''

ગોપી ચુપ રહ્યો.

''નવ સ્ત્રીઓ હતી -- નવનો આંકડો શુકનનો છે.'' મેં ગણીને ગોપીને કહ્યું.

આ વખતે પણ ગોપી ચુપ રહ્યો. મેં એ શરમાળની સામે જોયું ને હું ધ્રૂજી ગયો. ગોપીનું મોં હળદર જેવું પીળું પડી ગયું છે અને આંખો મરેલી માછલીની જેમ બહાર આવી ગઈ છે.

''ગોપી! ગોપી....'' મેં સિગરેટ ફેંકીને ગોપીને પકડી લીધો. ગોપીના હાથ છોલેલા કેળા જેવા ઠંડા પડી ગયા હતા. અમે જ્યારે મદ્રાસમાં ભણતા હતા ત્યારે બેત્રણ વાર ગોપીને હિસ્ટરિયાનો રોગ થયેલો. મને થયું કે કદાચ અત્યારે પણ ગોપીને એ જ રોગ ઊપડી આવ્યો છે. મેં ગોપીને સીધો પકડીને જમીન પર

બેસાડી દીધો.

પાંચ મિનિટ પછી ગોપીને ભાન આવવા માંડયું. આંખોમાં જીવન દેખાયું. મને પણ શાંતિ થઈ. હિસ્ટીરિયા નહોતો.

''આ જ જગ્યા, આ જ પુલ.'' જપ કરતો હોય એ રીતે ગોપીએ કહ્યું. પછી કપાળ પરનો પરસેવો હાથથી લૂછીને એક બાજુ જોવા લાગ્યો. એણે મારી તરફ એવી રીતે જોયું જાણે હું અચાનક મળી ગયો હોઉં.

''ગોપી, થાક મટી ગયો?'' મેં બીજી સિગરેટ સળગાવતાં પૂછ્યું.

ગોપીએ ગ્લાનિભર્યું સ્મિત કર્યું. પછી દૂર ક્યાંક જોવા લાગ્યો.

વાદળાં ખસી ગયાં પછી ધીરે ધીરે પ્રકાશ ફેલાવા લાગ્યો હતો.

''ગોપી, મદ્રાસમાં થતો હતો એ રોગ હતો કે શું?''

ગોપીએ માથું હલાવીને કહ્યું, ''ના, મલાયા ચાલ્યા ગયા પછી એ રોગ કદી થયો જ નથી.''

''પરંતુ હમણાં થયેલું એનું નામ શું છે?'' મેં પૂછ્યું, ''મલાયન હિસ્ટીરિયા છે કે શું?''

મોં પર આવતા સિગરેટના ધુમાડાને હટાવીને ગોપી ચુપ રહ્યો.

'આ જ જગ્યા, આ જ પુલનો અર્થ શો છે? આ જગ્યાને શું તું પહેલેથી ઓળખે છે?'

કંઈ જવાબ નહીં.

થોડી વાર ટેકરી ઉપર નજર ફેંકીને ગોપીએ ક્ષીણ સ્વરે કહ્યું, ''એ એક જૂની કથની છે. આપણે હમણાં જયાં બેઠા હતા ત્યાં આઠ વર્ષ પહેલાં મારા મૃત્યુ જેવી એક ઘટના ઘટી હતી.'' પછી પાછો તે વિચારમાં પડીને ચુપ થઈ ગયો.

''કહે ને, શું થયું હતું? ક્યારે થયું હતું?'' મેં ઘડિયાળ જોઈ. સાડાચાર વાગ્યા હતા. રાત પહેલાં ત્યાં પહોંચવામાં હવે બે કલાક બાકી છે.

એ ઘટનાનું વર્ણન સંભળાવવામાં ગોપીને જરા સંકોચ થતો હતો. જયારે બહુ કહ્યું ત્યારે કહેવા લાગ્યો, ''મેં બી.એ. પાસ કર્યા પછી એલ. ટી. કરવાની આશાએ એક પ્રાઈવેટ સ્કૂલમાં શિક્ષકનું કામ કર્યું હતું. એ સ્કૂલ અહીંથી બે માઈલ દૂર છે''

''તું માસ્તરનું કામ કરતો હતો એની મને ત્યારે ખબર હતી, પણ તું ક્યાં કરે છે એ નહોતી ખબર. તેં હમણાં કહ્યું ત્યારે મને ખબર પડી.'' મેં એને કહ્યું.

''હા, હું અહીં જ હતો. એ વખતે તું તારા ગામમાં નહોતો.''

''હા, હું અહીં નહોતો, પછી શું થયું?''

''હું એક દુકાનની ઉપરની ઓરડીમાં રહેતો હતો. કોઈની સાથે મિત્રતા નહોતી. સાંજે સ્કૂલેથી આવ્યા પછી ખેતરોમાં ફરવા ચાલ્યો જતો હતો. ક્યારેક નદી કિનારે

જઈને બેસતો અને અંધારું થવા માંડે ત્યારે પાછો આવી જતો. હૉટેલમાં જમીને રાતના બાર વાગ્યા સુધી સ્વામી વિવેકાનંદનું સાહિત્ય વાંચ્યા કરતો.''

''સૂતાં પહેલાં શ્રીમદ્ ભગવત્ ગીતા પણ તું વાંચતો હતો.''

''એ દિવસોની જેમ આજે પણ શ્રીમદ્ ભગવદ્ગીતામાં મારા પ્રાણ વસે છે.''

મેં મનમાં વિચાર્યું, ઠીક છે, હાઈસ્કૂલ, ઓરડી, ફરવાનું, હૉટેલ, કર્મયોગ, પછી એની પાછળ એક પ્રેમ પણ પાંખો ફફડાવતો આવી જશે.

''એક દિવસ સાંજે મેં એક છોકરીને જોઈ, ને બેસ જોતો જ રહ્યો. એ અસાધારણ સૌંદર્યની દેવી હતી!''

''આભમાંથી ઊતરેલી કે ધરતી પર જન્મેલી?''

''ઉત્તરી ગીત ગાનારાની જેમ પોતે જ પૂછયું હશે?''

''હા જી, એના સૌંદર્યના વર્ણન માટે તો...''

''ના, વર્ણન કરીને એને ખરાબ ન કર,'' મેં ગોપીને મેં સ્નેહથી રોકયો. ''સૌથી દેખાવડી છોકરીને હું મનની આંખોથી જોઈ શકું છું.''

''અમે રોજ સાંજે મળતાં હતાં. એની મોટી મોટી કાળી આંખોના કટાક્ષે મારા હૃદયમાં એક વિચિત્ર ભાવ ભરી દીધો હતો. એ એક શિક્ષિકા હતી.''

''અચ્છા, તો એમ હતું...'' મેં કહ્યું, ''નહીં તો દરરોજ એક ચોક્કસ જગ્યાએ મળવાનું મુશ્કેલ બની જાય. એનું નામ શું હતું?''

ગોપીએ આંખો મીંચીને કહ્યું, ''એનુ નામ તો મને આજ સુધી ખબર નથી.''

''ભલે, તો કથની આગળ ચલાવ--અજ્ઞાત મોહિનીની કથની.''

''આવી રીતે અમે દરરોજ મળતાં હતાં--એ સ્કૂલેથી ઘેર જતી વખતે અને હું સ્કૂલેથી લટારા મારવાને બહાને. આ રેલના પાટા પાસેથી એ જતી હતી. દરરોજ અમે એકબીજાને જોતાં, પરંતુ એકબીજા સાથે બોલતાં નહીં.''

''અમે એકબીજા સાથે બોલતાં નહોતાં, પણ નયનો દ્વારા નિત વાતો કરતાં હતાં!''

એમના મિલન પર મેં કવિતાની પંક્તિઓ જોડી કાઢીને સંભળાવી.

''એક દિવસ એનું ઘર ક્યાં છે એ જોવા માટે હું એની પાછળ પાછળ ગયો.'' ગોપી કથની કહેતો હતો. ''મારે બેત્રણ માઈલ ચાલવું પડ્યું.''

મેં પૂછયું, ''એણે તને જોયો નહીં?''

''જોયો, ઘરમાં દાખલ થતી વખતે એણે એક વાર પાછળ ફરીને જોયું હતું.''

''બીજે દિવસે મળ્યાં ત્યારે એણે તને કંઈ કહ્યું નહીં?'' મેં પૂછયું.

''ના, બસ એક વાર મારી સામે માત્ર જોયું જ હતું. બે મહિના વીતી ગયા.''

''તો શું બે મહિના સુધી તમે બંને માત્ર એકબીજાને જોતાં જ રહ્યાં?''

''હા, માત્ર જોવાનું જ ચાલ્યા કર્યું.''

''બે મહિનામાં એક વાર એણે સ્મિત સુદ્ધાં ન કર્યું?''

ગોપી એક વાર સહેજ હસ્યો. મેં સિગરેટ સળગાવી લીધી.

''પછી થોડા દિવસ એ દેખાઈ નહીં,'' ગોપી દુઃખી સ્વરે બોલ્યો.

''કેમ? માંદી પડી ગયેલી કે શું?'' મેં સહાનુભૂતિ પ્રગટ કરી.

''એક દિવસ રાત્રે હું ઓરડામાં વાંચતો હતો. અચાનક મારી નજર ઉઘાડી બારીમાંથી બહાર ચાલી ગઈ. ખેતરમાં ચાંદીની ફેલાયેલી હતી. ઝરણાને કિનારે કેવડાના છોડ હવામાં ઝૂલી રહ્યા હતા. ચાંદનીમાં ફરવાની ઈચ્છા થઈ. પહેરણ પહેરીને, ઠંડીથી બચવા માટે માથા પર એક દુપટ્ટો બાંધી લીધો. દરવાજો બંધ કરીને બહાર નીકળી પડ્યો. ખેતર વટાવીને રેલવેના પાટા સુધી પહોંચી ગયો ત્યારે એનું સ્મરણ થયું. એને ઘેર પહોંચી જવાનું મન થયું.''

મને થયું કે પ્રેમમાં પડીને પ્રેમી રેલના પાટા પર માથું મૂકી દેતાં પણ નથી અચકાતો.

''મારા પગ આગળ વધી રહ્યા હતા. મારા મનમાં એના સિવાય બીજું કંઈ જ નહોતું. એનું ઘર ચાંદનીમાં નાહી રહ્યું હતું. મારા મનમાં એનું સુંદર ચિત્ર હતું. એ સૂતી હશે. સૂતી વખતે એણે એના ઘાટા વાળ બાંધી દીધા હશે કે પથારીમાં ફેલાવી દીધા હશે. એ ધીમે ધીમે નસકોરાં બોલાવતી હશે. એ અવાજ કેવો હશે?''

હું એકદમ બોલી ઊઠ્યો, ''કાંસાના વાસણમાં દૂધ દોહવાના અવાજ જેવો.''

આટલું બોલતાં જ એક પ્રસંગ યાદ આવી ગયો. સિગરેટના છેલ્લા દમની મજા લેતાં મેં કહ્યું, ''પાચછ વર્ષ પહેલા હું મદ્રાસ જતો હતો. બીજા વર્ગમાં મને જગ્યા મળી ગઈ અને હું લાંબો થઈને આરામથી સૂઈ જોયો. સૂતાં સૂતાં મેં એક સ્વપ્ન જોયું -- હું એક ગામમાં એક ઘરની પાસે ઊભો છું. સવાર પડી છે. બાજુની ગૌશાળામાં એક કન્યા દૂધ દોહી રહી છે. કાંસાના વાસણમાં દૂધ પડવાનો મધુર અવાજ હું સાંભળી રહ્યો છું. એટલામાં અચાનક મારા વાંસા પર ધક્કો લાગ્યો... હું ચમકી ગયો. આંખો ખોલીને જોયું. ગાડી આરકોણમ પહોંચી ગઈ હતી કાંસાના વાસણમાં દૂધ પડવાનો અવાજ મને હજી પણ સંભળાતો હતો. મેં ચારે તરફ જોયું ત્યારે ખબર પડી કે આગલી સીટ પર સૂતેલી સ્ત્રીના નસકોરાંનો અવાજ જ હું અત્યાર સુધી સાંભળ્યા કરતો હતો''

મારી વાર્તા સાંભળીને ગોપી હસ્યો. દૂરથી ટ્રેનનો અવાજ સંભળાયો. ''મદ્રાસ મેલ હશે.'' મેં ગોપીનું ધ્યાન ખેંચતાં કહ્યું, ''આપણે આ પુલની જરા દૂર ખસી જઈએ.''

એ જ જગ્યા! ટ્રેન પુલને હલાવતી ચાલી ગઈ.

અમે લોકો ઉત્તર તરફ ચાલવા લાગ્યા.

‘‘જાઉં છું ખૂબ દૂર વેદનાથી વિકળ હું,
હવે સૌંદર્યને નિહાળવા સામે તારી ઊભો છું,
પ્રેમની પતાકા બની આવ્યો છું પ્રિયે! હું.’’

લણણી વખતનું આ ગીત મને યાદ આવી ગયું. મેં ગોપીને ગાઈ સંભળાવ્યું.

‘‘આમ પાટાની ધારે ચાલતાં ચાલતાં જ એના ઘર પાસે પહોંચી ગયો હોઈશ, ખરું ને ગોપી?’’

‘‘ન પહોંચી શક્યો,’’ ગોપીએ પુલના છેડા તરફ જોતાં કહ્યું, ‘‘પુલની પાસે પહોંચ્યો જ હતો, એટલામાં... એટલામાં એક...’’ ગોપીના શબ્દો ખોવાઈ ગયા.

‘‘એટલામાં શું થયું?’’ મેં ઉત્સુકતાથી પૂછ્યું.

‘‘આટલામાં કાળા ભૂતોનો એક સમૂહ ખેતરમાંથી ત્યાં ચડી આવ્યો.’’

‘‘કાળા ભૂત!’’

‘‘હા, પગથી માથઆ સુધી કાળાં કપડાં પહેરેલાં, બધાં મળીને નવ હતા. એ બધા મારી સામે આવીને ચુપચાપ ઊભા રહી ગયા. એ વખતે હું ખૂબ થાકી ગયો હતો. મેં એમને ધ્યાનથી જોયા--ડાકુ હતા, કાળી ટોપી પહેરી, હાથમાં ભાલા લઈ કોઈ જમીનદાર કે શાહુકારનું ઘર ફાડવાની તૈયારીમાં હતા. કાળા નકાબમાંથી જોવા માટે બનાવેલા કાણાંમાંથી કેટલી યે આંખો મારા પર ત્રાટકી.’’

‘‘કોણ છે?’’ એક ભૂતે પૂછયું

‘‘ક્યાં જાય છે?’’ બીજા ભૂતે પૂછયું.

‘‘ત્યારે મને મારું યથાર્થ અસ્તિત્વ યાદ આવ્યું. શું જવાબ આપું? ત્યાંની એકે જગાના નામની મને ખબર નહોતી. જૂઠું બોલું તો એ લોકો મને મારે. મેં એમને જોયા એ જ મારો અપરાધ હતો. એમના હાથમાં જે લોઢાનો ડંડો હતો એના એક જ ઘાથી એ મારા રામ રમાડી દેત. પછી મુડદાને રેલના પાટા પર મૂકી દેત. સવારે ટ્રેન આવે ત્યારે બે ટુકડા! માથું પાટા પર હોવાને કારણે કોઈ ઓળખી પણ ન શકત. સ્કૂલે જતી વખતે એ પણ જોત. એક વાર નજર નાખીને જુગુપ્સા પ્રગટ કરીને ચાલી જાત. પણ એ લોકો મને શા માટે મારે? મારી પાસે ઘડિયાળ, પેન કંઈ જ નહોતું. ખીસામાં એકે પૈસો નહોતો. કદાચ એટલે જ એ લોકો મને મારી નાખે, “ખીસામાં એકે પૈસો ન રાખનાર ગમાર” કહીને એક ઘા કરે કે મારું આવી બને. આમ એક જ ક્ષણમાં સેંકડો વિચારો મારા મનમાં ઘૂમી વળ્યા. એક ભૂતે હાથ લંબાવીને મારા માથા પરનું કપડું ઉતારી નાખ્યું. ‘‘કાફર છે!’’ માથા પરથી ઉતારવાવાળો બોલ્યો.

‘‘ક્યાં જાય છે?’’ પહેલા ભૂતે પૂછયું.

મને અહીંથી બે માઈલ દૂરની એક જગ્યાનું નામ યાદ આવી ગયું. મેં એને કહી દીધું.

''શા માટે જવું છે? કોઈને મળવા માટે'' --એવો સવાલ કરશે તો હું મુશ્કેલીમાં પડી જઈશ. મેં ધૈર્ય ધારણ કરીને ગીતાના શ્લોકોનું સ્મરણ કર્યું. એમાંના એકે આગળ આવીને મારું મોં ધ્યાનથી જોયું.

''છોડી દો, મારા છોકરાનો માસ્તર છે.''

એ મૃતસંજીવનીનો મંત્ર ફૂકનારની સામે મેં જોયું. મારા વર્ગના તમામ મુસલમાન વિદ્યાર્થીઓને હું યાદ કરી ગયો.

''એઈ, સીધો ચાલ્યો જા.'' પહેલા ભૂતે કહ્યું, ''આ યે લઈ જા.'' પગથી મારું કપડું ઉછાળતાં બોલ્યો.

જમીન પરથી મારું કપડું ઊંચકીને હું ટ્રેનના પાટા પર થઈને ચાલ્યો ગયો.

''નાયરકુટ્ટી છૂપી રીતે મળવા જાય છે.'' એણે પાછળથી એક કટાક્ષ કર્યો, પછી બધાએ એમાં ભાગ લીધો.

હું પાછળ જોયા વિના ચાલ્યો ગયો.

''હવે આપણે જઈએ.'' મેં ઘડિયાળ જોઈને ગોપીને કહ્યું.

પરંતુ ગોપી પુલની તરફ જોતો ત્યાં જ ઊભો રહી ગયો. બોલ્યો, ''થોડી વાર પહેલાં કતારમાં જતી એ સ્ત્રીઓને જોઈને મને અચાનક આઠ વર્ષ પહેલાંની એ ઘટના યાદ આવી ગઈ. હવે તો સમજી ગયો હોઈશ કે મને શેનું ભૂત વળગેલું?''

''એ બધું ભૂલી જા, મોડું થઈ ગયું છે. આપણે જઈએ.''

ગોપી મારી સાથે ચારપાંચ ડગલાં આગળ વધ્યો, પછી પાછળ ફરીને એ છેડાને જોવા લાગ્યો. મારી ફેંકેલી સિગરેટના ટુકડામાંથી ધુમાડો નીકળી રહ્યો હતો.

થોડે દૂર સુધી ચાલ્યા પછી મેં ગોપીને પૂછ્યું, ''એ રાત્રે પછી તેં શું કર્યું? ક્યાં સુધી ગયો?''

''કહું,'' ગોપીએ પોતાનાં સફેદ વાળ પર હાથ ફેરવ્યો અને માથું નીચું કરીને ચાલતાં ચાલતાં બોલ્યો, ''એ એક લાંબી કથની છે.''

એ સાંભળવા માટે તૈયાર થઈને મેં ચોથી સિગરેટ સળગાવી.

ગોપીએ કહ્યું, ''હું આગળ ચાલ્યો. પાછા જવામાં જોખમ હતું, કારણ કે એ લોકો ક્યાંક પાછા મળી જાય તો? નવી જિંદગી મળવાથી હું ખુશ હતો. મારું નવું જીવન હું એને સોંપી દઈશ એવો મેં નિશ્ચય કરી નાખેલો. મારામાં એટલો આત્મવિશ્વાસ એ દિવસોમાં ન હતો. છતાં એ જ મને આગળ ખેંચી રહ્યો હતો. હું એના ઘર પાસે પહોંચી જઈશ, દરવાજો ખખડાવીશ, નહીં તો જોર જોરથી બૂમ

પાડીશ. ઘરવાળા દરવાજો ખોલશે. ડાકૂઓની વચ્ચેથી બચીને આવ્યો છું--હું સાચી વાત કહી દઈશ. રાત્રે સૂવા માટે જગ્યા માંગીશ. એ દરવાજા પાસે ઊભી હશે--વાળ છૂટા મૂકીને ઊભી હશે. એને વિશે આમ વિચારતા હું ચાલવાની મુશ્કેલીઓ ભૂલી ગયો.''

''હું રેલના પાટા પરથી ઊતરીને સાંકડે રસ્તે ચાલતો એના ઘર સામેના ખેતરમાં પહોંચી ગયો.''

''હું જાણે સ્વપ્ન જોઈ રહ્યો હતો. એ ઘેર ભૂરા રંગમાં નાહી રહ્યું હતું. મોટી મોટી બત્તીઓ બળતી હતી. લોકો વાતચીત કરતાં, આમતેમ જતાઆવતા હતા. લગ્નની તૈયારી ચાલે છે કે શું? થોડી વાર જોયા કર્યું. પછી ધીરેથી ઘરની અંદર ચાલ્યો ગયો. કોઈએ મારા પર ધ્યાન આપ્યું નહીં. લગ્નમંડપની ચારે બાજુ એકઠી થયેલી ભીડમાં ઊભા રહીને મેં ચારે બાજુ નજર દોડાવી. દીવાની સામે ઊભી રહીને એ એક પ્રૌઢના ગળામાં હાર પહેરાવી દે છે... મેં પણ એ ધામધૂમમાં ભાગ લીધો.

''કોઈએ મારા પર ધ્યાન આપ્યું નહીં. ત્યાં કોઈ મારું પરિચિત નહોતું. ભોજન શરૂ થયું. એક નવયુવકે મારા ખભા પર હાથ મૂકીને કહ્યું, ''આવો, જમવા બેસો.''હું પહેલી પંગતમાં જ જમવા બેસી ગયો. એ આખા મંડપને હોઈયાં કરી જાઉં એટલી ભૂખ લાગી હતી.

''બીજે દિવસે સવાર પડતાં પહેલા હું મારી ઓરડી પર પહોંચી ગયો અને એને બીજે મહિને મલાયા ચાલ્યા ગયો.''

ગોપીની કથની પૂરી થઇ ત્યારે હું માત્ર 'હં' કહીને રહી ગયો. મારા મનમાં અનેક પ્રકારના વિચારો ચાલતા હતા. જરા શંકા પડવા લાગી. ગોપીની એ જૂની પ્રેમિકા પાસે જ કદાચ અત્યારે હું અને લઇ જાઉં છું. લગ્ન પહેલાં એ શિક્ષિકા હતી કે નહીં એની મને બરાબર ખબર નથી, પરંતુ ગોપીએ પોતાના પત્રમાં ભાવી પત્નીના સૌંદર્યનું જે વર્ણન કરેલું તે એને આધારે જ કર્યું હશે. પરંતુ મેં ગોપીને વધુ કંઇ પૂછ્યું નહીં.

અમે જ્યારે પાટા પરથી રસ્તા પર આવ્યા ત્યારે સાંજે પડવા આવી હતી બીજી સડક પર પહોંચતાં જ ગોપીને શંકા પડી ને અટકી ગયો. ''તું મને ક્યાં લઇ જાય છે?''

મેં હસીને જવાબ આપ્યો, ''ગોપી, મારી સાથે ચાલ, બાકીની વાત પછી કરીશ.''

સડક પરથી અમે ખેતરમાં પહોંચ્યા અને એ જગા તરફ જોયું.

એ ઘરની પાસે એક વિચિત્ર દ્રશ્ય હતું. લોકો જયાં ત્યાં ચુપચાપ બેઠા હતા

ઘરની દક્ષિણે એક શબ મૂક્યું હતું. ડાબા ખભા પર એક મોટું દોરડું મૂકીને, જમણા હાથમાં કુહાડી લઈને, ગંદો ટુવાલ પહેરેલો એક કાળો -જાડો માણસ અમારી સામેથી ખેતરમાંથી સડક પર જઇ રહ્યો હતો.

મેં એ દોરડાવાળા ને પૂછ્યું, ''એ કોણ છે ?''

''ત્યાંના કૈમલની બહેનની દીકરી છે. કંઇ માંદગી નહોતી. ગઇ કાલે રાત્રે અચાનક ........''

મેં ગોપીના મોં સામે જોયું. એ સ્મશાન તરફ જોતો ચુપચાપ ઊભો હતો.

# આંસુનું સ્મિત

લલિતાંબિકા અંતર્જનમ

તમે આંસુની ભાષા જાણો છો - વેદનાલિપિ ? - તો લખી લો. હું વાર્તા કહું ? ઘણા દિવસ થી મનમાં દાબી રાખી છે. આજે એ બહાર નીકળવા માટે તરફડી રહી છે. ઘણા લોકો તૈયાર થયા, પરંતુ આને ઉપયુક્ત સ્થાયી ભાવ કોઇની પાસે નથી. એ પ્રકારનો કાગળ પણ નથી. છેવટે તમારી પાસે આવી છું. બોલો, છાયાનો પ્રકાશ અને સૌદર્યનું સ્મિત - બંનેને ઓળખીને ચિત્ર કરી શકવા તમે સમર્થ છો ?

હવે .... આંસુ શું છે ? એનો જમાનો વીતી ગયો. હવે તો પરસેવો અને લોહીનું જ મૂલ્ય છે, એમ તમે કહેશો. બરાબર છે, હું મારં બધું લોહી તમને આપી દઉં. પણ એક ટીપું આંસુ. એ દિવસે મિનીએ પણ એમ જ કહ્યું હતું -

''મને એક ટીપુ આંસુ આપો ભાઇ. એના બદલામાં હું તમને એક સ્મિત આપીશ. માત્રા એક ટીપું આંસુ .........''

નહોતું. બહુ મોટો ધનિક હોવા છતાં તે દિવસે માત્ર એ જ નહોતું. એણે પ્રતીક્ષા કર્યા કરી. એ સ્મિતને કરમાવ્યા વિના પ્રતીક્ષા કર્યા કરી કષ્ટ ! એના ગયા પછી એના સ્મિતરૂપી ફૂલના કરમાવ્યા પછી જ મને એ ભંડાર મળ્યો હતો. એણે ગયા પછી એ સ્વર્ગ થી વહેડાવ્યો હતો. એમાં જ વહેતો વહેતો હું એની પાસે જઇ રહ્યો છું. જ્યારે એને મળીશ ત્યારે આંસુના સ્મિતથી એનું સ્વાગત કરીશ. મિની આશ્ચર્યમાં પડી જશે.

હવે મિની વિશે કંઇક કહેવું છે. એના વિશે પૂછો તો મુશ્કેલીમાં પડી જાઉં. પત્ની છે? પ્રેમિકા છે ? દીકરી છે ?અથવા બહેન છે ? એક પુરુષને માટે એક નારી આમાંથી કંઇક ને કંઇક તો હોવી જ જોઇએ. પરંતુ મિની મારી કંઇ જ નથી; આથવા તો એમ સમજી લો કે એ મારી સર્વ કંઇ હતી, છતાં એક વાત છેઃ મને પ્રેમ કરતાં એણે શીખવ્યું હતું. - પ્રેમ - એક વિકારના રૂપમાં નહીં, પ્રેમ એક અનુભૂતિના રૂપમાં.

અપ્રાસંગિક હોવા છતાં વચ્ચે એક પ્રશ્ન! આ નારી જાતિ વિશે તમારો શો અભિપ્રાય છે ? મા, બહેન, પ્રેમિકા વગેરેની એ મંડળી વિશે નાનપણમાં મારો

એક કવિ મિત્ર આ વિશે વિચારતો હતો :

''બંને આંખો નીલોત્પલ જેવી, કપોલ ગુલાબ જેવા, ભાલ ચંદ્ર સમાન અને કેશકલાપ જાણે કાળાં વાદળ; પરંતુ એ બધાંના મિલનથી માંત્ર એક તપ્ત સ્પંદન!'' આ બરાબર છે? મારા અનુભવોમાં માનું હૃદયસ્પંદન તદ્દન જીવંત હતું. એક વાર- માત્ર એક વાર. બહેનનો શ્વાસ ઉત્તપ્ત લાગ્યો હતો જ્યારે એ સાસરે જતીહતી ત્યારે બાકીના બધા ઠંડા બરફ જેવાં - તદ્દન રંગીન રમકડાં જેવા !

એક ક્ષણના આનંદ માટે બરાબર છે. એ પછી છોડી દઇશ. મિનીને જોયા પછી પણ ઘણા દિવસ સુધી આ જ વિચાર રહ્યો.

આવું હોવા છતાં રંગીન પતંગિયા જેવી તરંગો સર્જતી છોકરીઓને નાપંસદ ન કરનારું કોઇ છે ? કિશોરી, હા કિશોરીઓ વિશે જ કહું છું. અગિયારથી પંદર વર્ષની વચ્ચેની ઉંમરનું બેધડક બાળપણ અને ઉછળતા યૌવનનું સુંદર સામજસ્ય. આ મોતી જેવા શુદ્ધ જીવનની સામે આંગળી ચીંધતો .... એક મંદ પ્રકાશ. સ્ફટિક શિલાઓને તોડવા માટે એક અજાણી આંગળી પૂરતી છે. એનું તૂટવું - હા! આપણે ચારે તરફ એની ભયનાક્તા નથી જોતા ? કોઇને કોઇના પર વિશ્વાસ નથી- નથી રાખી શકતા. એક દિવસ મિનીએ મને કહ્યું હતું, ''તમે કોઇના પર વિશ્વાસ રાખો છો એમ એક વાર કહો. વિશ્વાસ રાખીને પ્રેમ કરો છો .....''

એ દિવસે મેં કંઇ કહ્યું નહીં. એ દિવસ સુધી મેં એના પર વિશ્વાસ નહોતો રાખ્યો કદાચ આજે - અત્યારે આ અંતિમ પળે સમગ્ર નાડીઓ જોરથી બૂમ પાડી ઊઠી છે, ''મિની, હું એક માણસ પર વિશ્વાસ રાખું છું. એને પ્રેમ કરું છું. આ દુનિયામાં પ્રેમ કરવાને લાયક, એ એક જ હતી. એ આંસુઓનું સ્મિત હતી. છાયાનો પ્રકાશ હતી. એને - માત્ર એને જ - મેં પ્રેમ કર્યો હતો. એની જાણ વિના- છતાં મેં એને ત્રાસ - આપ્યો - હું દ્રોહી છું, એ જાણ્યા વિના મને માફ કરી દે.''

સ્ત્રીઓ પ્રત્યે મને કયા દિવસથી ઘૃણા થવા માંડી, એ મને બરાબર ખબર નથી. માના મૃત્યુ પછી, બહેન સાસરે ગયા પછી હું એકલો પડી ગયો. ભણવાનું છોડી દેવાથી નિરાશ હતો, સગાંવહાલાંઓનો અભાવ હતો એટલે હું ભણવા તરફ વળ્યો. શિક્ષણથી જ મારું જીવન શરૂ થયું પુસ્તકાલયો તરફ જવા માંડ્યો, ગ્રંથો તરફ ઝૂકી ગયો. ધર્મ, શાસ્ત્ર, કળા, વેદાંત વગેરે જેટલું મારા મગજમાં ટકી શકે એનાથી વધારે ભરાઇ ગયું. ઘણાંએ કહ્યુ કે એ ભણતાં ભણતાં ગાંડો થઇ જશે, પણ મારું માથું ફર્યુ નહીં, ઊલટાનું મજબૂત અને દઢ થવા લાગ્યું.મેં શું જોયું? દિવસના તીક્ષ્ણ પ્રકાશમાં, ચંદ્રની શીતળતામાં, કાચ જેવા સ્વચ્છ સરોવરમાં- બધી જગ્યાએ છાયા છે. છાયા પ્રત્યે મને ઘૃણા હતી કારણકે હું એનાથી ડરી ગયો હતો. એટલે જ છાયાને બનાવનારા રૂપ પ્રત્યે પણ મને ઘૃણા થવા લાગી. છાયા

વિનાનું રૂપ છે ? મેં કદી પાછું વળીને નથી જોયું. બધા દીવા ઓલવીને નગ્ન અંધકારમાં સૂઇને વિચારો અધીરા થવા માંડ્યા. છાયા ન બનાવનાર માત્ર એક જ છે. અંધકાર - ગાઢ અંધકાર !

ઘણા દિવસો વીતી ગયો. છાયાનું આટલું બધું ધ્યાન રાખનાર મેં એકને જ જોઇ. એ છે મિની. હું જેટલી નફરતથી છાયાનો નિષેધ કરતો હતો એ એટલા જ પ્રેમથી એ એની સાથે રમતી હતી. આ વિરોધાભાસ કેટલો અદ્ભુત હતો. આવી બે વ્યક્તિઓ પરસ્પર પ્રેમ કરે. તમે ખોટું ન સમજશો - છાયા અને પ્રકાશનું સમ્મિલન સ્વાભાવિક જ હતું.

મારો મિત્ર .... મારે બહુ વધારે મિત્રો નથી રહ્યા. પણ હું એને મિત્ર તરીકે માનતો હતો. ઘરમાં પુસ્તકોનો મોટો કબાટ જ મારો મિત્ર છે. પરંતુ એ હસવા-રમવા કે કૉફી પીવા માટેનો મિત્ર નથી. એ ઘરોના બધા લોકોને હું ઓળખતો પણ નહોતો એક રીતે મને મિનીએ જ મિત્ર બનાવી લીધો.

એક આકસ્મિક ગેરસમજથી આવું થઇ ગયેલું.

એ ઘરમાં હું પહેલી વાર ગયો હતો. એક સભામાં ગંભીર ચર્ચા પછી ઘરે પાછા ફરતી વખેતે મારા મિત્રે કહ્યું, ''આ જુઓ, લીલા રંગના દરવાજાવાળું ઘર મારું છે. આવો કૉફી પીને જઇએ.'' મારે એ સત્કાર ચુપચાપ સ્વીકારી લેવો પડ્યો. મને અભ્યાસખંડમાં બેસાડીને મિત્ર અંદર ચાલ્યો ગયો. હું ટેબલ પર પડેલું એક જાડું પુસ્તક જોવા માંડ્યો. મનોવિજ્ઞાનનો એક ગ્રંથ હતો - દુનિયાની એક પ્રખ્યાત વ્યક્તિના અનેક વર્ષોના પ્રયત્નોનું ફળ હું કંઇક વિચારમાં પડી ગયો, પછી જરા ડોકું ફેરવ્યું ત્યાં અચાનક પાછળથી એક અવાજ આવ્યો, ''નહીં ભાઇ, નહીં. અરેરે ! એને હલાવો નહીં. લો, મારું આખું ચિત્ર બગાડી નાખ્યું.''

હું ચમકી ગયો. જરા ગભરાઇ પણ ગયો. ઓરડામાં કોઇ આવતું દેખાયું નહીં, કંઇ અવાજપણ ન સંભળાયો, તો પછી...ત્યારે ટેબલની છાયામાં ઊભેલી એક નાની છોકરી પર નજર પડી. જોયું તો એના હાથમાં એક ભૂરા રંગની પેનસિલ છે. એની અણી દીવાલ પર દોરાયેલા અપૂર્ણ ચિત્ર તરફ છે. માથું જરા વાંકું, ડાબો હાથ જડબાને ટેકેલો, એક વિકૃત મનુષ્યની રેખાઓ...એના માથા સિવાયનો આખો ભાગ મારા શરીરની છાયા સાથે ઊભો છે.

હું જોરથી હસી પડ્યો. હસતાં હસતાં પેટ દુઃખી ગયું.

મારું હસવાનું સાંભળીને એ શરમાઇને ભાગવા માંડી. મે એને પકડીને સાંત્વના આપી.

''આવ આવ, હું પહેલાંની જેમ જ માથું ઝુકાવીને બેસી જાઉં છું. જો આમ... દોરવા માંડ...ઓહ ! કેટલું સરસ ચિત્ર હતું. મેં બગાડી નાખ્યું.''

એણે કંઇ જવાબ ન આપ્યો. બંને હાથમાં મોઢું છુપાવીને, માથું નમાવીને એ શરમાઇને ઊભી રહી.

''કેમ મુન્ની, આમ ઓરડામાં બેઠેલાઓનાં ચિત્રો બનાવ્યા કરે છે કે શું ?'' મેં પૂછયું.

''હું...હું...પછી...માત્ર ભાઇ જ અહીં બેસે છે. ભાઇનું ચિત્ર બનાવવામાં એટલી મજા આવે છે. ક્યારેક ઘોડા જેવું...તો ક્યારેક...''

હું જોરથી હસી પડ્યો, ''ભાઇની છાયા ઘોડા જેવી છે, તો મારી છાયા ગધેડા જેવી છે ને ? ..... તને છાયા જોઇને બીક નથી લાગતી ?''

''બીક શાની ?'' એણે માથુ ઊંચું કર્યું, ''છાયાથી શાનું ડરવાનું ? છાયા તો બધાને હોય. એની સાથે રમવાની કેટલી મજા આવે છે.''

એણે માથું હલાવ્યુ. એની આંખોમાંથી લજ્જા ચાલી ગઇ. મનપસંદ વાતો સાંભળીને એ છૂટથી વાતો કરવા લાગી.

''છાયા સાથે કઇ રીતે રમાય ?''

''હું બતાવીશ. પેલી દીવાલ સામે જુઓ. મારા મોઢા સામે ન જુઓ. દીવાલ પર... જુઓ ને એક ઘોડો કૂદે છે....આ ચાલ્યો....અરે, ઘોડા પર એક સિપાહી આવીને બેસી ગયો !''

એ એની આંગળીઓને એક ખાસ રીતે હલાવી રહી હતી. એ છાયાને જોઇને એવું લાગતું હતું જાણે ખરેખર જ ઘોડો કૂદી રહ્યો હોય.

ગોઠણભેર બેસીને, માથું નમાવીને, વાળને સામે લટકાવીને એણે એક હાથી બતાવ્યો. પછી ..... વાંદરાને નચાવ્યો .... ચારપાંચ મિનિટ બતાવ્યા પછી એ ઊભી થઇને અતૃપ્ત સ્મિત સાથે બોલી, ''આ બધું તો બહુ સહેલું કામ છે. હવે વધારે બતાવવા માટે ભાઇએ આવવું પડશે. હું ભાઇની સાથે પડછાયામાં ઝઘડો કરીશ, સરકસ બતાવીશ....તમારી બહેનને આ બધું નથી આવડતુ ?''

''મારે એકે બહેન નથી.'' મે દુઃખપૂર્વક કહ્યું, ''હોત તો યે હું એને ન શીખવી શકત. તું મારી નાની બહેન બનીશ. ?''

એણે કહ્યું, ''ઘરનાં બધાં મને નાની બહેન કહીને બોલાવે છે. પણ નામ છે મિની. મને એ નામ સાંભળવું વધુ ગમે છે.'' શું હું પણ એને મિની કહીને બોલાવીશ?

''મિસ્ટર ! તમારે નાના બહેન સાથે આટલી જલદી ઓળખાણ થઇ ગઇ ?'' મિત્રનો અવાજ સંભળાયો, ''આ કોઇથી ગભરાતી નથી. એ તમને પણ છાયાવિશારદ બનાવતી હતી ને ?''

મેં કહ્યું, ''ના, મિની કહેતી હતી કે છાયાથી ડરવું ન જોઇએ. એણે મને

સમજાવ્યું કે મારી પણ છાયા છે. એ છાયા બીજાઓની છાયા સાથે ભટકાશે પણ ખરી. મિની ! તારા ભાઈની જેમ હું ઘોડો કે ગધેડો નથી બની શકતો. તારા જેવી વાંદરી બનવાનું યે મુશ્કેલ છે."

મિનીએ ઝડપથી પાંપણો હલાવી. પછી રડમસ હાસ્ય સાથે બોલી, "હું વાંદરીની બચ્ચી નથી." ને એટલું બોલી એકદમ ભાગી ગઇ.

એના ગયા પછી પણ આંસુઓના મોતી વેરતું એ હાસ્ય એક કુદરતી ઝરણાના અવાજની જેમ ઓરડામાં ગુંજયા કર્યું, મિત્ર હસ્યો, "બહુ નટખટ છે. વિના કારણે રડે, હસે ને ગુસ્સો કર્યા કરે ..... એક જ બહેન છે. અમે બધાં એને બહુ પ્રેમ કરીએ છીએ એ ન હોય તો ઘરે જ ન રહીએ બાળક ન હોય તો તો ઘર ઘર નથી રહેતું ખરું ને ?"

મેં કંઇ ન કહ્યું.પછી અમે પુસ્તકો વિશે વાતો કરવા લાગ્યા. રાજકારણની બાબતો પર પણ વિચારોની આપ-લે કરી. એ પછી હું પ્રસન્ન મને ઘેર આવી ગયો. જિંદગીમાં પહેલી વાર પ્રેમના એક કિરણે મને સ્પર્શ કર્યો હતો.

મિનીનું ઘર મારું ઘર બની ગયું. એના માતા-પિત પણ મને પોતાનો જ માનતા હતાં. મને ઓટલો કૌટુંબિક પ્રેમ મળ્યો નહોતો. મનોવિજ્ઞાનને આધારે મારી પોતાની જે માન્યતા હતી એનું મૂલ્ય હવે ઓછું થવા લાગ્યું મિની મારે માટે નિરીક્ષણની વસ્તુ બની ગઇ. એના એકએક રૂપને મેં જોયું એકએક પરિવર્તન .... એ છોકરી..... ફ્રોકને બદલે સ્કર્ટ અને બ્લોઉઝ પહેરવા લાગી. એની છાયા લાંબી થવા લાગી. એના હાવભાવ બદલાવા લાગ્યા. પ્રાયમરીમાંથી હાઇસ્કૂલમાં ગઇ છતાં અમારી વચ્ચે કોઇ અંતરાય આવ્યો નહીં. મિની મને 'મોટાભાઇ' કહીને બોલાવતી હતી. બધા પ્રશ્નો એ મને જ પૂછતી હતી, 'સ્કૂલમાં શિક્ષિકાએ સમજાવ્યા વિના જ ગણિતનો એક સવાલ કરાવ્યો એ ખોટો પડ્યો, તો એને માટે મારવું જોઇએ ?' 'મરિકુટ્ટી અને જોનના ઝઘડામાં કોનો પક્ષ લેવાનું યોગ્ય ગણાય ?' અને આવી કેટલીય વાતો. પણ પુસ્તકની બહારના પ્રશ્નોનો જવાબ આપતા મને નહોતું આવડતું. છતાં મિની માનતી હતી કે ઘણી બધી મોટી-મોટી ચોપડીઓ વાંચવાને લીધે હું બધું જ જાણું છું.

મિની અને મારી વચ્ચે ઘણી વાર વિવાદ થઇ જતો હતો. હું કહેતો કે છોકરીઓ તદ્દન મૂર્ખ અને પરાધીન હોય છે. એમનામાં પુરુષની સરખામણીમાં સાઠ ટકા બુદ્ધિ પણ નથી હોતી. એમના પોલા માથામાં ચંદ્રના પ્રકાશ સિવાય બીજું હોય છે જ શું ?"

મિનીએ જુસ્સામાં આવીને કહ્યું, "ચાંદનીમાં શેની ખામી છે ? ભાઇ ! તમે પ્રકાશનો પડછાયા જોય છે ? ચાંદનીનો ...... " એ પૂછતી.

"પુરુષના મગજમાં ચાંદનીને બદલે નિબિડ અંધકાર હોય છે કે શું ? કે પછી

ધોમધખતો તડકો ?"

આ રીતે વાદ-વિવાદ ચાલ્યા કરતો. એક દિવસ એણે મને પૂછ્યું, "તમારા અભિપ્રાય પ્રમાણે સ્ત્રી શું છે ?"

"ચાંદનીની છાયા," મેં શાંત સ્વરે કહ્યું.

એણે નમ્રતાપૂર્વક મારી ભૂલ સુધારી, "ના, ભાઇ, આંસુનું સ્મિત, એ જ ઉપયુક્ત શબ્દ છે."

આ'છોકરીઓ પણ કેટલી જલદી મોટી થાય છે ! એક પુરુષ છ વર્ષમાં જેટલે દૂર પહોંચ એટલું જ અંતર એક સ્ત્રી છ મહિનામાં કાપી લે. એક વર્તમાનપત્રનીની નોકરીમાં મેં બે વર્ષ પરદેશમાં વિતાવેલાં. પાછો આવ્યો ત્યારે વળગણી પર ફ્રોકને બદલે સાડી સુકાતી હતી ઘરમાં મૌન છવાયેલું હતું. મિની માટે ખરીદેલી મીઠાઇની ટોપલી જોઇને મિત્ર હસી પડ્યો, "મારા તંત્રી સાહેબ, તમે આટલા તો મૂરખ નથી ! મિની હવે છોકરી નથી રહી. તમારું મગજ ઠેકાણે હોત તો મીઠાઇને બદલે એક સરસ મજાનો વર શોધી લાવ્યા હોત. પણ આમાં તો તમે પાછળ પડી ગયા. આવતા મહિનાની પંદરમી તારીખે એના લગ્ન છે. યાર, ત્યાંથી એક કાગળ સુધ્ધાં ન લખ્યો ?"

હું તો આશ્ચર્યમાં પડી ગયો. મારા હાથમાંથી મીઠાઇની ટોપલી પડી ગઇ શું આજની મિની છોકરી નથી ? એણે કોઇની પત્ની બની જવાનું છે ? પણ ? મને નાની બહેન ક્યાંથી મળશે ?....મિનીને જોયા વિના હું ઘેર આવતો રહ્યો. શું હું એને જોવા નહોતો માંગતો ?....એ ઘરનો હું નિકટનો સ્નેહી, મિની અને એની માને તો મળી શકત....કદાચ. એ વખતે અમારી વચ્ચે એક જાડી રેશમની સાડી હોત કાળી કિનારવાળી રેશમની સાડી.મારી મીની કદી મોટી ન થાત તો....કદી....

આમંત્રણ મળ્યુ હોવા છતાં હું મિનીનાં લગ્નમાં ન ગયો. એનો પતિ પોલીસ ઇન્સપેક્ટર હતો. જાડો અને પૈસાવાળો. મિની સાસરે ચાલી ગઇ. હું એની સાથે લગ્ન કરવા ઇચ્છતો હતો?....ના. એ ઉંમરમાં એને જોઇ પણ નહોતી....છતાં પણ!

શુષ્ક અને નિરસ શાસ્ત્ર વાંચવાના દિવસો આગળ ધપી રહ્યા હતા. છ મહિના, એક વર્ષ અથવા કેટલા? ...એ રીતે ઘણો સમય વીતી ગયો....મિનીને કદી જોઇ ન શક્યો.

એક રાજકારણની સભામાં ગોળીબાર થયો. મારો મિત્ર એમાં મરી ગયો. પોતાના બનેવીની ગોળીથી જ મર્યો. એ શબને ઘર સુધી પહોંચાડવાનું કામ મારું હતું સગર્ભા મિની ઘરે હતી. બુઢ્ઢાં માતા-પિતા ..... એ કરુણ દ્રશ્યનું વર્ણન હું નહીં કરી શકું.

વીજળીનો શૉક લાગેલા મા-બાપની સામે, પ્રાણથી યે પ્યારા ભાઇના શબની સામે... મત્યુના એ વાતાવરણમાં મેં યુવતી મિનીને જોઇ. એ રડી નહીં. બેભાન પણ ન થઇ. એક મૂર્તિની જેમ સ્તંભિત થઇ ગઇ. પોતાના ભાઇની છાતીમાંથી પહેલા લોહીને એ એકીટશે જોતી રહી. એના પતિને હાથે નૃશંસ કર્મ થયું હતું. પોતાના ઉદરમાં ઉછરતા પુત્રના પિતાને હાથે......

"મિની...!..."

"ભાઇ!" એ ચમકી ગઇ, "ભાઇ...મારા મોટાભાઇ...એટલે આ બધા લોકોએ જે કહ્યું તે બધું જૂઠું છે મારો વહાલો ભાઇ નથી મર્યો. મારા પતિએ ભાઇને નથી માર્યો. મારે ભાઇ છે - હમેશ માટે મારો ભાઇ છે. ને ભાઇ?... છે ને ?"

"હા, " હું જોરથી બોલ્યો, માત્ર એને શાંત કરવા માટે જ નહીં હા, .....મને પણ એક બહેન જોઇએ. કરમાયેલી જિંદગીને સજીવ કરવા માટે. ચિંતામાં ભાગ પડાવવા માટે મિની સિવાય બીજુ કોઇ એને યોગ્ય નથી.

મિત્રનો સુંદર અને તંદુરસ્ત દેહ પલંગ પર મૃત પડ્યો હતો. મેં એની સામે જોયું, પછી મિનીના ભયભીત નેત્રોની સામે. શું મિનીની આ દૃષ્ટિ ભાઇ સહી શકતો હતો?...હું નાની બહેનની પાસે આવીને ઊભો રહી ગયો. એના વિખરાયેલા વાળ સરખા કર્યા. "રડ નહીં, મીની. મારી વહાલી બહેન, રડ નહીં, તારે ભાઇ છે. બે ભાઇ ભેગા થઇને એક થઈ ગયા છે આ વાત ભાઇ જ કહી રહ્યો છે, રડ નહીં....."

મિનીનો કંઠ રુંધાઇ ગયો. એ મારી છાતીએ વળગીને ઊભી હતી, મૂશળધાર વરસાદમાં નાનકડી ચકલી પોતાની માની પાંખમાં ભરાઇ જાય એમ.

આંસુથી ભીંજાયેલા, ગળી ગયેલા કાગળ જેવા ગાલ પર મેં પૂરી આઝાદીથી ચુંબન કરી લીધું. દુઃખથી દુઃખનું ચુંબન. જીવન અને મૃત્યુ બંનેની સાંત્વના. એ ચુંબન વિશે તમે પણ કહી શકો છો. કુમાર્ગી...મર્યાદાહીન...તમને જે ગમે તે કહો. પણ મને એના પર ગર્વ છે....ભાઇને મારનારા પેલા ઇન્સ્પેક્ટરે પણ આ દૃશ્ય જોયું હતું.

મિની! મારી લાડકી નાની બહેન! તારા જીવનમાં આટલું મોટું પરિવર્તન થશે એ વાત જો એ દિવસે જાણી શક્યો હોત તો...તો...તો...

વાર્તા પૂરી થઇ ગઇ. હવે મીની વિશે કંઇ જ કહેવા નથી માગતો. તમારી શાહી પૂરી થાય ત્યાં સુધી, ભાવના પૂરી થાય ત્યાં સુધી તમે લખ્યા કરો. શું હું એનો પ્રેમી છું! લોકોના મત પ્રમાણે એક વેશ્યા છે ! જે ફાવે તે લખી નાખો. મને કંઇ વાંધો નથી. એ પણ વાંધો નહીં જણાવે. પેલા હત્યારા ઇન્સ્પેક્ટરને શંકા

પડી, મારી, કેદ કરી. પણ એણે એકે વાતની ફરીયાદ ન કરી. એનો સ્વીકાર પણ નહોતો કર્યો. પરંતુ એણે પરમ પવિત્ર પત્નીની જેમ એકદમ ચુપ રહીને આ દુનિયાની વિદાય લીધી.

જુની તસવીરોથી ભરેલા ઓરડામાં, પહેલા ભાઇ જે પલંગ પર સૂતો હતો એના પર જ મેં મિનીને જોઇ. એના હોઠો પર જૂનુ સ્મિત ઝળકી રહ્યું હતું. - હજાર હજાર આંસુઓનાં ટીપાંથી પરોવાયેલું સ્મિત ..... મને જોતાં જ એણે પૂછ્યું, "મોટાભાઇ!" સ્ત્રી શું છે ?"

ગળામાં ધ્રુજારી આવી ગઇ, હું એની સાથે સમ્મત થઇ ગયો.

"સ્ત્રી આંસુનું સ્મિત છે, બહેન !....."

"માત્ર સ્ત્રી જ નહીં , કદાચ પુરુષ પણ."

# ગુમ

કારૂર નીલકંઠ પિલ્લૈ

રેલગાડીની મુસાફરી કરતી વખતે બારી પાસે બેસવામાં આનંદ આવે છે. ખાસ કરીને કોલ્લમથી ચેંકોટ્ટા સુધી. ખેતરમાં કામ કરતાં માણસો-પહાડોને જોઇને આનંદાનુભૂતિ થાય છે. રેલના પાટા પાસેનાં ઘર, મેદાનમાં ચરતી ગાયો, રેલગાડીના અવાજથી હસતાં બાળકો - આ પ્રકારના કેટલાંય દૃશ્યો ગાડીની ગતિની સાથે જલદી જલદી આંખોની સામે આવે છે. અને એટલી જ ઝડપથી વિદાય પણ થઇ જાય છે.શું એ દૃશ્યો આપણને ખુશ નથી કરતાં? હરિયાળા ખેતરોની વચ્ચે સૂતેલી પગદંડી, રેલના પાટાને હથોડાથી ટીપતો માણસ, ક્યારેક દૂર, ક્યારેક સામેની બાજુ જતા રેલના મજૂરોની કતાર દ્વારા રેલને થતી સેલ્યૂટ મને બહુ આનંદ આપે છે. ગીચ જંગલ, આકાશ સાથે વાતો કરતાં પહાડ, હાથી જેવા ટેકરા-બધાંનું નિશ્ચલ થઇને ઊભા રહી જવું કોને સંતોષ નથી આપતું? સ્મશાન પ્રદેશોને પાછળ મૂકીને ગાડી જયારે અંધારી સુરંગમાંથી પસાર થાય છે. ત્યારે યાત્રીઓના મનમાં બીક પેસી જાય છે. સુરંગ પૂરી થતાં પ્રકાશ મેળવીને યાત્રીઓ એવી પ્રસન્નતા અનુભવે છે. જાણે તેમને પુર્નજન્મ મળ્યો હોય. એમની પ્રસન્નતા માપી નથી શકાતી.

જો બેસવાની જગ્યા બારી પાસે મળી જાય તો સૌંદર્યનું આસ્વાદન સારી રીતે થઇ શકે છે. હું બેંચની વચ્ચે બેઠો હતો, ગાડીમાં ઘણી બધી ગીરદી હતી. ડાબે-જમણે, ઉપર-નીચે, આગળ-પાછળ-બધી જગ્યાએ માણસો જ માણસો. બધા મુસાફરો જોર જોરથી વાતો કરી રહ્યા છે. પણ કોણ કોની પરવા કરે છે ! એ મુસાફરો વચ્ચે ઘરની વાતો પણ થવા લાગે છે . હું એકલો જ છું. મેં કોઇની સાથે વાતો કરી નહીં અને કોઇએ મારા વિચારોમાં અંતરાય નાખ્યો નહીં.

જો બારી પાસે બેસવાની જગ્યા ન મળે તો પાસે એક પુસ્તક હોવું અત્યંત જરૂરી છે પરંતુ મારી પાસે એકે ચોપડી નથી. આવતા સ્ટેશન પર જયારે ગાડી ઊભી રહી ત્યારે મેં એક છાપું ખરીદી લીધું સામાન્ય રીતે લોકો પાંચદશ મિનિટમાં છાપું વાચી નાખે છે, પરંતુ હું બહુ ધ્યાનથી છાપું વાંચવા લાગ્યો. હમેશની જેમ

આજે પણ મેં 'ગુમ' થયેલાઓની કોલમ વાંચી, એ પછી 'રાજધાનીથી માંડીને કાલિકાવ સુધીની વાતો,''બદમાશોનો ત્રાસ,''પુલ જોખમમાં' વગેરે બધું જ વાંચી નાખ્યું. અગ્રલેખ પણ વાંચ્યો. 'ગુમ' વાળું શીર્ષક ત્રણ વાર વાંચ્યું. આ જ સમાચાર મને બહુ ગમ્યા. એ સમાચારોમાં એક પત્નીના ગુમ થઇ જવાના ખબર હતા. "જે એને શોધી આપશે તેને ઈનામ મળશે. એવું પણ વચન આપવામાં આવેલું કે, "જે એને શોધી કાઢે તે એને માટે ટિકિટ લઇને એને અંદામાન મોકલી દે. એ વ્યકિતને ટિકિટના પૈસા અને ઈનામના સો રૂપિયા આપવામાં આવશે." આ રીતે મુર્ખ પતિથી છૂટકારો પામેલી સ્ત્રી પ્રત્યે મને ગર્વ થયો. ગુમ થયેલી પત્ની અને પ્રતીક્ષા કરતો પતિ - બંનેએ મને જોશીલો બનાવી દીધો.

ગાડી જયારે આગલા સ્ટેશન પર અટકી અને આવતા જતા લોકોની વાતચીતે જોર પકડ્યું ત્યારે હું એ પતિ - પત્નીના નિષ્ફળ વૈવાહિક જીવનને મારી કલ્પનાસૃષ્ટિમાં જોઇ રહ્યો હતો. એ જ વખતે બધાએ વાતચીત બંધ કરી દીધી અને સૌનું ધ્યાન દરવાજા પાસે થતા ઝઘડા તરફ ગયું. ગાડીમાં ચડતા બે માણસોને એક સ્ત્રી રોકી રહી હતી. બેસવાની જગ્યા ન મળવાને લીધે એ દરવાજા પાસે ઊભી હતી. એમની વચ્ચે ઘણી વાર સુધી વિવાદ ચાલ્યા કર્યો છેવટે એ સ્ત્રીએ કહ્યું, "ગઈ વખતે તારા જેવા એક માણસે મારા ત્રણસો રૂપિયો લઇ ગયો હતો."

છુપાઇને ભાગેલી લક્ષ્મીકુટ્ટિના પતિ કરતાં વધુ ગર્વ ધરાવતા એ પુરુષો બીજા ડબ્બામાં ચાલ્યા ગયા. ગાડી પણ ચાલવા માંડી મારી પાછળ બેઠેલા માણસે કહ્યું, "અરે, કોણ છે એ ! પેલા માણસે કહેલી વાત સાંભળી છે ને ?"

"આવી જાતના લોકોને હાર જ માનવી પડે છે," બીજાએ કહ્યું.

"જો તમે હોત તો શું કરત ?"

"રૂપિયા જોઇએ તો હું આપીશ, મારી સાથે મારા ઘરમાં રહે," ચશ્માવાળાએ કહ્યું.

એની વાત પેલી સ્ત્રીના કાન સુધી પહોંચી નહીં, કારણ કે એ દૂર ઊભી હતી. એ પછી ચશ્માવાળા અને એના સાથી વચ્ચે ક્યાંક સુધી અલકમલકની વાતો ચાલ્યા કરી. એ લોકો મારી બાજુમાં બેઠા હતા. ધ્યાન ન આપું તો યે એમની વાતો મારા કાને પડ્યા કરતી હતી. મને લાગ્યું કે જાણે આ ચશ્માવાળો જ ગુમ થયેલી પત્નીનો પતિ છે. પત્ની નાસી ગઇ ત્યાં સુધી એ માણસ બુદ્ધ હતો. મેં આ પ્રકારની આત્મપ્રશંસા આજ સુધી નહોતી સાંભળી. છાપામાં સમાચાર છપાવીને એ પત્નીની શોધમાં નીકળી પડ્યો છે. આ અભાગિયા માણસ સાથે રહેનારી સ્ત્રી પ્રત્યે મને સહાનુભૂતિ થઇ આવી. ગાડીની બંને બાજુએથી પાછળ રહી જતા પ્રાકૃતિક વૈભવને ન જોઇ શકવાનું મને જરાય દુઃખ નહોતું વાંચવા માટે પાસે ચોપડી

નહોતી છતાં કંટાળો નહોતો આવતો. ગુમ થયેલી પત્ની અને એનો મૂર્ખ પતિ, એથી વધુ સુંદર વાર્તા બીજી કઇ હોઇ શકે.

પેલો ચશ્માવાળો તંદુરસ્ત નવયુવક છે. કોઇને એમ પૂછતો નથી કે એની પત્નીને કોઇએ જોઇ છે ખરી ? એના ચહેરા પર દુઃખનો કોઇ ભાવ નથી. લોકોને ભરમાવવા માટે એણે આ જાતના સમાચાર છાપામાં છપાવી દીધા છે. આ સમાચાર હાથી પોતાની હાથણીને મારે એ જાતના છે, એમાં જરાય શક નથી. માર સહન કરીને બિચારીએ અષ્ટમુડી સરોવરમાં પોતાના પ્રાણ ત્યજી દીધા હશે. આ વાત એ જાણતો હશે. પોલીસના પીછાથી બચવા માટે જ એણે આ છાપામાં છપાવી દીધું છે. જો પૂછત તો એનું નામ જાણી શકત.

ગાડી પહાડ પરથી ઊતરીને સપાટ મેદાનમાં ચાલી રહી હતી. આટલી મુસાફરીમાં અનેક માણસો ગાડીમાંથી ઊતરી ગયા અને અનેક ચડ્યા ખરા. અત્યાર સુધી જે ઊભા હતા તેમને જગ્યા મળી ગઇ. ચશ્માવાળો જ્યારે વાત કરી કરીને થાકી ગયો ત્યારેઉપરની સીટ પર જઇને સૂઇ ગયો. દરવાજે ઊભેલી પેલી સ્ત્રી બરાબર મારી સામે આવીને બેસી ગઇ. હું સમજી ગયો કે એ એકલી જ છે. થોડી વાર પહેલાં જ અમે અની શક્તિ જોઇ શક્યાં હતાં. એ કોઇથી ઊતરતી નથી. સહેજ સ્પર્શ થઇ ગયો કે એણે બે પુરુષોને બીજા ડબ્બામાં જવાનું કહી દીધું, હવે એ એ જ પુરુષોની વચ્ચે બેઠી છે. એની બંને બાજુ બેઠેલા તદ્દન અપિરિચિત છે. એ લોકો ચેંકોટ્ટા સ્ટેશન પછી ચડ્યા હતા. આ યુવતીએ કોટ્ટારકરા સ્ટેશનથી ગાડી પકડી હતી.

ચશ્માવાળો જ્યારે ચુપ થઇ ગયો ત્યારે મારું ધ્યાન પેલી સ્ત્રી પર ગયું. મેં છાપામા 'ગુમ' થયેલાઓના સમાચાર ફરીથી વાંચ્યા. ઉમર બરાબર છે. પત્ની સુંદર છે એમ એણે લખ્યું હતું. એ લક્ષણ પણ અહીં બરાબર બંધ બેસે છે. રંગ પણ એવો જ છે. મને લાગે છે કે ઇનામ માટે જે રૂપિયા રાખવામાં આવ્યા છે તે હકીકતમાં મને જ મળશે. હું હસી પડ્યો. છુપાઇને નાસી જનારી સ્ત્રી આ જ છે. એની શોધમાં નીકળનારો પેલો ચશ્માવાળો ઉપર સૂતો છે. એ પતિ છે, આ પત્ની છે. જો ખરેખર એવું થઇ જાય તો ...

ઓહ ! એવું ન થઇ શકે, સરખી રીતે સામે ન જોયું હોય તોય એનો અવાજ તો બરાબર સાંભળ્યો હશે. પત્નીનો અવાજ કયો પતિ ન ઓળખી શકે ? આમાંથી જ જરૂર કોઇક આ સમાચાર છપાવવાવાળું હશે. પરંતુ એ છે કોણ ? એની ખબર આ સ્ત્રીને જ હશે. એ એને જ લાયક છે. આવી જુસ્સાવાળી સ્ત્રી એક પુરષનાં મેણા સાંભળીને એની સેવા-સુશ્રુષામાં ન રહી શકે. આ પ્રકારના આચરણવાળો પુરુષ મૂર્ખ છે, એટલે જ એ ગુમ થયેલી પત્નીનો ફરીથી સ્વીકાર કરવા માટે એની

શોધમાં નીકળી પડયો છે.

પહેલાં એણે કહ્યું હશે, "બહાર જા, જે ઇચ્છા હોય તે કર."

એણે જોયું કે ચીસો ને બૂમમો પાડવાથી એ અભાગિયો નહીં જાય એટલે પોતે જ નીકળે જાય તો સારું એમ પત્નીએ વિચાર્યું હશે.

મારી સામે બેઠેલી સ્ત્રી વાતોમાં કોઇથી હારે એમ નહોતી. એનામાં પણ પુરુષો જેટલી શક્તિ હતી. આ પ્રકારની પત્ની જો ઘર છોડીને ચાલી જાય તો એને માટે દુઃખ થનારા પતિની સ્થિતિ દયાજનક છે, ગંભીર છે.......

કંઇ નક્કી કરવાનું મુશ્કેલ હતું. એ ઘણો પરાક્રમી પણ હોઇ શકે. બેત્રણ દિવસ બહાર ફરી આવ્યા પછી આ હવે ગભરાઇ ગઇ હશે. દેખાવે સુંદર પત્ની ઘર છોડીને ચાલી ગઇ છે. ઓળખીને ખબર પહોંચાડનારને ઇનામ મળશે. આ કારણે કેટલાક લોકો શોધવા તૈયાર થઇ જશે. એ એમાંથી કોઇક ને કોઇકની જાળમાં જરૂર ફસાઇ જશે. શોધીને મેળવેલી ચીજ કેટલીક વાર શોધનારના હાથમાં ઇનામ રૂપે પણ ફસાઇ જઇ શકે છે. જે શોધનારને આવું થશે તે ભાગ્યશાળી હશે. એ પછી પાછો નહીં જાય એની વાત નિશ્ચિત થઇ ગઇ, કારણ કે લોકોની આંખોમાં ધૂળ નાખવાનું કામ પૂરું થઇ ગયું. હકીકતમાં પતિ બુદ્ધિશાળી છે.

ગુમ થયેલી સ્ત્રી જ મારી સામે બેઠી છે. આ ડબ્બામાં બીજા કોઇને એ વાતની ખબર નહીં હોય. હુ કોઇને આ નહીં કહું. 'ગુમ' થયેલી સ્ત્રીને પકડી પાડવાની ખ્યાતિ મને જ મળશે. મદુરા સ્ટેશન પર ગાડી ઊભી રહેશે કે તરત જ હું એને પોલીસને સોંપી દઇશ. એ પછી એના પતિને એ વિશે તાર કરી દઇશ. ઇનામથી મોહિત થઇને નહીં, પરંતુ પત્ની ક્યાંક આવી ન પડે એવું વિચારતા પતિને માથે ઠોકી બેસાડવા પૂરતું જ. એની ચાલાકીને આ રીતે પાઠ ભણાવવાનું બરાબર છે.

હું એને એકસરખો જોઇ રહ્યો હતો. થોડીવાર પછી એ મારી બેંચ પર આવીને બેસી ગઇ. એ હસીને બોલી રહી હતી. મેં એની વાતચીત ધ્યાનથી સાંભળી હતી એણે ઉપર સૂતેલા ચશ્માવાળાને જોઇને કહ્યું.

"એણે લગ્ન નથી કર્યાં કારણ કે મંગળસૂત્ર બનાવવાનું સોનું એણે પોતાના દાંતમાં જડી દીધું છે."

હું ચમકી ગયો. મને એની વાત સમજાઇ ગઇ. થોડીવાર પહેલાં મારી સામે બેસીને "મને બતાવો તો હું એને દેખાડી દઉં"ની ડિંગ હાંકનારી વ્યકિત હમણાં ઉપર સૂતી છે. એ એને જડબાતોડ જવાબ આપ્યા વિના નહીં રહે. સાંભળીને અમે બધા લજ્જિત થઇ જશું. એ અમારી તરફ મોં કરી સૂતો છે એની આંખો બધા લોકોને જોઇ રહી હશે. એ વાતે આ સ્ત્રી પર પણ નજર પડી હશે. એના કહેવાનો હેતુ શો છે? સડક પર ચાલતી છોકરીઓને જોયા વિના જઇને લગ્ન કરી

લે, એમ જ ને ? જવાબ આપ્યા વિના રહીં નહીં શકે.

એણે કંઇ કહ્યું નહીં. એ મારી બાજુમાં બેસી ગઇ. એ સારું જ થયું. ઓછામાં આછું સામેથી તો છૂટ્યા. થોડીવાર પહેલાં જ હું એને ક્યારનો જોઇ રહ્યો હતો. મને થયું કે જો આ જાતની કોઇ વાત એ મને કહેશે તો મને તો પરસેવો પરસેવો થઇ જશે. એવું ન થયું. ખબર નહીં કેમ, એ શાંત થઇ ગઇ.

ઓહ ! બરાબર છે. આ બધા ઢોંગ છે. એ માણસ આને લઇ જઇ રહ્યો છે. એ લોકો અપરિચિત હોવાનો અભિનય કરી રહ્યા છે. બધાંની નજર બચાવવા તેઓ એકબીજાને દોષિત ગણાવી રહ્યા છે. મારું અનુમાન બરાબર છે. બંને કોટ્ટારકરાથી ગાડીમાં ચડ્યાં હતાં. કોલ્લમથી રાતના અંધારામાં સંતાઇને આવ્યાં હતાં. એ પોતાની વાત છુપાવવા માટે એકધારો વાતો કર્યા કરતો હશે, અને એ પણ આની જેવી જ છે, પંરતુ બિલકુલ નીડર. જુસ્સાથી વાતો કરે છે. બહું સારું થયું, ચોરને માલની સાથે જ પકડી લીધો.

ગાડીને જરા મદુરા પહોંચવા દો બંનેને પકડીને પોલીસને હવાલે કરી દઇશ મેં 'ગુમ' થયાના સમાચાર ફરીથી વાંચ્યા. ગુમ થયેલી સ્ત્રી આ જ છે. એકલી યુવતી ! એક સજ્જન પુરુષને કહે છે, "મંગલસૂત્ર બનાવવા માટે સોનું ન મળ્યું એટલે એ લગ્ન નથી કરી શક્યો" આ સાંભળીને પણ પેલો કંઇ જ બોલી ન શક્યો. એ મૂર્ખ માણસ જરા સરખો હલ્યો પણ નહીં. શી ખબર કઇ રીતે જીવે છે ! થોડી વાર પહેલાં જ અહીં પોતાની ધીર - વીર હિમંતનાં બણગાં ફૂંકતો હતો.

આટલું થયા છતાં બીજા મુસાફરોએ એ લોકો તરફ ખાસ ધ્યાન આપ્યું નહીં. આમનું રહસ્ય તેઓ કઇ રીતે જાણી શકે. વિરદનગર પહોંચતાં જ એ તદ્દન મારી પાસે આવીને બેસી ગઇ. એનું નામ પૂછું - શું એ લક્ષ્મી છે ? તો ખબર પડી જાય. પણ પૂછું કેવી રીતે ? બદલામાં જો એ પૂછે કે તમે કોણ છો ? શું વસતિગણતરી કરનારા છો? તો વાત જ પૂરી થઇ જાય. સૌ સાથે વાતો કરતી એ સ્ત્રી સાથે વાત કરતાં હું શા માટે અચકાઉં છું.

"કોટ્ટારકરાથી ગાડીમાં ચડ્યા છો ?" મેં એક નિર્દોષ પ્રશ્ન પૂછ્યો.

"કેવી રીતે ખબર પડી ?"

"મેં કદાચ જોયું હતું."

"તો પછી પૂછ્યુ શા માટે ? ખાતરી કરવા માટે જ ? "

" ના, માત્ર જાણવા માટે કે તમે બરાબર જવાબ આપો છો કે નહીં."

" મેં શું કોઇનું કંઇ ચોર્યું છે ? " એણે દઢ સ્વરે પૂછયું.

મારામાં વાત આગળ વધારવાની તાકાત નહોતી, ચુપ રહેવાનું જ યોગ્ય હતું. જો વાત આગળ વધત તો કદાચ એ બહુ વધારે બોલી નાખત. બધા લોકો

સાંભળત. એને કદાચ હું જવાબ ન પણ આપી શકું. પછી એનામાં તાકાત હોવા છતાં એ અબળા હોવાને કારણે બધા મુસાફરો એનો જ પક્ષ લે. એટલે હું ચુપ જ રહ્યો.

થોડી વાર પછી એણે પૂછ્યું, "ક્યાંથી આવી રહ્યા છો ?"

"કોલ્લમથી."

"ક્યાં જઇ રહ્યા છો ?"

"શા માટે જાણવું છે ?"

"તમને કહેવામાં કેમ સંકોચ થાય છે ? કે પછી ગુપ્ત રીતે ક્યાંક જઇ રહ્યા છો?"

"આજકાલ ગુપ્ત રીતે જવાનું કામ તો સ્ત્રીઓનું છે. " મેં કહ્યું.

"પુરુષોના અપરાધને લીધે "

"અપરાધ ગમે તેનો હોય. પણ છુપાઇને નાસનાર એક દિવસ તો પકડાઇ જ જાય છે."

"કેમ, તમારો કોઇ સંબંધી છુપાઇને ભાગી ગયો છે?"

"ના,ભાગી નથી ગયો, છતાં મેં બીજા એક જણને છુપાઇને જતાં પકડી પાડ્યો છે."

"એટલા હોશિયાર છો તો ....." થોડી વાર ચુપ રહ્યા પછી એણે પૂછયું, " શું તમે મદુરા જાઓ છો તે સાચું છે ?"

મને થયું કે જો આ લોકો તેમના પકડાઇ જવાની વાત જાણી લેશે તો મદુરા આવતાં પહેલાં જ ગાડીમાંથી ઊતરી જશે. એ લોકો જયાં ઉતરશે ત્યાં હું તો નહી ઊતરી શકું. એટલે મેં નક્કી કર્યુ કે પશુમલા સ્ટેશન પછી જ હું એની સાથે વાત કરીશ. મને થયું, અમારી વચ્ચે કોઇ આવીને બેસી જાય તો સારું થાય. પણ કોઇ આવ્યું નહીં. પશુમલા સ્ટેશન એમ જ પસાર થઇ ગયું.

એણે પૂછયું, "મદુરાથી પછી તમે ક્યાં જશો ?"

" ત્યાં પહોંચીને નક્કી કરીશ."

" તો શું તમને ક્યાં જવાનું છે તેની કશી ખબર જ નથી ?"

જો એમ હોય તો શું એ મારી સાથે આવવા તૈયાર છે - મને એમ પૂછવાનું મન થયું. સોનાના દાંતવાળો ઉપર સૂતો છે. એને જે સન્માન મળ્યું હતું તે મને સમજાઇ ગયુ હતું.

બહુ થોડું અંતર બાકી છે. મદુરા પહોંચીને આ લોકોની ચાલબાજીને ખુલ્લી પાડી દેવી છે.

બંનેને પોલીસને હવાલે કરવા માટે બીજાઓની મદદ પણ જરૂરી છે. આ

ચાલબાજીમાં સહયાત્રીઓ જરૂર મને સાથ આપશે. મેં પૂછયું, "તમારું નામ લક્ષ્મી છે ને ?"

"તમને કેવી રીતે ખબર પડી ?"

"એ રહેવા દો, સાચેસાચું કહો."

"હું શા માટે ખોટું બોલું ? મારું નામ લક્ષ્મી જ છે."

"શું કોલ્લમમાં તમારું ઘર છે ?"

એ હસીને બોલી, "આ પહેલાં મારી ને તમારી મુલાકાત ક્યાંય થઇ છે ?"

"એ પણ કહીશ. કાલે જ ઘરેથી નીકળ્યાં છો?"

"તમે શું પોલીસના માણસ છો ? પોલીસની જેમ પ્રશ્ન પૂછો છો તે ?"

"કોલ્લમમાં એક સ્ત્રી ગુમ થઇ ગઇ છે. એના એક સમાચાર મેં છાપામાં વાંચ્યા છે. ઉમ્મર, રંગ અને નામ-બધું તમારા જેવું જ છે. તમને ચોરીને નાસી જનારો પણ આ ગાડીમાં જ છે. હું આ બધું જાણું છું." મેં કહ્યું. પાસે બેઠેલા લોકોએ પણ આ વાત સાંભળી એ સારું જ થયું.

"તમારી પાસે છાપું છે ? જરા બતાવશો ? "

પાસે બેઠેલા બધા મુસાફરોને આનો સાથી કોણ છે ? એ જાણવાની ઇચ્છા હતી. આખા ડબ્બામાં સહેજ ખળભળાટ થઇ ગયો. પણ એને તો જાણે આ વાતની કંઇ પરવા જ નહોતી.

"હવે તમે શું કરવા માગો છો?" એણે મને પૂછ્યું.

"પકડીને પોલીસને સોંપી દઇશ." મેં કહ્યું.

એ એક બાળક જેવા નિષ્કલંકભાવે બોલી, " મદુરા પહોંચશું ત્યારે ત્યાં નાણપ્પન નામનો એક પોલીસનો માણસ હશે. મને એને જ સોંપી દેજો. "

"બરાબર છે. એ બધું હું ગોઠવી લઇશ." મેં જવાબ આપ્યો.

સોનાના દાંતવાળાએ પૂછ્યું, "નાણપ્પન તારો શું થાય ?"

"મારો ? એ મારા પતિદેવ છે."

# ભાડાનું ઘર

પી.સી. કુટ્ટિકૃષ્ણન 'ઉરૂબ'

ધૂંઆપૂઆં થઇને મેં નવા મકાનમાં પ્રવેશ કરેલો, આટલું જલદી ઘર બદલવું પડશે એમ મેં નહોતું ધાર્યું. ત્રણ મહિનાનું ભાડું બેંકમાં જમા કરવાના મુદ્દા પર મને કાઢી મુકવાની જરૂર નહોતી. ભાડું મળે તો જ ગુજરાન ચાલે એવી કંઇ મકાનમાલિકની સ્થિતિ નહોતી. એ બેંકમાં રૂપિયા જમા કરવા માગતો હતો, એટલી જ તકલીફ હતી. હું એના મકાનમાં ચાર મહિના રહ્યો હતો. છતાં એણે આટલી પણ મર્યાદા ન જાળવી. "સર, બેગ અને બિસ્તરો બહાર મુકું છું. મકાન ખાલી કરો, " એ અવાજની પાછળ છુપાયેલો અર્થ હતો, " જા, બહાર ચાલી જા, કૂતરા! " મને એમ હતં કે એ ગુસ્સાથી કહી રહ્યો છે. પણ એ તો શાંતિથી કહેતો હતો. એ ગધેડાને એમ હશે કે અહીંથી નીકળીને આને ક્યાંય જગ્યા નહી મળે ક્યાં જશે ? શું મારે માટે કોઇએ બીજું ઘર બનાવીને રાખ્યું છે ? જો એવું હોત તો આવી સાંકડી ઓરડીમાં માણસ ભાડું આપીને રહેત જ શા માટે ?

એને મારા જેવો ભાડૂત મેળવવાની લાલચ થશે કારણ કે આજ સુધી મેં કોઇ જાતની ગડબડ નથી કરી. પાડોશીઓને માટે હું સારો માણસ છું. 'એક બિચારો યુવક....' એવો એ લોકોનો મારા વિશેનો અભિપ્રાય હતો. મારી પહેલાં ત્યાં એક દરજી રહેતો હતો. એ એક મોટો ઇતિહાસ રચ્યા પછી જ ત્યાંથી નીકળ્યો. બધા પાડોશીઓએ એકસાથે અવાજ ઉઠાવ્યો કે શહેરની બધી ભિખારણો આ ઓરડામાં સૂતી હતી. પેલા ગધેડા દાદાને આ બધા સામે જરાય વાંધો ન હતો. એને તો બસ નિશ્ચિત સમયે ભાડું મળી જવું જોઇએ. અસામાજિક સ્થિતિ વિશે એને જરાય ચિંતા નહોતી.

મારા અહીં આવ્યા પછી કોઇ સ્ત્રીનો શ્વાસ સુધ્ધાં એ ઓરડામાં નહોતો આવ્યો. થોડા દિવસ પહેલાં પૂર્વ બાજુના ઘરમાં રહેતી બુઢ્ઢી દાદીની પાસેના ઘરની સ્ત્રીએ કહેલું, "એ શું બોલશે ? કેટલી શાંતિથી જીવન વિતાવી રહ્યો છે." મોટે ભાગે ચુપ જ રહું છું. ક્યારેક કંઈ લખું છું. વધારે વખત વિચારું છું. એક વાર એક કવિતા મોટેથી વાંચી. છેવટે માણસ જ છું ને ! બસ, એ જ દિવસે પાડોશીની પ્રૌઢા સહેજ

હસી અને બારી પાસે આવીને બોલી, "ગાઇ રહ્યા છે કે શું ?"

તે દિવસથી કવિતાપાઠ પણ બંધ કરી દીધો. એ પછી મારો અવાજ બહાર ન નીકળ્યો. પણ આ દુનિયામાં સજ્જનતાથી કામ નહીં ચાલે. પેલો વચલો જ હોશિયાર નીકળ્યો. એણે આપેલ ભાડાની કિંમત બરાબર વસુલ કરી, "તું ઘર ન આપે તો બીજાં સો ઘર છે," કહીને એણે ઘર ખાલી કરી નાખ્યું. પેલા ગધેડા દાદાને દોઢ મહિના સુધી ઘર બંધ રાખવુ પડ્યું. એ ગધેડાની ગંદકી મેં કાઢી. પણ એ ગધેડાને એની શી પરવા ? મેં દાદાનું ટાલકું માથું ફોડી નાખ્યું. એનો જાડો દીકરો અને ત્રણ દીકરીઓ ભેગાં મળીને જોરથી રડવા લાગ્યાં.

પિતા કરતાં વધુ મૂર્ખ છે દીકરો ! એનો શીળીનાં ચાઠાંથી ભરેલો ચહેરો જ કમનસીબીનું લક્ષણ છે. એની પત્ની એને એ કારણે જ છોડી ગઇ. જ્યારે પિતા બોલતા હતા ત્યારે એ પોતાના કદરૂપા ચહેરા સાથે પાછળ ઊભો હતો. અત્યાર સુધી એક જ સ્ત્રીએ એને છોડ્યો છે એ બહુ નવાઇની વાત કહેવાય. એનું મોં એવું છે કે, એક સો સ્ત્રીઓ એને એક સાથે છોડી દઇ શકે.

"શંકર...." પિતાની બૂમ હતી.

"પિતાજી....!" એનો અવાજ સંભળાય છે. ગધેડા જેવો સ્વર ! એક સ્ત્રી એને થોડા દિવસ પણ કઇ રીતે સહી શકી એ વાતથી મને હજી પણ આશ્ચર્ય થાય છે. પતિની કંજૂસાઇ અને દીકરાની મૂર્ખતા સાથે જીવનારી કોઇ શીલવતી જ હશે. હું એને જોઇ ન શક્યો. મારા અહીં આવવાના દોઢ મહિના પહેલાં જ એ ઘર છોડી ગઇ હતી. બાપ અને દીકરો એમ નહોતા ધારતા કે આટલી જલદી ચાલી જશે. એના પિતા પાસે પણ ભાડે આપવાનું ઘર અને બેંકમાં રૂપિયા છે. પછી એ આવા લોભીઓને ક્યાંથી માન આપે ! હજી પણ એને પાછી લાવવાના પ્રયત્નો કરી રહ્યો છે, પણ બધું નકામું.

એ જરૂર ચારિત્ર્યશીલ હશે. "સાપ જ તમારી સાથે રહી શકે" એમ કહીને એ એમનું ઘર છોડીને ચાલી ગઇ હતી. એમની પાસે સાપ પણ ન રહી શકે એ વાત તદ્દન સાચી છે. પિતા કહે તે પહેલાં જ દીકરાએ મારો બિસ્તર બહાર મૂકી દીધો. હું હમણાં ખાલી નહીં કરું એમ કહેવા માગતો હતો. પણ મારા વિશે એ એમ ધારશે કે ભાડું આપ્યા વિના ઝઘડો કરી રહ્યો છે. પેલા બુઢ્ઢા અને છોકરાની જેમ હું મારું સ્વાભિમાન કઇ રીતે છોડું. વાત જલદી પતાવવી છે. ધાંધલ ન થાય એટલે મેં એમનું કહ્યું માનીને બાકી રહેલા ત્રણ મહિનાના ભાડા માટે કાગળ લખીને હસ્તાક્ષર કરીને એમને આપી દીધો. એ લોકોને એમ થયું હશે કે હું એમની હોંશિયારીને કારણે આમ કરવા માટે લાચાર થયો છું. તેઓ એમ માનતા હતા કે મેં 'પ્રોનોટ' વાંચ્યા વિના જ હસ્તાક્ષર કર્યા છે. માનવા દો.પાડોશીઓ ન હોત તો હું એમને બરાબર સમજાવી દેત.

છતાં મારો ગુસ્સો ખતમ ન થયો. આ ઓરડો મેળવવામાં જો કોઇ મિત્રે મને મદદ ન કરી હોત તો મારી શી સ્થિતિ થાત ! આ વરસાદની ઋતુમાં શું હું દુકાનના વરંડામાં સૂઇ શકત ? એ વિશે પેલા ગધેડાએ તો કંઇ કેટલું યે ધાર્યું છે. જંગલી ભેંસ જેવા એના દીકરા શંકરે કંઇ વિચાર્યું છે ? સમાજની સ્થિતિ વિશે વિચારવાનો ભાર શું આ નીચ જાનવરો પર છે ?

નવા ઓરડામાં આવ્યા પછી પણ એ લોકોને ભાંડતો રહ્યો. અચાનક સામે એક સ્ત્રી આવી.

"સાત નંબરના ઓરડામાં શું તમે જ રહેવા આવ્યા છો ?" એણે વિનીત સ્વરે પૂછ્યું.

"હા જી, કહો ?"

"ચાવી નથી જોઇતી ?" તદ્દન વિનીત સ્વર.

"માલિક ક્યાં છે ?"

"ચાવી લો. ધ્યાનથી રાખજો. બીજી ચાવી નથી." આટલો જ હતો એનો જવાબ.

"હા જી."

"માફ કરજો. મેં તમને ઓળખ્યા નહોતા."

"હું જાણું છું."

"તો હું ઉપર જાઉં ?" હું તુરત જ એની વિદાય લેવા માગતો હતો. ત્યાં તો એ સ્ત્રી અચાનક બોલી, "હું તમને ઓરડો બતાવી દઉં. ખબર નહીં સાફ કર્યો છે કે નહીં. તમારી પાસે ઝાડુ છે કે નથી ?"

હા કહેવાનું મન થતું હતું પણ ઝાડું તો હતું જ નહીં. હું ચુપચાપ ઊભો રહ્યો. એટલી વારમાં બેગ ને બિસ્તરો લઇને ઉપર ગયેલો કુલી પાછો આવ્યો. બોલ્યો, "સર ! ઓરડો બંધ છે."

"હું ખોલી આપીશ." પેલી સ્ત્રીએ કહ્યું. પછી એ અમારી પહેલાં જ દાદરો ચડવા માંડી હું અને કુલી એની પાછળ હતા. એ જયારે ચડતી હતી ત્યારે એના લાંબા લાંબા વાંકડિયા વાળ અંધકારના તરંગો ઊભા કરતા હતા. જાણે થોડી વાર પહેલાં જ એ નાહી હોય એવું લાગતું હતું. વાળ હજી સરખા સુકાયા નહોતા. તેલ અને સાબુની મધુર સુવાસનું આસ્વાદન કરતો કરતો હું સુખપૂર્વક દાદર ચડતો હતો.

સાત નંબરના ઓરડા પાસે ઊભા રહીને એણે કહ્યું, "મને ચાવી આપો."

મેં ચાવી આપી દીધી. એ ઓરડો જોઇ રહી હતી અને હું એની દેહલતા નિહાળી રહ્યો હતો ચોવીસ-ચોવીસની હશે. ચંપા જેવો રંગ, સફેદ મોતીના કર્ણભૂષણ, સહેજ માથું હલાવે કે કાન પાસે જાણે વીજળી ચમકે.

"બેગ બહાર રહેવા દો. કુલીને જવા દો. હું જરા ઓરડો સાફ કરી નાખું."

એ નીચે ચાલી ગઇ પછી કુલીને મોકલી દઇને મેં ઓરડાને ચારે તરફથી જોયો. બે મોટી બારીઓ છે. ઘણો પ્રકાશ આવશે. શુદ્ધ હવામાં શ્વાસ લઇશ. આ ઓરડો માણસને રહેવા માટે સારો છે. પેલા બુઢ્ઢાની ઓરડી જેવો નથી. માલકણ પણ જરા સારી લાગે છે, નહીં તો સફાઇ કરવાની તકલીફ શા માટે ઉઠાવે. આ વરંડો પણ સારો છે. અહીં બેસીને હરિયાળીનાં દર્શન કરી શકાય છે.

"ઊભા જ છો ? " એ ઝાડુ લઇને આવી. "હમણાં સાફ કરી આપું છું."

એણે ઓરડો વાળીને પોતું કરી નાખ્યું બેગ અને બિસ્તરો અંદર મૂકવામાં પણ મને મદદ કરી. એ વખતે હું એના મોઢાને સરખી રીતે જોઇ શક્યો. એની આંખો મનોહર નહીં, તીક્ષ્ણ હતી. એમાં તીવ્ર પ્રશ્નો ડોકિયાં કરી રહ્યા હતાં. પરંતુ મેં એના પર ધ્યાન આપ્યું નહીં.

એણે પૂછ્યું, "અત્યાર સુધી શંકરના ઘરમાં હતા કે શું ?"

"હા જી."

"તમે ત્યાં કઇ રીતે રહી શક્યા ?"

"શું વાત કરું, જેમતેમ રહી ગયો. ઓરડો તો જાણે ઉંદરનું ઘર."

"એ ઉંદરદાદા સાથે રહેવાનું બહુ મુશ્કેલ છે."

"તમે એને ઓળખો છો ?"

"ઘણી સારી રીતે" એ જોરથી હસી.

"મોટો શેતાન કોણ છે - બાપ કે દીકરો ?"

"શેતાન અને પિશાચ !" એ ફરીથી હસી પડી.

"એનો દીકરો તો પિશાચ જ છે." હું પણ હસી પડ્યો મને એની વાતો બહુ ગમી. એનો અર્થ એ કે મારા જેવું વિચારનારા બીજા લોકો પણ છે.

"એ લોકો તમને એકદમ કાઢી મૂકવા તૈયાર થઇ ગયેલા, ખરી વાત ને ?"

આ વાતની પણ એને ખબર હશે એ હું નહોતો જાણતો. મને એ ગમ્યું નહીં.

"પોતાનું ઘર ન હોય તો શું બધા સડક પર રહેતા હશે ? પેલો પિશાચ એમ જ વિચરતો હશે ?" મેં કહ્યું.

"એનો વિચાર તો એવો જ છે." એ બોલી.

હું પણ સંમત થઇ ગયો.

"આવાને શું માણસ કહેવાય"

"ના."

"મને તો એ જોવો યે ગમતો નથી."

"ઘૃણા થઇ જાય !" હું પણ આનંદથી એટલું કહીને એના મોં સામે જોવા

લાગ્યો. એની આંખોમાં આનંદ ઝળકી રહ્યો હતો.

"તમારું નામ ?" મેં પૂછ્યું.

"પંકજમ."

"પિતાજી !...."

"છે, બહાર ગયા છે અમે બાજુના ઘરમાં રહીએ છીએ. તમારે કોઇ ચીજની જરૂર પડે તો મને કહેજો."

"ઓહ !"

પંકજમ નીચે ચાલી ગઇ. હું વરંડાની રેલિંગ પકડીને એના વિશે વિચારતો રહ્યો. હસમુખ અને જુસ્સાવાળી સ્ત્રી. કામમાં હોશિયાર ! જરા પણ શરમાતી નથી સ્ત્રી હોય તો આવી હોવી જોઇએ. "

"ટમેટાં જોઇએ ?" નીચેથી કોઇએ બૂમ પાડી. એ સાંભળીને હું વિચારોમાંથી જાગ્યો. જવાબ આપ્યા વિના મેં ઓરડામાં પ્રવશે કર્યો. હવે નાહી લેવું જોઇએ.

જયારે હું નાહીને કપડાં પહેરીને બહાર નીકળ્યો ત્યારે પંકજમ નીચેના વરંડામાં લટાર મારતી હતી.

"જમવા માટે જતા લાગો છો." એણે પૂછયું.

"હા જી."

હું બહાર ચાલ્યો ગયો. બીજે દિવસે સવારે પણ પંકજમ મારા દરવાજા પાસે આવી. આજુબાજુના બધા ઓરડાઓમાં જઇને એણે કુશળસમાચાર પૂછયા. ઓરડામાં એક મુનિમ રહે છે. હંમેશ સુનમુન પોતાના ધ્યાનમાં લીન: આગળના ઓરડામાં મોટી મૂછોવાળો એક જાડો માણસ રહે છે. એ એક મુખ્ય શિક્ષિકાનો પતિ છે. પત્ની સાથે ઝઘડો કરીને અહીં રહેવા લાગ્યો છે. એનું મોં જોઇને એવું લાગે કે જાણે કોઇ એની વાત કરશે તો તરત રડી પડશે. બીજી બાજુના ઓરડામાં એક વિલક્ષણ માણસ રહે છે. એ ખાદી પહેરે છે. સૂકા વિખરાયેલા વાળ અને ડાઘાવાળું મોં એના ઓરડા પાસે વાતચીતનો અવાજ સાંભળીને મેં જોયું તો એ રાષ્ટ્રીય નેતાઓ અને પ્રધાનોને ભાંડી રહ્યો હતો. પંકજમ હસતી હસતી આવી અને મારા દરવાજા પાસે ઊભી રહી.

"કંઇ તકલીફ તો નથી ને ?"

"ના જી."

"એક લેખક પણ અહીં આવી ગયા એથી મને ઘણો આનંદ થયો."

એ શુ મને લેખક માને છે ? અત્યાર સુધી મને એમ હતું કે એને મારા પ્રત્યે આદરભાવ છે. મેં મારું હસવાનું રોકીને કહ્યુ, "પેલા ઓરડામાં રહે છે તે....?" હું ખાદીધારી વિશે પૂછતો હતો.

પંકજમે ધીમે અવાજે એની કથની કહી સંભળાવી.

"એ ગાંડો છે ?"

"કંઇ કહેવાય નહિ."

"રાષ્ટ્રીય આંદોલનમાં ભાગ લઇને ચાર વાર જેલમાં જઇ આવેલો અને કેટલી ય વાર માર ખાધેલો માણસ છે. એક દીકરો છે. એ મુંબઇમાં છે. એ જ રૂપિયા મોકલે છે. એનાથી ગુજરાન ચાલી જાય છે. સવારથી સાંજ સુધી દુનિયાને ભાંડ્યા કરે છે."

"નિરાશ માણસ શું નથી કરતો ?"

"ઘણું કરે છે."

મેં પંકજ મને બેસવાનું કહ્યું. એ બેઠી નહીં. ગઇ પણ નહીં ઊભી ઊભી વાતો કરતી રહી. વાતો ઘણી જલદી શંકર તરફ વળી ગઇ. પંકજમે એ ગાંડા વિશે એની દરેક ક્રૂરતાનું વિસ્તારથી વર્ણન કર્યું.

મેં વચ્ચે જ પૂછ્યું.

"તમે તો એને બહુ સારી રીતે ઓળખતાં હો એવું લાગે છે ?"

"એ જ મારી મુસીબત છે."

"એનો શો અર્થ ?"

એ પ્રશ્ન પૂછવાનું યોગ્ય નહોતું છતાં મારા મોંમાંથી નીકળી ગયો.

"નવ મહિના સુધી એ બુધ્ધુ સાથે જીવન વિતાવ્યુ એ જ મારી જિંદગીનો પરાજય."

"ત્યારે....? " હું ઊભો થઇ ગયો.

"બરાબર છે. તમારું અનુમાન બિલકુલ સાચું છે. હું એની પત્ની હતી."

હું કંઇ બોલી ન શક્યો.

મારી વિવશતા સમજી પંકજમે બોલવાનું ચાલુ રાખ્યું, "કોઇ માણસ એની સાથે

જીવતો રહી શકે ?"

"ના," ત્યારે હું એમ જ ન કહી શક્યો.

એણે એકધારું બોલ્યા જ કર્યું મેં સાંભળ્યા કર્યું.

"મારી સાથે એણે ઘણી વાર અપમાનજનક વર્તાવ કર્યો હતો. પરંતુ હું ચુપચાપ સહન કરી લેતી હતી. મને એમ થાય કે પાડોશના લોકો શું કહેશે ? ઘરવાળા શું કહેશે? પણ ક્ષમાની યે એક હદ હોય છે."

"હા જી ...."

"એ કંઇ જ સમજતો નથી"

"મને તમારા પ્રત્યે સહાનુભૂતિ છે, પંકજમ." મે કહ્યું.

"હશે જ. જેને હૃદય છે એને જરૂર દુઃખ થશે. તમે તો સાહિત્યકાર છો ને? તમને તો માનવ -ભાવનાઓનો વધારે અનુભવ હશે."

હું મારા મૂર્ખાઇભર્યા હાસ્યને છુપાવીને વિનયપૂર્વક સાંભળી રહ્યો હતો.

"હું તમને કામ કરવા નથી દેતી કાં," એમ કહીને એ ઓરડાની બહાર ચાલી ગઇ.

એ વહેલી સવારે મારા ઓરડામાં આવ્યા કરતી દુનિયાની બધી જાતની વાતો અંગે ચર્ચા કરીને શંકને ખૂબ ભાંડતી.

ધીરે ધીરે ખાદીવાળાએ પણ મારી પાસે આવવાનું શરૂ કરી દીધું.

"આ જમાનામાં તો આટલું અને એનાથી ુધુ પણ સંભવિત છે. માણસમાં સચ્ચાઇ છે ખરી? હું તો એ જ પૂછું છું. આજકાલના નેતાઓ પોતાના અનુયાયીઓ પર વિશ્વાસ રાખતા. એમને એ જ ડર છે ક્યાંક નેતાગીરી બદલાઇ ન જાય, બાકીના લોકોએ તો ઘરના થાંભલાની જેમ ઊભા રહેવું જોઇએ...આ શક્ય છે, સર, શક્ય છે,ખરું ને?"

ના શક્ય નથી, એમ મેં ન કહ્યું.

"પોતાની પત્ની પર પતિને વિશ્વાસ નથી," પંકજમ વચ્ચે જ બોલી પડી.

"પત્નીઓને પતિ પર પણ નથી."

અચાનક આ અવાજ સંભળાયો. પાછું વળીને જોયું તો મુખ્ય શિક્ષિકાનો પતિ દરવાજો પકડીને ઊભો હતો. એણેની આંખોમાંથી આંસુના બેત્રણ ટીપાં એમની જ મોટી મૂછો પર પણ સરી પડ્યાં. આ દશ્યને લીધે શોકમય શાંતિ છવાઇ ગઇ. પછી કોઇ કંઇ બોલ્યું નહીં ધીરે ધીરે બધા ચાલ્યા ગયા . પંકજમ પણ તરત જ નીચે ચાલી ગઇ. "મનસ્સાક્ષી રહિત જીવ !" એમ કહીને ખાદીધારી પણ પોતાના ઓરડામાં ચાલ્યા ગયો. મુખ્ય શિક્ષિકાના પતિએ કહ્યું, "દુનિયા કેટલી દુઃખી છે."

મને એક ભાવગીત લખવાની પ્રેરણા મળી ગઇ હતી.પણ ઊંઘ આવતી હતી, એટલે હું પથારી પર સૂઇ ગયો.

બીજે દિવસે સાંજે હું વરંડામાં બેઠો હતો. જોયું તો મુખ્ય શિક્ષિકાનો પતિ બહાર ઊભો છે. સ્કૂલ છૂટવાના વખતે એ ફાટક પાસે ઝાડને છાંયે ઊભો રહીને પોતાની પત્નીને જોતો હતો. જ્યારે એ એની આંખો સામેથી ઓઝલ થઇ જતી ત્યારે પોતાની મૂછો પર પડેલાં આંસુઓને લૂછતો લૂછતો એ ઓરડા તરફ ચાલવા માંડતો. આરીતે આત્મત્યાગના સુખનો અનુભવ એ દરરોજ કરતો હશે. તે દિવસે પણ શૂળી પર ચડવા માટે ગયો હતો. ખાદીધારીની ઊંઘ! સાંજના ચાર વાગ્યથી

માંડીને રાતના આઠ વાગ્યા સુધી એ ઊંઘે છે. બાકીનો સમય ભાંડ્યા કરે છે. આખી રાત પત્ર લખે છે. આ જ એનો દૈનિક કાર્યક્રમ છે દરરોજ એક બંડલ કાગળો મોકલે છે. આ ઘરમાં મનને શાંતિ આપવાનો એકમાત્ર આ જ સમય છે. હું વરંડાની રેલિંગો વચ્ચેથી નીચે જોતો હતો. આકાશમાં સૂર્ય પ્રકાશી રહ્યો છે. આવું રળિયામણું દશ્ય જોઇને લાગ્યું કે આપણે ધારીએ છીએ એટલી દુનિયા ખરાબ નથી.

"ટમેટાં જોઇએ - ટમેટાં ?"

નીચેથી અવાજ આવ્યો. સામાન્ય રીતે હું અવાજ તરફ ધ્યાન નથી આપતો. પરંતુ તે દિવસે જવાબ આપ્યો, "નહીં જોઇએ ભાઇ!"

"શું નહીં જોઇએ?"

એ પ્રશ્ન પાછળથી સંભળાયો. વળીને જોયું તો પંકજમ ઊભી હતી. હું ઊભો થઇ ગયો.

"બેસો."

"ના, તમે બેસો. હું અહીં બેસું છું." કહીને એણે એક ખુરશી ખેંચી લીધી એણે લાલ સાડી અને પીળું બ્લાઉઝ પહેર્યાં હતાં. મને બહુ સારી લાગી.

સંધ્યાના સૂર્યમાં એની તીક્ષ્ણ આંખો છરીની ધારની જેમ ચમકી ઊઠી.

"તમે કોની સાથે વાત કરતા હતાં ?" એણે પૂછ્યું.

"ટમેટાંવાળા સાથે."

"ઓહ !બસ!" કહીને દૂર બેસી ગઇ.

એ દિવસે પણ અમારી વાતચીતનો વિષય શંકર જ હતો.

"હવે એ પાસે આવવાનો પ્રયત્ન કરી રહ્યો છે." એણે કહ્યું.

"શું થયું ?"

"એણે એક મધ્યસ્થ મોકલ્યો છે - પોતાની કાકીને."

"પછી ?"

"એની સાથે રહું ! એની સાથે તો સાપ પણ ન રહી શકે !"

હું કઇં કહી ન શક્યો, એને જોઇ રહ્યો.

"પિતાજી તો ચુપ રહ્યા પણ મેં એને છોડ્યો નહીં."

પછી એણે આખી વાત કહી સંભળાવી.

"પણ આટલું બગડવાનું કારણ શું છે ?" મેં વચ્ચે જ પૂછ્યું. "મારા પૂછવામાં અનૌચિત્ય જણાય તો ક્ષમા કરજો."

"એવું કાંઇ નથી, આટલા દિવસ સુધી તમે પૂછયું નહીં એનો જ મને અફસોસ છે. આ બધી વાતો તો અગાશી પર ઊભા રહીને લોકોને સંભળાવવી છે, જેથી

આખી દુનિયાને ખબર પડે."

"કેમ ?" મેં વાત આગળ ચલાવી.

"એ ગુલામ છે."

"કોનો ?"

"પિતાનો, માતાનો,વરંડાની રેલિંગનો, બધાનો.સિનેમાં જોવા માટે માતાજીની અનુમતિ જોઇએ. દરેક કામ માટે એમની રજા લેવી પડતી હતી. હું તો ઢીંગલી જેવી હતી. એ બધું સહન કરી લીધું. છેવટની વાત સાંભળો. એના નામે દસ દુકાનો છે. બીજાઓને કાઢી મૂકીને હમણાં જ ખરીદી હતી. મેં કહ્યું કે આ બધી મારે નામે  કરી દો મેં પૈસાની ઇચ્છાથી નહોતું કહ્યું. હું તો માત્ર એની પરીક્ષા કરતી હતી."

"પછી ?"

"બસ, ઝઘડો થઇ ગયો. એક તરફ મા અને બીજી તરફ હું. મે પણ છોડ્યા નહીં. વાતચીત થઇ, ઝઘડો થયો. મને મારવા આવ્યો તો મેં કહ્યું, 'દૂર ખસી જા.'આટલું કહીને હું મારે ઘેર આવતી રહી."

"એ બરાબર કર્યું."

"મારા પર વિશ્વાસ ન હોવાને લીધે જ મારા નામે નહોતો કરવા માગતો, ખરું ને?"

"''હા જી. લાગે છે તો એવું જ

"તો હું ત્યાં શા માટે રહું ? પૈસાના લોભથી નહીં, માત્ર પરીક્ષા લેવા માટે. ગઇ કાલે એણે મેં તમને ઘર આપ્યું એ અંગે આક્ષેપ લગાવીને પાડોશીને જાત જાતની વાતો કહી."

"એમ ?"

"મારે મારું ઘર કોને આપવું એનો નિર્ણય કરનાર હું જ છું, ખરુંને ?"

એ મારા મોં સામે જોઇ રહી હતી અને હું બારીની બહાર. મામલો ગંભીર બનીને રહ્યો હતો.

એણે એકધારું બોલ્યા કર્યું. મેં સાભળ્યા કર્યું. બોલ્યો કંઇ નહીં. બોલવાનું કંઇ હતું નહી. એ જયારે  દાદરો ઊતરવા લાગી ત્યારે પાછા વળીને પૂછ્યું :

"તમે આજે જમવા નથી ગયા ?"

"ના," મેં જરા સંકોચથી કહ્યું, "પેટ ખરાબ છે."

"એમ હોય તો હું એક ગોળી મોકલી આપું, પાચન માટે સારી પડશે."

પા સાચી વાત તો એ હતી કે પેટમાં બિલાડાં બોલતાં હતાં. પેટમાં આંતરડાં સિવાય કંઇ જ નહોતું. છતાં એટલું આશ્વાસન હતું કે સંપાદકે દસ રૂપિયા આપવાનું

કહ્યું હતું. ગોળી ખાધા પછી પેટ ભરીને જરૂર ખાઇશ.

બહારથી આવ્યો ત્યારે ખાદીધારીના ઓરડામાં ચારપાંચ લોકોની વાતોનો અવાજ સંભળાયો. જોર જોરથી વાતો અને પછી અટ્ટહાસ્ય. એના ઓરડામાંથી આવો અવાજ આજ સુધીમાં ક્યારેય સંભળાયો નહોતો. મેં ડોકિયું કર્યું. પાંચસાત માણસો બેઠા હતા. હું આવીને મારા ઓરડામાં સૂઇ ગયો. એ બધા ક્યારે ગયા તેની મને ખબર ન પડી. હું દિવાસ્વપ્નમાં પંકજમનું મોઢું જોતો જોતો સૂઇ ગયો હતો.

બીજે દિવસે સવારે ખાદીધારી મારા ઓરડામાં આવીને હસતો હસતો ઊભો રહ્યો. એ ભાંડતો-ભાંડતો નહીં, પણ હસતો-હસતો મારા ઓરડામાં આવ્યો. "એ લોકો જીદ્દ કરે છે તો હું કઇ રીતે ના પાડું. એ બધા જિગરજાન મિત્રો છે !" એમ કહીને એ હસવા માંડ્યો. મને કંઇ જ સમજાતું નહોતું. મેં પ્રશ્નમય આંખોથી એની સામે જોયું.

"મારે જ ઊભા રહેવું જોઇએ !"

"શું ?"

"ઉમેદવાર તરીકે ઊભા રહેવું જોઇએ. સમય બદલાઇ રહ્યો છે."

"ચૂંટણીની વાત છે ?"

"હા, જી. જનતા મારી પાછળ પડી છે. એમને નેતૃત્વ આપવાનું છે. સેવાના અવસરથી હું કદી વિમુખ થયો નથી. હા...હા...હા..."

"તમે સંમતિ આપી ?"

"નહી તો શું કરું ? હા...હા...હા..."

એ દિવસે એણે ઘણાં કામ કરવાનાં હતાં. પત્રો લખવાનું, પોતાનો સામાન સરખો કરવાનું, બાંધવાનું, નોકરને બોલવવાનું, દાદરો ચડવાનું, જવાનું. બહુ ધમાલ છે.

સાંજે મને કહ્યુ, "હું આજે સ્થાન બદલવા માગું છું."

"નમસ્કાર !" મેં કહ્યું.

"નમસ્કાર ! હા...હા... હા..."

એ હસતો-હસતો દાદરો ઊતરવા માંડ્યો. હું પણ દરવાજા સુધી મૂકવા ગયો પાછા આવતી વખતે મુખ્ય શિક્ષિકાના પતિની મૂછો પર આંસુનાં બે-ત્રણ ટીપાં સરી પડ્યાં.

એ માણસનું ભાંડવાનું બંધ થયા પછી એકાંત જણાવા માંડ્યું. વાતાવરણ વિષાદમય બની ગયું. એ દિવસે સાંજે પંકજમે આવીને કહ્યું, "એનું ભાંડવાનું પૂરું થઇ ગયું. બધા લોકો આવા જ છે."

"હા જી."

"પણ એની જગ્યાએ હું હોત તો બધા મિત્રોને બહાર કાઢીને દરવાજો બંધ કરી દેત. અચ્છા, પણ જો તમે હોત તો ?"

મેં આવા પ્રશ્નની આશા નહોતી રાખી. હું વિચારમાં પડી ગયો. છતાં કહ્યું, "દરવાજો બંધ કરીને તાળુ લગાવી દેત. એક અઠવાડિયા સુધી ન ખોલત."

એણે હસીને મારી તરફ જોયું. બોલી, "તમે બહું નબળા પડતા જાઓ છો સારું ભોજન કરવું જોઈએ."

"બરાબર છે."

"તમને આર્થિક મુશ્કેલી સતાવી રહી છે કે શું ?"

"ના જી, ખાસ નહીં."

"એક લેખકની મુશ્કેલીઓને હું જાણું છું. મેં બધી વ્યવસ્થા કરી રાખી છે આજથી તમારે અહીં જ જમવાનું છે."

"આટલી તકલીફ લેવાની શી જરૂર છે ?"

"આપણે બધા માણસો છીએ ને !" એણે કહ્યું, "બધા જ એ ઘરના માલિક દાદા જેવા છે એમ ન માનશો."

"મેં કદી એવું કદી વિચાર્યુ નથી."

"એક વાત સાંભળો, આજે એણે એક માણસ મોકલ્યો હતો."

"શા માટે ?"

"એમ કહેવા કે, દુકાનની જગ્યાનો અડધો ભાગ મારે નામ લખી આપશો."

"મામલો પ્રગતિ કરી રહ્યો છે."

"એનો લાભ જુઓ ! દુકાનનો દાદરો મારા નામે લખવાનું નક્કી નથી કર્યુ એ મારું નસીબ છે એવો જવાબ મોકલી દીધો છે. બધા મળીને ભાડાના 250 થાય છે. એમાંથી અડધા એ દાદાને અને બાકીના મને, સમજ્યા ! હું 125 રૂપિયાની સ્ત્રી બની જઇશ. આવું કહેનારને મેં છોડી દીધો. મેં એને માફ કરી દીધો. તમને શું લાગે છે ?"

"માફ કરી દીધો એ સારું કર્યું."

"ખબર નહીં, તમને અમારું ભોજન ગમશે કે નહીં ગમે."

"કદાચ બહુ ગમશે."

બીજો એક મહિનો પસાર થઇ ગયો. હજુ સુધી ભાડું આપી નહોતો શક્યો. બે મહિનાનું ભાડું બાકી છે.

"મેં ભાડું નથી આપ્યું." મેં યાદ કરાવ્યું.

"કંઇ વાંધો નહીં, હું પેલા દાદા જેવો વ્યવહાર નહીં કરું. અમીરી અને ગરીબી માણસને જ આવે છે...."

એ દાદરો ઊતરતી હતી અને હું જોઇ રહ્યો હતો. મહાલક્ષ્મી છે.

બીજા ત્રણ દિવસ વીતી ગયા. હું બારીમાંથી જોઇ રહ્યો હતો. સવારનો સમય છે. બજારમાં ભીડ જામી છે. કાર, સાઇકલ, ભિખારી, વિદ્યાર્થી ઝડપથી આમથી તેમ જઇ રહ્યાં છે. ત્યાં મને શંકર દેખાય છે. ત્યાં મને શંકર દેખાય છે. એ મૂર્ખને હું આટલી ગીરદીમાં પણ સહેલાઇથી ઓળખી લઉં છું. એ આ ઘર તરફ જ આવી રહ્યો છે. બાલિએ ઋષ્યમૂક પર્વત પર ચડવાનું શરૂ કર્યું છે કે શું ?

મેં બારીમાંથી ડોકું અંદર લઇ લીધું.થોડિક ક્ષણોમાં જ એ મારા ઓરડાની સામે આવીને ઊભો રહી ગયો.

"હું તમને મળવા આવ્યો છું." એણે કહ્યું.

"કેમ ?" મેં પૂછ્યું.

"બાકીના પૈસા માટે."

"હમણાં મારી પાસે નથી."

"ક્યારે આપી શકશો ?"

"જ્યારે આવશે ત્યારે ઘેર પહોંચાડી દઇશ."

"એમ કહેવું તે બરાબર નથી."

"તો તમે શું મને ઔચિત્ય શીખવવા આવ્યા છો ?" મને પણ ગુસ્સો આવતો હતો.

"અમને બનાવવા માગો છો ?" એ પછી વાદવિવાદ થવા માંડ્યો સાદ ઊંચો થયો. હું પણ પાછો ન હટ્યો.

"અહીંથી ચાલતા થાઓ, આ તમારું ઘર નથી."

પાછળથી આવતો અવાજ સાંભળીને શંકરે પાછા વળીને જોયું. પંકજમ લાલ ચહેરે ત્યાં ઊભી હતી. શંકર હવે અસહાય થઈ ગયો.

"અહીં આવીને પણ ઝઘડો કરવો છે કે શું ?" પંકજમે બીજી વાર પૂછ્યું.

"આવ, મારે તને કંઇ કહેવાનું છે. તને મળવા માટે પણ આવ્યો છું." શંકરે પંકજમને કહ્યું.

"તમે શા માટે મળવા આવો ?"

પંકજમ નિશ્ચલ ઊભી રહી.

"ખરેખર, એટલે જ આવ્યો છું. આવ." એ દાદર તરફ ચાલ્યો. મેં ધ્યાન દઇને સાંભળ્યું.

"હું એ લાવ્યો છું. જો આ વસિયતનામું બધી જગ્યા તારા નામ પર કરી દીધી છે."

"તો તમને મારા પર વિશ્વાસ બેસી ગયો છે ?"

"તારા વિના જીવવું મુશ્કેલ છે...." પછી મેં ન સાંભળ્યું. એ લોકો દાદરો ઊતરી ચાલ્યાં ગયાં.

હું વિચારતો રહી ગયો કે હવે શું થશે ? પંકજમ એને નહીં સ્વીકારે. તીવ્ર શબ્દો સંભળાવીને ભગાડી દેશે. એની સાથે એક સાપ પણ ન રહી શકે.

એ દિવસે પણ ભોજન લાવવામાં આવ્યું. મને બહુ આરામ મળ્યો. પણ ખબર નહીં, પંકજમને શું થઇ ગયું, એ ઉપર નથી આવતી, હું એના વિશે જાણવા માટે ખૂબ જ ઉત્સુક થઇ ગયો. સાંજે તો એ જરૂર આવશે. એનું અનુપમ રૂપ મારા હૃદય માં તરંગો જગાવવા માંડ્યું. એનું ઇન્દ્રધનુષી સૌંદર્ય અનન્ય છે.

સાંજે પહેલેથી જ વરંડામાં આંટા મારવા માંડ્યો. સમય પસાર થતો જતો હતો. જરાક અવાજ સંભળાતાં જ ચારે તરફ જોવા માંડતો, પરંતુ એ ન દેખાઇ.વરંડામાં હજી સાંજના સૂર્યનો થોડોક પ્રકાશ આવે છે.

એમ થયું કે એ હવે નહીં આવે. પણ એવું ન બની શકે,મેં પ્રતિક્ષા કરી પ્રકાશનો લાલ રંગ બદલાઇ ગયો, અંધારું છવાઇ ગયું. પણ એ ન આવી.

જ્યારે એ આવતી નથી તો હું શા માટે એની રાહ જોઉં છુ ? હું ઓરડામાં જઇને બેસી ગયો. કવિતાની ચોપડી ઉઘાડી કવિ દ્વારા રચાયેલી માનસિક વિક્ષોભના કિવતા વિશે ધ્યાનથી ચિંતન કરવું જોઇએ. કદાચ પ્રેરણાથી વિચારો એકાગ્ર થવાને બદલે ચારે તરફ ઘૂમવા માંડે છે. આ કવિતાપાઠ કરવાથી મન ક્યારેક શાંત થઇ જાય છે.

"હે જીવનપતંગ, તું બદ્ધ સુંદર દેહથી દુઃખ ભોગવે છે,
કાળના પ્રવાહમાં."

જીવનપતંગ બદ્ધ થઇ ગઇ છે. પછી - ? છિઃ ? કંઇ મજા ન આવી. પુસ્તક બંધ કરી દીધું. નિદ્રાદેવીની ઉપાસના કરતો કરતો સૂઇ ગયો. છતાં પણ કાનમાં ગુંજન - "હે જીવનપતંગ તું.... હે પતંગ તું...."

જાણે મનમાં ધરતીકંપ થઇ ગયો. જમણે પડખે સૂતો પછી ડાબે પડખે સૂતો ગણગણ્યો, પછી ચુપ પડ્યો રહ્યો. આમ કરતાં ક્યારે સૂઇ ગયો એની મને ખબર નથી. જ્યારે ઊઠ્યો, ત્યારે સામે જમવાનું હતું. પણ ઠંડું થઇ ગયું હશે ? કદાચ નોકર.

હું પથારી પર બેસી ગયો. એક બીડી સળગાવી. કોઇકના આવવાનો અવાજ થયો. શંકર આવીને મારી સામે ઊભો રહી ગયો. હું કાંઇ બોલ્યો નહીં એણે જ મને કહ્યું, "ભાડું ?"

"ભાઇ, કાલે મેં જે કહ્યુ હતું એથી વધુ કંઇ જ કહેવા નથી માંગતો."

"ના, આ ઓરડાનું ભાડું ?" પાછળથી એક મધુર અવાજ સંભળાયો. આ

પંકજમ બોલી રહી હતી. મેં શંકરને જોયો. એની પડખે ઊભેલી પંકજમને પણ જોઇ ચારે બાજુ જોયું. કંઇ બોલ્યા વિના મેં પથારી વીંટીને સરખી કરી. બેગને તાળું લગાવ્યું. બંનેને એક જગ્યાએ મૂકી દીધાં.

"હું આજે જાઉં છું."

"ભાડું....." શંકરે ફરીથી પૂછ્યું.

મેં જવાબ ન આપ્યો.

"ભાડું આપ્યા પછી તમારી આ ચીજો લઇ જજો, સમજ્યા...." બહુ મીઠડા સ્વરે પંકજમે કહ્યું.

હું ઝબ્બો બદલીને બહાર જતો હતા ત્યાં પંકજમે પૂછ્યું, "ચાવી ક્યાં છે ? એની ડુપ્લીકેટ નથી."

"એ રહી." મેં ઇશારો કર્યો અને ચાલ્યો ગયો. દાદરો ઊતરતી વખતે મુખ્ય શિક્ષિકાનો પતિપણ પાછળ આવ્યો. દરવાજા સુધી આવ્યા પછી એણે પૂછ્યું, "તમે પણ જાઓ છો ?"

"હા જી."

એણે એક ઊંડો શ્વાસ લીધો. એની આંખો ભીની થઇ ગઇ હતી. અમે એકબીજાને જોતાં ઊભાં રહ્યા. મને એવું લાગ્યું કે હું મને પોતાને જ જોઇ રહ્યો છું. ખબર નહીં એને શું લાગ્યું હશે.

"ટામેટાં જોઇએ ?" બાજુમાંથી અવાજ સાંભળ્યો.

"જોઇએ !"

મેં ખીસ્સું ફંફોળ્યું. સાડા નવ આના હતા. બે પાકેલા ટમેટાં ખરીદ્યાં. મુખ્ય શિક્ષિકાના પતિને એક આપીને કહ્યું, "ખાઇ લો, વિટામિન છે."

બીજું ટમેટું ખાતો ખાતો હું સડક પર આવ્યો અને હાથ હલાવીને ચાલવા માંડ્યો. બિસ્તરો અને બેગ, બંનેની પંચાત નહોતી. કવિતાનો પેલો અંશ કાનમાં ગૂંજી રહ્યો હતો. .... હે જીવનપતંગ..... આ ટમેટાં સારાં છે - પેલી કવિતા પણ સારી છે.

# ભૂખ અને તરસ

વેટ્ટૂર રામન નાયર

પોન્નન બજારથી આવી રહ્યો હતો. સાંજ પડવા લાગી હતી એટલે એણે એની ચાલની ઝડપ વધારી. ભૂખને લીધે એનું કાળજું કપાવા માંડ્યું હતું. એક કપ ચા પી લેત તો સારું થાત.... પુલ પાર કર્યા પછી એકે દુકાન નથી. એણે ખીસું ફંફોળીને એક આઠ આની કાઢી.કાલે રવિવાર છે. એક પૈસો પણ મળવાની શક્યાતા નથી, એમ વિચારીને એણે આઠઆની પાછી યથાસ્થાને મૂકી દીધી.

ડાબી બાજુની દુકાનમાં સળગતી દોરી જોઇને એણે ખીસામાંથી બીડી કાઢી અનએ સળગાવી લીધી. એ વખતે દુકાનમાં લટકતા લાલ ફુગ્ગા જેવાં પાકાં કેળાં જોઇને એના મોંમા પાણી આવી ગયું. પૈસા ફંફોળી જોયા અને આંખોથી પાકા કેળાંનો સ્વાદ લેતોએ આગળ વધ્યો. એ વિચારવા લાગ્યો, પાચ્ચુનાયરને આઠઆની આપવાથી બહુ સંતોષ થશે અને સોમવારે ચા પણ મળી જશે. જે થાય તે, ભલે ને થોડી વાર પછી મળે. એ બીડીનો ધુમાડો ઉપર તરફ ફેંકીને સડક પર આગળ ચાલવા માંડ્યો.

રસ્તો તદ્દન સુમસામ હતો. સડકની બંને બાજુએ નાના નાના છોડ લાગેલા હતા. જંગલની ફૂલોની માદક સુગંધ સાંજને હવાને માદક બનાવી રહી હતી. તપેલી ખુરપીની ધાર જેવી ક્ષિતિજ ઘણી દૂર દેખાતી હતી.

પ્રકૃતિની સુંદરતામાં લીન પોન્નન આગળ વધી રહ્યો હતો. બાજુના ઝરણાના 'ઝરઝર' નાદથી એ જાગી ગયો.એક નાનકડી નહેર છે. એકદમ સ્વચ્છ પાણી ! નહાવાની સગવડ પણ છે.પોન્નમને તો નહાવાની સગવડ હતી જ. કપડાં કાઢીને ઘાટ પર મૂકી દીધાં અને પાણીમાં ઘૂસી ગયો. ઠંડા પાણીથી એનું કાળજું શીતળ થઇ ગયું. એ ઘણી વાર સુધી પાણીમાં ગળાડૂબ પડ્યો રહ્યો. પછી શરીર લૂછીને કપડાં પહેરી લીધાં. પેટ ભરીને પાણી પી લીધા પછી એ પોતાની ભૂખ અને નબળાઇ ભૂલી ગયો. એક ગીત ગણગણતો આગળ વધ્યો.

પૃથ્વી પર અંધકાર ફેલાવા માંડ્યો. ઝરણાનો 'ઝરઝર' નાદ એને હજી પણ સંભળાતો હતો. સુગંધી પુષ્પોની મનોહર સુગંધની અનુભૂતિ થતી હતી. પોન્નનની

વિચારધારા પણ પ્રકૃતિની સાથે ચાલી. એને રોમાંચ થયો. એને રાતની રંગીલી રમતો યાદ આવતી હતી. શરમાઇ જઇને એણે પોતાના વિચારો ટાળવાની ઇચ્છા કરી. પણ એની પરવા કર્યા વિના કેટલીયે સુંદરીઓ એના મનમાં આવીને ઊભી રહી. એનું મન એમના સ્પર્શ માટે લલચાઇ ઊઠ્યું. પેલી આંબળાવાળી અને ઘાસ કાપનારી એના મનદર્પણમાં પ્રત્યક્ષ થઇ ગઇ. છોકરીઓ બધી સુંદર ખાસ કરીને ઓછી ઉમ્મરવાળી.ગંદાં કપડાંમાં પણ એ કેવી સુંદર લાગે છે ! આમાંથી એકાદને પરણી જાઉં તો ? પણ એ કઇ રીતે બની શકે ? એક બજાર થી બીજી બજાર તરફ, એક દુકાનથી બીજી દુકાને ચક્કર મારવાવાળો પત્ની સાથે કઇ રીતે રહી શકે ?કેટલાં વર્ષોથી એ પોતાની આ તરસને છિપાવી નથી શકતો.

અચાનક પોન્નને પોતાની ઉંમર વિશે વિચાર્યું. પરંતુ એ વિશે એ અનભિજ્ઞ હતો. એને માત્ર એટલું યાદ છે કે ઓછામાં ઓછા દસ વર્ષથી એ સતત સ્ત્રીઓ વિશેનાં સ્વપ્ન જુએ છે. દસ વર્ષ !

એને હજી પણ ઝરણાનો 'ઝરઝર' નિનાદ સંભળાતો હતો. એ રસ્તાની હવામાં ફૂલોની સુગંધ વ્યાપેલી હતી. પોન્નમે પોતાને યોગ્ય છોકરીનું માનસચિત્ર બનાવ્યું. એ પેલી ઘાસ, કાપવાવાળી કે આંબળાવાળીના અપ્રત્યક્ષ સ્વરૂપનો જ અનુભવ કરી શક્યો. એ ગમે તે હોય. એકાંત ઝૂંપડીમાં મારી સાથે દિવસ પસાર કરવા માટે એક યુવતી છે - બસ.

આકાશ અંધકારમાં અપ્રત્યક્ષ થઇ ગયું. હરિયાળાં વૃક્ષોને ઓળખવાનું મુશ્કેલ થઇ ગયું. ગામડામાં દીવા સળગી ગયા. રસ્તો ધૂંધળો દેખાવા લાગ્યો ઝરણું ત્યાંથી હવે બીજી દિશા તરફ થઇ ગયું છે.

પોન્નને વિચારોમાંથી જાગીને આગળ નજર દોડાવી. કોઇ જતું દેખાયું. એ આગળ ધપ્યે જાય છે.એક અવ્યક્ત અને અસાધારણ સ્પંદન. એણે પોતાની ચાલની ગતિ વધારી. આગળની આકૃતિ ધીરે ધીરે આગળ વધી રહી છે.

ચારપાંચ મિનિટમાં જ એ એની પાસે પહોંચી ગયો. એનું હૃદય ધડકવા માંડ્યું. એ વખતે એ આકૃતિએ પાછળ ફરીને જોયું . વધારે વીસ વર્ષની એક યુવતી. એની બગલમાં કપડાની એક પોટલી હતી પોન્નન એની સાથે સાથે ચાલવા માંડ્યો.

એને એની સાથે વાત કરવી હતી. પરંતુ હૃદય ધડકવાને કારણે એના મોંમાંથી શબ્દો નહોતા નીકળી શકતા. થોડીક ક્ષણો મૌનમાં જ પસાર થઇ ગઇ. એને ઠંડી લાગવા માંડી. શરીર ધ્રૂજવા માંડ્યું. દાંત કડકડવા માંડ્યા.

યુવતી પણ એને ભય, સંદેહ અનએ વિનયમિશ્રિત ભાવોથી જોઇ રહી હતી. થોડી વાર પછી પોન્નનને લાગ્યું કે એને પણ હવે થોડોક ભરોસો બેઠો છે. એનો સ્વભાવ કોઇપણ સ્ત્રીના વિશ્વાસને યોગ્ય છે, એમ વિચારીને પોન્નનમાં વાત

કરવાની હિંમત આવી "તું ક્યાં જઇ રહી છે ?" પોન્નને ગદ્‌ગદ કંઠે પૂછ્યું.

એણે સોળ માઇલ દૂરની એક જગ્યાનું નામ કહ્યું.

"તું ક્યાં જાય છે ?" એ પૂછવા લાગી.

થોડી વાર પછી એણે ફરીથી પૂછ્યું. પોન્નને ત્રણ માઇલ દૂરની બજારવાળી જગ્યાનું નામ કહ્યું.

થોડી ક્ષણ બંને મૌન રહ્યાં. પોન્નન એને વારંવાર જોયા કરતો હતો. એ ચુપચાપ પાછળ ચાલી આવતી હતી. પોન્નને પૂછ્યું, "તું એકલી ત્યાં સુધી ચાલી જઇશ ?"

"હા, કેમ ન ચાલી જાઉં ?" એ આળસભર્યા સ્વરે બોલી.

"ત્યાં પહોચતાં પહોચતાં તો અડધી રાત વીતી જશે."

"હા."

આટલું કહીને એ ચુપ થઇ ગઇ. થોડીવાર સુધી એ ચુપ જ રહી.

પોન્નને ફરીથી પૂછ્યું, "તું ક્યાંથી આવી રહી છે ?"

એણે ખૂબ દૂર આવેલા એક શહેરનું નામ કહ્યું.

"ત્યાં શા માટે ગયેલી ?"

"ત્યાં એક ઘરમાં નોકરી કરતી હતી."

"પછી ?"

"એ છોડીને પાછી જઈ રહી છું."

"એમ કેમ ?"

એને જરા શંકા પડી અને પછી શરમાતાં બોલી, "એ એક મોટા અફસર છે."

"તો એમાં શું ?"

"પણ સારો માણસ નથી."

"કેમ, પગાર નથી આપતો ?"

"પગાર તો આપતો હતો, એનાથી પણ વધુ આપતો હતો."

પોન્નમને થોડી થોડી વાત સમજાઈ. "પછી શું ?"

''એ નોકરાણી રાખવાને લાયક નથી" એણે લજ્જાપૂર્વક કહ્યું. પોન્નનને વાત સમજાઈ ગઈ. એને અફસરની વર્તણૂક પર ઘૃણા થઈ આવી.

"એને પત્ની નથી શું ?"

"પત્ની પણ છે અને મોટી મોટી દીકરીઓ પણ છે. એ બધાની નજરમાંથી સરકીને નોકરાણી પાસે પહોંચી જાય છે."

ત્યાં સુધીમાં બહું અંધારું થઇ ગયું હતું. કોઇ બહુ પાસે આવે ત્યારે જ ઓળખી શકાતું હતું. એ બંને ધીમે ધીમે આગળ વધતાં હતાં.

"તારું નામ ?"

"મીનૂ."

"ઘરમાં કોણ કોણ છે ?"

"મા, બે નાની બહેનો અને એક નાનો ભાઇ."

"અને તું ?" એણે પૂછ્યું.

"હું એકલો છું."

"મા કે બાપ કોઇ જ નથી શું ?"

"ના....."

"પત્ની ?"

"ના."

એ પણ અસહાય છે. એણે મોકળે મને પોતાની મુશ્કેલીઓની કથા કહેવા માંડી એક પુરુષ સમક્ષ પોતાનું મન ખોલવાની ઇચ્છા સ્વાભાવિક જ છે.

આ રીતે સંવાદ આગળ વધ્યો. એ વખતે પોન્નનને લાગ્યું કે અંધારું વધી ગયું છે.

"આવા ઘોર અંધકારમાં તારે ઘર સુધી એકલા જવાનો વિચાર છે ?"

"મેં એક દીવાસળી અને એક મીણબત્તી ખરીદીને પાસે રાખ્યાં છે."

"એનાથી ક્યાં સુધી પહોંચીશ ?"

એ એનો જવાબ ન આપી શકી.

"મીણબત્તી સળગાવવી છે ?" થોડી વાર પછી એણે પૂછ્યું.

"ના."

"તું કાલે સવારે જાય એ જ બરાબર છે."

"શક્ય નથી."

એણે વિચાર્યું, જો એ તૈયાર થઇ જાય તો હું એને ક્યાં આશ્રય આપીશ ? એ ફિકરમાં એ આગળ વધી રહ્યો હતો. યુવતી પણ વિચારમગ્ન હતી.

બે માઇલ ચાલ્યાં ત્યાં આઠ વાગી ગયા હશે. અંધારામાં તેઓ એકબીજાને જોઇ પણ નહોતાં શકતાં. ક્યારેક ક્યારેક એ બંને એકબીજા સાથે ભટકાઇ જતાં હતાં પરંતુ પોન્નને મીણબત્તી સળગાવવાનું કહ્યું નહીં. એણે પોતાની મેળે પણ સળગાવી નહીં.

ચાલતાં ચાલતાં એક વળાંક પાસે પહોંચીને સહેજ ગડમથલમાં પડીને બંને ઊભાં રહી ગયાં. આગળ તાડીની દુકાન હતી,એના હાંડાનો પ્રકાશ ત્યાં સુધી આવતો હતો. રસ્તાની બંને બાજુએ કપડું બાંધીને મોટા અક્ષરે 'તાડી' લખ્યું હતું. પીનારાઓને એ દૂરથી જ આકર્ષિત કરતું હતું. ત્યાં સવાર જેવો પ્રકાશ છે ગાડાવાળા

ત્યાં આરામ કરતા હતા. ત્યાં આખી રાત અવરજવર રહેતી હતી.

"જો ત્યાં ઘણો પ્રકાશ અને ગીરદી છે. મને ઘણા લોકો ઓળખે છે. આપણે રસ્તા પરથી ઊતરી જઇને થોડે આગળ જઈ, ખેતરોમાંથી બીજા રસ્તા પર પહોંચી જઇએ." પોન્નને એક વળાંક તરફ સંકેત કરીને સહેજ વ્યગ્રતાથી કહ્યું.

"હું નહીં જાઉં, હું અહીંથી જ જઇશ."

"જો, કોઇ આવી રહ્યું છે - આપણને જોઇ જશે. અહીં ઊભા રહેવાનું બરાબર નથી. ચાલ, અહીંથી જઇએ."

હવે પોન્નન આગળ-આગળ અને મીનૂ પાછળ-પાછળ ચાલવા લાગી.

એ બંને પાછા અંધારમાં ડૂબી ગયાં. એક ફર્લાંગ ચાલ્યા પછી પોન્નન ઊંચી જગા પર ચડી ગયો. પછી મીનૂને પણ હાથ પકડીને ચડાવી દીધી. તેઓ કંદમૂળ અને ડાંગરના ખેતરમાં થઇને આગળ ચાલવા લાગ્યાં. પોન્નને મીનૂનો હાથ પકડી રાખ્યો હતો. હરિયાળાં વૃક્ષોના ઘોર અંધકારમાં તેઓ રસ્તો ફંફોળતાં આગળ વધી રહ્યાં હતાં. મીનૂ હાંફવા લાગી હતી.

સાંકડા રસ્તા અને ખાડાઓને પાર કરીને તેઓ ઘણા આગળ પહોંચી ગયાં. પછી ટેકરા પરથી નીચે ઊતરીને સડક પર પહોંચી ગયાં. માઇલ- દોઢ માઇલ ચાલ્યા પછી એ લોકો જોખમના સ્થળની બહાર નીકળી ગયાં. રસ્તો તદ્દન સૂમસામ હતો. લોકોની અવરજવર બંધ થઇ ગઇ હતી. હવે પોન્નમમાં જરા હિંમત આવી. એના શરીર પર કેટલીય જગ્યાએ છોલાઇ ગયેલું. પણ એણે એની પરવા કરી નહીં.

મીનૂએ પૂછ્યુ, "તું ક્યાં રહે છે? "

"મારે રહેવાનું કોઈ ઠેકાણું નથી."

"તો પછી?"

"ક્યાંય પણ સૂઈ જઇશ."

એ લોકો ફરીથી આગળ વધ્યાં. એક નાની ઝૂંપડી પાસે પહોંચીને પોન્નન અટકી ગયો. એ બોલ્યો,"આપણે અહીં આરામ કરીને સવારે જવું જોઇએ."

"ના, હું તો હમણાં જ જઇશ."

એ એનો હાથ છોડીને ચાલવા માંડી, પોન્નને આગળ જઇને એને અટકાવી દીધી.

"તું એકલી એ બજાર વટાવી નહીં શકે. તને કોઇ પકડી લેશે. મારું કહ્યું માનવાનું જ યોગ્ય છે."

"ઓહ! મારી રક્ષા કરવાનું મને સારી રીતે આવડે છે. તારી ઇચ્છા હોય તો તું અહીં ઝૂંપડીમાં રહે."

એ પાછી જવા માંડી. એટલામાં પોન્નને થોડેક દૂર કંઇક પ્રકાશ દેખાયો. "કોઇ આવી રહ્યું છે. જોઇ જશે. તું ઝૂંપડામાં આવી જા." એણે મીનૂને આવેશથી કહ્યું.

"ના, હું નહીં આવું, મેં પહેલાં જ કહી દીધું છે."

"ભલે ગમે તે થાય ?"

"હા."

એ પ્રકાશ પાસે આવી રહ્યો હતો. પોન્નનનું હૃદય ભયથી ધક્ ધક્ થવા માંડ્યું હતું. ખીસામાંથી આઠઆની કાઢીને એ મીનૂને આપતાં બોલ્યો, "આ લે આઠ આની. મારી પાસે બીજુ કંઇ નથી. તું સવારની ગાડીમાં જઈ શકશે. આ સમયે અહીં રહી જવાનું યોગ્ય છે. જલદી અંદર આવ."

પહેલાં તો અચકાઇ. પછી ધીરજથી આઠઆની લઇ લીધી અને બોલી, "અહીં કોઈ નથી રહેતું ?"

"ના, આ એક ચાની દુકાન છે અને અત્યારે ખાલી છે. પેલો પ્રકાશ પાસે આવી રહ્યો છે, જલદી અંદર આવી જા."

પોન્નને જ્યારે મીનૂનો હાથ પકડ્યો ત્યારે ખબર પડી કે એણે આઠ આનીને સુરક્ષિત પકડીને રાખી હતી.

મીનૂએ કહ્યું, "ગાડીમાં નહીં જાઉં. પૈસા માને આપીશ."

એ એને પકડીને આગળ વધ્યો. મીનૂ એની પાછળ પાછળ ચાલી. પોન્નને ઝૂંપડીનો દરવાજો ખોલ્યો. પછી નમીને અંદર ઘૂસી ગયો. પાછળ પાછળ એ પણ આવી. અંદર પહોંચીને પોન્નને દરવાજા બંધ કરી દીધો.

એ થોડીવાર અંધારામાં ઊભો રહ્યો. હવે સુરક્ષિત છે, એમ વિચારીને પોન્નને પ્રકાશ કર્યો અને દીવાને ઉપર એક જગ્યાએ મૂકી દીધો. નાળિયેરનાં પાંદડાની પથારી બનાવીને એણે મીનૂને એના પર બેસવાનું કહ્યું.

"પેલી બત્તી લાવ." મીનૂએ પોટલી ખોલતાં કહ્યું. પોન્નને બત્તી સામે મૂકી દીધી અને એના સૂજેલા પગને જોવા માંડ્યો. બોલ્યો, "આ શું ?"

"હં! ચાલવાને લીધે એમ થઈ ગયું છે." એણે પોટલીમાંથી એક કેળું કાઢીને પોન્નનને આપ્યું. બીડી સળગાવતી વખતે પેલી દુકાન પર આવું જ કેળું જોયું હતું. લાલ ફુગ્ગા જેવું કેળું. પોન્નને કહ્યું, "તું ખાઇ લે. મેં ચા પીધી હતી."

"મેં એક ખાધું હતું. હવે ભૂખ નથી." એ પોન્નને કેળું ખાવાનો આગ્રહ કરવા લાગી.

એટલે પોન્નને કેળું લઇ લીધું. થોડુંક ખાઇને બાકીનું મીનૂને ખવડાવી દીધું. એણે કહ્યું, "મને લાગે છે કે તારી પાસે થોડાક પૈસા છે."

"ઓહ! બે આના હતા પણ ત્રણ પૈસાનું એક કેળું લીધું. બાકીના પૈસામાંથી

દીવાસળી અને મીણબત્તી."

"પણ હમણાં તો તે એમ કહ્યું કે તેં એક કેળું ખાઈ લીધું છે."

"એ તો મને ભૂખ નથી એટલે કહ્યું હતું."

"તો પછી ખરીદેલું શા માટે ?"

"ઘેર જાઉં છું. નાના ભાઇને આપીશ એમ વિચારીને લીધું."

"હવે શું કરીશ ?"

"કાલે ખરીદીશ." યાદ કરીને એણે આઠઆની ફંફોળી સુરક્ષિત સ્થાને હતી.

દીવો બુઝાઇ ગયો. નાળિયેરનાં પાંદડાંની વચ્ચે બેઠેલો કીડો અત્યાર સુધી બૂમો પાડતો હતો તે ચુપ થઇ ગયો. થોડીકવાર પછી એ પાછો બુમો પાડવા માંડ્યો. અડધો કલાક વીતી ગયો. કીડો થોડીક વાર માટે શાંત થઇ ગયો. ચાર-પાંચ મિનિટ પછી એણે ફરીથી જોરથી બૂમો પાડવાનું શરૂ કર્યું. એનો આ જ ક્રમ થઇ ગયો.

અડધી રાત વીતી ગઇ હતી. પોન્નન દરવાજો ખોલીને બહાર આવી ગયો. એનું શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું હતું. બહાર ઠંડો પવન વાતો હતો. તારાના પ્રકાશમાં અંધારું થોડું ઓછું થઈ ગયું હતું. એ જમીન પર બેસી ગયો. પેટમાં બિલાડાં બોલતાં હતાં. એણે બંને હાથે પેટ દબાવી દીધું. ભૂખથી આંતરડાં બળી રહ્યાં હતાં. એની આંખો ભૂખને મટાડવા પાણી શોધતી હતી. પણ પાણી ક્યાંથી મળે? થોડી વાર એ ત્યાં જ સૂઇ ગયો.

થોડી વાર ઠંડી જમીન પર સૂતા પછી એને આરામ લાગ્યો. એ ઊભો થઈ ગયો.

આવતા દિવસને યાદ કરીને પોન્નનનું માથું ફરવા માંડ્યું. એનાથી ભૂખ નહોતી સહેવાતી. બીજે દિવસે સવારે ચાની દુકાનની બધી ચીજો એકસાથે ખાઈ લેવાની એને ઇચ્છા થતી હતી. એણે વિચાર્યું, પાસે એક પૈસો પણ નથી. સવારે શું થશે? એને ખાતરી થઇ ગઈ કે એ ભૂખ્યો મરી જશે.

શું મીનૂ સૂતી હશે ? એ પણ મારી જેમ ભૂખી હશે. એ પણ આગલે દિવસે ખાવાનું વિચારતી હશે. માત્ર પોતાને માટે નહીં, પોતાના આખા કુટુંબને માટે. એને પોતાના પેટમાં આગ લાગી હોય એમ લાગ્યું. પોન્નન ઊઠીને ધીરેથી ઝૂંપડીમાં ઘૂસી ગયો.

એણે દિવાસળી સળગાવી. મીનૂ વાળ ખૂલ્લા રાખીને સૂતી હતી. હાથમાંના સળગતા પ્રકાશને એના મોઢા પાસે લઈ ગયો. મીનૂ એટલી નિશ્ચિંતભાવે સૂતી હતી કે એને કશી જ ખબર નહોતી, કેવી રીતે સૂતી છે! પોન્નનમાં એને એક વાર પણ જોવાની શક્તિ નહોતી.

દીવો બુઝાઇ જતાં પોન્નનને એક ઉપાય સૂઝ્યો. એને ભૂખની ચિંતા સતાવતી હતી. તીવ્ર ભૂખને કારણે એનું શરીર અને મન બંને થાકી ગયા હતાં. એ મીનૂની પાસે બેસી ગયો. મીનૂના ગરમ નિશ્વાસની એક લહેરખી એના પગ પર લાગી. એ ચમકી ગયો.

એના માટે બીજા દિવસની સમસ્યા ઘણી મોટી હતી. એનું એ કઇ રીતે નિરાકરણ કરશે એની ચિંતા હતી.

જાગ્યા પછી આ જ વિચાર મીનૂના મનમાં પણ ઊભો થશે. એ પણ ભૂખી હશે. પોન્નનને થયું, અમારી જેમ બીજા કેટલાયે લોકો આમ ભૂખ્યા હશે. હું બિચારો શું કરી શકું !

પોન્નને ધીમેથી મીનૂની પાસે બેસીને એનો પાલવ ફંફોળ્યો. એ આરામથી ઊંઘતી હતી. કદાચ દેવલોકનું સ્વપ્ન જોઇ રહી હતી.પોન્નને આઠ આની કાઢી લીધી. ઊભા થઇને એક વાર ઘોર અંધકારમાં મીનૂને જોઇ - દુઃખ અને કૃતજ્ઞના ભાવથી.

જેણે દાંત આપ્યા છે તે ચાવવાનું પણ આપશે, એમ વિચારીને પોન્નન બહાર આવ્યો અને સડક ઉપર ધીરે ધીરે ચાલવા માંડ્યો.

# વરમાળા

નાગવલ્લી આર. એસ. કુરૂપ

દક્ષિણ ભારતનાં બધાં શહેરોથી એ સારી રીતે પરિચિત છે. જ્યાં પણ લોકો એક જગ્યાએ ભેગા થતા હતા,ત્યાં એ મદારી પહોંચી જતો હતો.

એ ઊંચો, પાતળો, કાળા રંગનો માણસ છે. લાંબી મૂછો તથા લાલ, ગોળ આંખો એના ચહેરાને ગંભીર બનાવે છે. એના ખભા પર ઝોળી અને માથા પર ચારપાંચ ગોળ ટોપલીઓ છે. પત્ની અને એક બાળક પણ પડછાયાની જેમ એની સાથે છે.

એ જ્યારે માથા પરથી બોજો ઉતારીને નીચે મૂકી દે છે ત્યારે એની પત્ની ઝોળીમાંથી વાજું કાઢીને વગાડવા માંડે છે. એ જ વખતે ખેલ શરૂ થઇ જાય છે. મદારી બીન વગાડવા માંડે છે. એનાથી આકર્ષાઇને સાપ ટોપલીમાં ફૂંફાડા મારે છે. પછી જ્યારે લોકો એકઠા થવા માંડે છે ત્યારે એ ધીરેથી ટોપલી ઉઘાડે છે. બાપ રે ! ટોપલી ખોલતાં જ એક ભયંકર સાપ બહાર ડોકિયું કરે છે. એની આંખોનો પ્રકાશ બહાર ફેલાવા લાગે છે. જોનારા દંગ થઇ જાય છે. નિરુપદ્રવી બનાવી દીધો હોવા છતાં એ ભયંકર સાપને જોઇને કોને ડર નથી લાગતો ?

એ મદારી બીનના અવાજ પર સાપ ફણા ફેલાવીને નાચવા લાગે છે. એની આ ક્રિયા લોકોને આકૃષ્ટ કરનારી છે.

એ મદારી એક અચ્છો કલાકાર છે. પોતાની કલાની સફળતાના બધા ગુણો એ જાણે છે. એ જ્યારે બીન અને વાજું વગાડે છે ત્યારે લોકો આકર્ષાય છે. લોકોની ભીડ જામે ત્યારે એ પોતાનો ખેલ શરૂ કરે છે અને પત્ની સાથેના વાર્તાલાપના માધ્યમથી એ ઘણીવાર સુધી ખેલ ચાલુ રાખે છે. તમિળ અને મલયાલમ - બંનેના મિશ્રણવાળી ભાષામાં એ બંને એકસરખા સવાલ-જવાબ કરીને ખેલ બતાવે છે.

"એ, બાઇ ! આ કેવો સાપ છે ?" એ પોતાની પત્નીને પૂછશે.

"સારો સાપ," એ ઉત્તર આપશે.

"ડસશે તો...?"

"ખરાબ સાપ."

"ખરાબ સાપ ડસી જાય તો શું થશે ?"

"અધોગતિ."

"એવું થાય તો શું કરવુ જોઇએ ?"

"પેલું બીન વગાડવું જોઇએ....."

"બીન વગાડીએ તો..."

"સાપ નાચશે."

"બરાબર છે. તું બહુ અક્કલવાળી છે. બીન વગાડીએ તો સાપ નાચશે, પછી નહીં કરડે, બરાબર છે ને?"

"હા જી"

એ બીન વગાડે છે. સાપ નાચવા લાગે છે. એ એક ટોપલી ખોલીને બધાને સાપ બતાવે છે. ત્યાં ભેગા થયેલા માણસો પોતાને ભૂલીને સાપનો નાચ જોવામાં તલ્લીન થઇ જાય છે.

પ્રેક્ષકોને એ પોતાની યથાર્થ જીવનકથા કહી સંભળાવે છે.

એ દીકરી તરફ વળીને કહે છે, "એય છોકરી, અહીં આવ..."

છોકરી એની પાસે પહોંચી જાય છે.

"તારું નામ કહે."

"મદારીની દીકરી."

"તું કેટલા દિવસથી ભૂખી?"

"ચાર દિવસથી."

"ચાર દિવસ..."

"હા !"

"અરે મદારીની દીકરી ! તું જીવે છે કઇ રીતે ?"

"મદારીની દીકરીની આવી જ દશા હોય છે."

"કેવી ?"

"ભૂખ!"

"સાંભળો હજૂર!" એ વળીને પ્રક્ષકોને કહે છે.

"તમારી લાડલીની જેમ આ પણ એક બાળકી છે ને ? એ ચાર દિવસથી ભૂખી છે કારણ કે એ એક મદારીની દીકરી છે."

સચ્ચાઇ જોનારાઓની સામે એ એક ક્રૂર અને ગંભીર પ્રશ્ન મૂકી દે છે.

એ કહી રહ્યો હતો, "અરે, વાતો કરનારી છોકરી! તું ચુપ થઇ જા. આજે તને ભોજન મળશે. મારું કહેવું માનીશ ?"

"માનીશ."

"શાબાશ ! બધી છોકરીઓનાં લગ્ન માટે શેની માળા જોઇએ ?"

"ફૂલોની માળા"

"મદારીની દીકરીનાં લગ્ન માટે શેની માળા ?"

"સાપની માળા."

"બરાબર છે. આ જ સાપની માળા પહેરીને, ભિક્ષાપાત્ર લઇને બધા મહાનુભાવો પાસે જા. તને જરૂર કંઇક ખાવાનું મળશે."

ગળામાં સાપની માળા પહેરીને આવતી છોકરીના વાસણમાં બધા લોકો કંઇ ને કંઇ નાખે છે. પોતાનું પેટ ભરવા માટે ક્રૂર જીવને ગળામાં પહેરનાર એ છોકરી પ્રત્યેની સહાનૂભૂતિને કારણે નહીં, હૃદય પીગળી જાય એટલે પણ નહીં, માત્ર એ ભયંકર દશ્યથી છૂટકારો મેળવવા માટે જ !

કોઇ નથી જાણતું કે એ કયા દેશનો વાસી છે ? એનું નામ શું છે ? ત્રણ વ્યક્તિનું આ કુટુંબ નિરુદ્દેશ ફર્યા કરે છે.

આ કુટુંબ પૃથ્વી પર અથવા છતની નીચે પોતાનું ઘર નથી બનાવતું. ઓરડાની અશુદ્ધ હવામાં શ્વાસ લઇને તેઓ નથી જીવતા. ઉન્મુક્ત દુનિયાની ખુલ્લી હવામાં શ્વાસ લે છે. એ કુટુંબના આંતરિક મેળની તુલના રૂપિયા - પૈસા કે પૃથ્વીની અન્ય વસ્તુઓ સાથે ન કરી શકાય. એમનું જીવન પ્રેમથી ભરેલું છે. સીમા નક્કી કરીને એક નિશ્ચિંત સ્થાન, વરસાદથી બચવા માટે એક ઝૂપડી, કાલને માટે એકઠા કરેલા પૈસા વગેરેથી લોકો ઘણા દૂર છે. અનેક સ્થળે ફરતું આ કુટુબં વાસ્તવમાં ઉચ્ચ કલાનું સજીવ દશ્ય છે.

એ કુંટુબની પાછળ એક પ્રણયકહાણી પણ હશે. કેટલાય વર્ષો પહેલાં એ સ્ત્રી અને પુરુષે પ્રેમબંધનમાં બંધાઇને સાથે જીવન વિતાવવાનો નિશ્ચય કર્યો હશે. વિસ્તૃત આકાશની નીચે, ચંદ્ર-તારાને સાક્ષી બનાવીને એમણે પોતાનું જીવન એકબીજાને સમર્પિત કર્યુ હશે. તદ્દન બંધનમુક્ત , જ્યાંત્યાં પુરુષને એક જીવનસંગિની અને અબળા સ્ત્રીને સહારારૂપે એક પુરુષ મળી ગયો. એમના સુંદર સામંજસ્યનું ફળ છે પેલી દીકરી.

એ કુટુંબના બંધનમાં એક માધુર્ય અને દઢતા છે. એ માત્ર બાહ્યાચાર નથી. પતિના પ્રયત્નની છાયામાં પત્ની; પિતાની સંપતિ પર સંતાનની જિંદગી તેઓ નથી વિતાવી રહ્યા. તેઓ એકબીજાને આશ્રય આપે છે. તેઓ જીંદગીના સાચા નમૂના છે.

એ કુટુંબ કેટલીયે જગ્યાએ ફર્યું છે. દક્ષિણ ભારતનાં કેટલાંય શહેરોમાં કેટલીયે વાર એમણે પોતાની કલાનું પ્રદર્શન કર્યું છે. કેટલાંય મંદિરો અને ધર્મશાળાઓમાં એમણે રાતો વિતાવી છે. હજારો માઇલોની યાત્રા કરતું આ કુટુંબ આગળ વધ્યે જાય છે.

એમને માટે એક વખતનું ભોજન પણ અનિશ્ચિત છે. ગરીબીનું જીવતું-જાગતું ચિત્ર છે આ કુટુંબ. જીવનની લાંબી સડક પર દુ:ખમય દશ્યોથી ભયભીત થયા વિના મનને મજબૂત કરીને તેઓ આગળ વધી રહ્યાં છે.

બીજા ચારપાંચ વર્ષ વીતી ગયાં. એ દરમિયાન દુનિયાએ અનેક પ્રકારના પરિવર્તનોનાં રોમાંચક પડખાં બદલ્યાં. એટલું પરિવર્તન આવી ગયું કે કેટલાંય શહેરોને ઓળખવાનું પણ મુશ્કેલ થઇ ગયું. નવા નવા આવિષ્કારોને પરિણામે શહેરો બદલાઇ ગયાં. શાસ્ત્રીય પ્રગતિ પ્રમાણે કેટલાંય નવાં કામો શરૂ થઈ ગયાં. એને કારણે લોકોએ જૂનાં કામો છોડી દીધાં. પરંતુ પેલા મદારીના કામમાં કોઇ જાતનું પરિવર્તન આવ્યું નહી.

પોતાની જૂની ટોપલીઓ લાદીને આજે પણ એ પોતાની પત્ની અને પુત્રીની સાથે પહેલાંની જેમ ખેલ બતાવતો ચાલ્યો આવે છે. કાળનો મજબૂત હાથ પણ એ મદારીની સામે હારી ગયો છે, છતાં પણ કાળે એના શરીર પર મોટું પરિવર્તન કર્યું છે. અનંત યાત્રાથી એનું શરીર ક્ષીણ થઇ ગયું છે. કેટલાંય વર્ષોથી નિરંતર યાત્રાશીલ એના પગ હવે આગળ વધવા તૈયાર નથી. જીવનયુદ્ધના પ્રહારોથી એનું શરીર ખૂબ થાકી ગયું છે. મદારીના આત્માએ એને કહ્યું કે એનામાં જિંદગીનો સામનો કરવાની તાકાત નથી. અશક્ત થઇને એક જગ્યાએ પડી રહેવાની વાતથી એ ચમકી ગયો હશે.

એની એકની એક દીકરીને આ દસ વર્ષમાં દુનિયાએ અનેક રીતે માર્જિત કરી છે. એમની એ ભોળી સરળ દીકરી આજે લાવણ્યમયી તરુણી બની ગઈ છે. કષ્ટના મજબૂત હાથમાંથી લપસીને એનું અંગપ્રત્યંગ સુંદર સુડોળ બની ગયું છે.

એના ચહેરા પર એક વિશિષ્ટ આકર્ષણ છે. શહેરની છોકરીઓ જેવો એનો બાહ્ય ઠઠારો નથી. સાધારણ વસ્ત્રોમાં પણ એનું સુંદર,સુડોળ શરીર આકર્ષણ લાગે છે. જન્મથી જ કષ્ટોની વચ્ચે જીવન વિતાવતી એ કન્યાનું શરીર કઠોર બની ગયું હતું. કામી પુરુષોના તીક્ષ્ણ કટાક્ષો અને પ્રલોભનોની સામે ઊભા રહીને એમને પરાસ્ત કરવાની પૂરી ક્ષમતા એનામાં છે.

પુત્રીના તારુણ્યે પિતાને ચિંતિત કરી દીધો. યૌવનને ઉંબરે લજ્જામયભાવે ઊભેલી દીકરી એક સજીવ, પ્રશ્નચિહ્નની જેમ એની સામે હતી. બધાં માતા-પિતા આ પ્રશ્નથી લાચાર બની જાય છે. આજની વ્યવસાયી દુનિયામાં લગ્ન એક મોટી સમસ્યા બની ગયું છે.

ધનથી લાચારથી લગ્ન કરનારા પુરુષોની આ દુનિયામાં એક ગરીબ યુવતીને કુંવારા જ રહી જવું પડે છે – ખાસ કરીને એક ગરીબ મદારીની દીકરીને, જેના પિતા પાસે આણામાં આપવા માટે બેત્રણ ઘરડા સાપ સિવાય કંઇ જ નથી. આજની દુનિયામાં મદારીનું કામ સ્વીકારવા માટે કયો નવજવાન તૈયાર થશે !

જવાબ ન મળી શકે એવા આ પ્રશ્નોની સામે બિચારા પિતાનું હૃદય તરફડવા માંડ્યું.

તે દિવસે રાત્રે દીકરી સૂઇ ગઇ પછી માએ ધીરેથી પિતાને પૂછ્યું, "દીકરી માટે વર નથી શોધવો કે શું ?"

"મદારીની દીકરી સાથે લગ્ન કરવા કોણ આવશે ?"

"હા, ઇશ્વર જ રક્ષા કરશે"

આમ એ લોકો એમની ચિંતાનો ભાર ઇશ્વરને સોંપી દેતાં હતાં.

થોડી વાર પછી માએ સ્વગત જ પ્રશ્ન કર્યો, ઇશ્વરે આપણને દીકરી આપી શા માટે? અને જો આપી જ તો ગરીબને ત્યાં જન્મ શા માટે આપ્યો ?

પેલો વિધાતા શું આ પ્રશ્નનો ઉત્તર આપી શકશે ?

દુનિયાનાં કષ્ટોથી પીડિત અંતરાત્મામાંથી નીકળેલાએ પ્રશ્નો અડધી રાતની ઘોર નિસ્તબ્ધતામાં ગૂંજી ઊઠ્યા. એ વખતે એવું લાગ્યું કે જાણે પ્રકૃતિ પણ શ્વાસ બંધ કરીને બેસી ગઈ હોય ! પાસેના ઝાડ પર બેઠેલા ઘુવડે "હૂં" કહીને એનો સ્વીકાર કર્યો.

સૂતેલી દીકરીને જોઇને માતાએ કહ્યું, "બિચારી સૂતી છે. તેં શા માટે પાપણીને પેટે જન્મ લીધો ?"

વીસ વર્ષ પહેલાં આ બાળકીને જન્મ આપતી વખતે એનું સૌંદર્ય જોઈને સૌ પ્રસવવેદના ભૂલી ગઈ હતી. ભવિષ્યમાં આવો પ્રશ્ન પૂછવો પડશે એમ એણે કદી વિચાર્યું નહોતું ધાર્યું. બાળકીનું રુદન સાંભળીને પ્રસન્ન થયેલા પિતાએ પણ કદી નહોતું વિચાર્યું કે એ એક મોટી સમસ્યા બની જશે.

એ બાળકી ધીરે ધીરે મોટી થઈ, હાથ-પગ હલાવવા લાગી અને ચાલવા માંડી તો યે એણે એમ નહોતું ધાર્યું કે એનો આ ઉછેર એક ગંભીર સમસ્યા બનીને એની સામે ઊભો રહી જશે.

રૂપિયાને જ સર્વસ્વ માનતી આ દુનિયામાં દીકરી યૌવનવતી થઈ જાય ત્યારે દુ:ખથી પોતાની છાતી કૂટી લેવી જોઇએ !

માતા-પિતાના હૃદયનો ભાર દીકરીને પણ ઘેરી વળ્યો. જાગતી સૂતેલી દીકરીએ માતા-પિતાના કઠોર દુ:ખને તેમની વાતચીત પરથી જાણી લીધું. ત્યારથી એનું હૃદય તરફડવા માંડ્યું હતું. એ પણ પોતાના હૃદયનો ભાર પેલા કરુણાકર ઇશ્વરને સમર્પિત કરીને સંતોષ લેતી.

કેટલાક દિવસથી એ યુવક પેલા કુંટુબની પાછળ પાછળ ફરવા લાગ્યો છે. પેલો મદારી એનું કારણ સમજી ગયો, છતાં પણ એ યુવકને મોંએથી સાંભળવા માગતો હતો. એટલે મદારીએ યુવકને કંઇ જ પૂછ્યું નહીં.

એક સાંજે પેલો યુવક મદારી પાસે આવ્યો અને પોતાના મનની વાત કહી દીધી.

મદારીએ એને પગથી માથા સુધી નિહાળીને પૂછ્યું, "તારા મા-બાપ જીવે છે?"

"ના."

"તને મારું કામ આવડે છે."

"આવડે છે. હું જાતનો મદારી છું. મારા પિતા પણ મદારી હતા."

"તો શું તું આ કામ કરવા તૈયાર છે ?"

"હા જી."

"તારે ઘર અને કુટુંબના બીજા માણસો છે ?"

"ના, હું એકલો જ રખડું છું."

મદારી ચુપ થઇ ગયો. પોતાની જેમ આખી દુનિયામાં રખડતો એક યુવાન જમાઇ બની જાય તો !

ગરીબનો બંધુ ગરીબ જ છે.

થોડી વાર વિચાર્યા પછી મદારીએ યુવકને કહ્યું, "ઠીક છે, જો એમ જ હોય તો શહેરની પાસેના જંગલમાં જઇને એક સારી જાતનો સાપ પકડી લાવ. મારી દીકરી નાનપણથી જ સાપની માળા પહેરતી આવી છે. તું એના ઝેરી દાંત કાઢીની મારી દીકરીના ગળામાં નાખી દે. એ પછી તમારા બંનેનાં લગ્ન કરાવવામાં આવશે."

નાનપણથી જ ગળામાં સર્પમાળા પહેરતી દીકરીની વરમાળા તરીકે પણ સર્પમાળા પહેરવી છે, આ જ એના પિતાની ઇચ્છા છે, એ સાંભળીને યુવક ચુપચાપ ઊભો રહ્યો.

મદારીએ કહ્યું, "મારો ધંધો મારી સાથે જ ખત્મ ન થવો જોઇએ. એટલે જ મેં આમ કહ્યું." એ જ એની ઇચ્છા છે ! પરંપરાનો ધંધો ! એની સાથે એનો નાશ ન થાય. એને ચાલુ રાખવાની તાકાત ભાવિ જમાઇમાં છે કે નહીં એ એને જાણવું છે. એને જ માટે પરીક્ષા છે.

એ યુવક એને નમસ્કાર કરીને ચાલ્યો ગયો. એને થોડીવાર સુધી જોઈ રહ્યો પછી મદારીએ ધીરેથી કહ્યું, "ધીરજથી જા !ઇશ્વર તારી રક્ષા કરે !"

એ બંને વચ્ચે થયેલી વાત દીકરીએ પણ સાંભળી. થોડી વાર માટે એ દીકરી વિશે તો જાણે બધું જ ભૂલી ગયો હતો. એને ખબર નહોતી કે એની દીકરી પણ એ યુવક પ્રત્યે આકષાઈ છે. એના રૂપરંગથી પણ એને સંતોષ હતો. જો એ દીકરીનું મન જાણતો હોત તો કદાચ યુવકને આટલી મોટી પરીક્ષા આપવાનું ન કહેત !

એ ઝાડીમાં કેટલાય સાપ છે તે પ્રસિદ્ધ હતું. બીજે દિવસે સવારે જ પેલો યુવક બીન લઇને પેલી ઝાડી સામે પહોંચી ગયો અને કુળદેવતાનું અભિવાદન કરીને બીન

વગાડવા લાગ્યો. થોડી વાર પછી ઝાડીમાં ક્યાંક ક્યાંકથી પાંદડાં હલવાનો અવાજ સંભળાયો. એ સાંભળીને તે વધુ આતુરતાથી બીન વગાડવા લાગ્યો.

ઝાડીમાં એક ભંયકર ફૂંફાડો થયો. એ એકદમ ગભરાઈ ગયો, છતાં પણ જોરથી બીન વગાડ્યું. ચારપાંચ ક્ષણો યુગની જેમ વીતી. એ બીનના અવાજથી આકૃષ્ટ થઇને બહાર આવેલા સાપને જોઇને યુવકની આંખો ફાટી ગઈ. એક ભયંકર કાળો સાપ ફણા ઊંચકીને એની સામે નાચવા લાગ્યો. એની સળગતી આંખો એકીટશે બીન પર ચોંટેલી હતી. જો એ બીન વગાડવાનું બંધ કરી દે અથવા સહેજ પણ હલી જાય તો સાપ એકદમ ડસી લે. પોતાની બેસવાની જગ્યાથી હલ્યા વિના. બીનનો અવાજ ઓછો કર્યા વિના સાપનું ગળું પકડવું જોઇએ.

એ દશ્ય જોઇને કઠોરમાં કઠોર હૃદય પીગળી જાય-આટલી અઘરી પરીક્ષા !

એને લાગ્યું કે એનું જીવન ક્ષણિક છે અને કોઈ ક્ષીણ તંતુને આધારે લટકી રહ્યું છે. એનું માથું હલવાની સાથે શરીર પણ હલી રહ્યું હતું.

એ વધુ જોરથી બીન વગાડવા લાગ્યો.

એ દિવસે સવારથી જ મદારીની દીકરીનું મન ચિંતાથી વ્યાકુળ હતું. પોતાના ભાવિ પતિની પરીક્ષાથી એના મનમાં અનિષ્ટ આશંકા આવી ગયેલી. જેમ જેમ દિવસ ચડતો ગયો તેમ તેમ અની બીક વધતી ગઈ. બપોર થવા છતાં યુવક ન દેખાયો ત્યારે એને લાગ્યું કે એનું હૃદય ધબકતું બંધ થઈ જશે. માબાપની નજર બચાવીને એ ઝાડી તરફ દોડી ગઈ.

સાપ એની સામે બે કલાકથી નાચતો હતો. આટલો સમય વીત્યો હોવા છતાં યુવક એને પકડી ન શક્યો. હાથ હલાવશે તો ફૂંફાડો મારીને ફણા મારશે. એને લાગ્યું કે સાપ એના શ્વાસનો અવાજ પણ ધ્યાનથી સાંભળી રહ્યો છે. આટલી વાર સુધી એણે બીન વગાડવાને કારણે એના ફેફસાં ફાટવા લાગ્યાં હતાં. એ પરસેવાથી તરબોળ થઈ ગયો. એની આંખો લાલ થઈ ગઈ. એને લાગ્યું કે જાણે થોડી જ વારમાં એ થાકીને પડી જશે. એને એવો ભાસ થયો કે જાણે એની આરાધનાની મૂર્તિ સામે ઊભી છે. એનાં સ્વર્ગીય માતા-પિતા એને દૂરથી ઇશારો કરીને બોલાવી રહ્યાં છે. એનું માથું ભમવા લાગ્યું કાનમાં અસ્પષ્ટ અવાજો સંભળાવા માંડ્યા.

છતાં પણ એ પોતાનું બીન વગાડતો રહ્યો.

એ પેલા દશ્યની ભયંકરતા જોઇને સમજીને એકદમ બૂમ પાડી ઊઠી. અવાજ સાંભળીને એણે પાછું વળીને જોયું અને ત્યારે જ સાપે એને જોરથી ડંખ દીધો.

કાળી વેદનાથી એણે સાપનું માથું કસકસાવીને પકડી લીધું.એ તરફડ્યો પણ

એણે છોડ્યો નહીં.

ચીસો પાડતી યુવતીને સાપ બતાવીને એ બોલ્યો, "જો, આ છે મારી વરમાળા."

યુવતીએ એકદમ રડવાનું બંધ કરી દીધું. એના મસ્તિષ્કના હજારો મૂક વિચાર એકદમ દોડી આવ્યા.

એની આંખો કઠોર થઈ ગઈ જાણે કોઇ દઢ પ્રતિજ્ઞા કરી લીધી હોય. એ એની સામે માથું ઝુકાવીને ઊભી રહીઅને આગ્રહપૂર્વક બોલી, "મારા ગળામાં નાખી દો."

એ ચમકી ગયો. પ્રેમનું પ્રત્યક્ષ રૂપ જોઇને એ ચકિત થઇ ગયો.

"સમય થઈ ગયો છે. ગળામાં નાખી દો." એણે કહ્યું.

એનું આખું શરીર ઝેરથીભૂરું થવા માંડ્યું. કંપિત હ્રદયે એણે પોકાર્યું -

"મારી સ્ત્રી !"

"મારો પુરુષ !"

પ્રેમ સાહિત્યના જૂઠા શબ્દોથી અપિરિચિત બે આત્માઓનો પ્રેમ એ નાનાં વાક્યોમાં પ્રગટી ઊઠ્યો. એમને જે કહેવું હતું એ તે શબ્દો સ્પષ્ટ કરી ચૂક્યા હતા.

"માત્ર બે શબ્દ, "મારી સ્ત્રી !""મારો પુરુષ !" વિશ્વના પ્રેમકાવ્યનો સારાંશ એ શબ્દોમાં છુપાયેલો હતો."

"માળા નહી પહેરાવ ?" એ અધીરી થઇને બોલી.

એના ધ્રુજતા હાથે ઊંચકીને, કાળી વેદનાથી ફૂંફાડા મારતી વરમાળા એના ગળામાં નાખી દીધી.

સાપે એના ગળામાં લપેટાઇને ફૂંફાડો કર્યો અને એને ડસવા માટે ફણા ઊંચકી.

"મારી સ્ત્રી !" ચીસ પાડીને એ પડી ગયો.

"મારો પુરુષ !" કહીને એ પણ યુવકની પાસે પડી ગઈ.

જિંદગીમાં નહીં, મૃત્યુમાં એમનું મિલન કરાવનારી એ વરમાળા ધીરે ધીરે ઘસડાઈને ઝાડીમાં ચાલી ગઇ.

# ફ્રિજ

ઈ.એમ. કોવૂર

ભોજનખંડના પશ્ચિમ ભાગમાં એક ટેબલ પર સફેદ રેફ્રિજરેટર અથવા ફ્રિજિડેયર મૂક્યું છે. એ અભાગિયાને જોઉં છું કે મારા મનમાં બે વિચાર આવે છે : એક, ઉત્તર ભારતમાં ક્યાંક જોયેલું આરસનું શિવલિંગ અને બીજા, માથાને સફેદ વસ્ત્રથી ઢાંકીને રોટલી કે પૂરી ખાનારી જાડી ગુજરાતી વહુ. એક દિવસ આમાંની બીજી વાત મોલીકુટ્ટીને કહેવાની ઇચ્છા થઈ. મેનેજર મેનનના ઘરમાં જોયેલી નવી જાતની ટીકોઝી ગૂંથવામાં તલ્લીન મોલીએ માથું ઊંચકીને મારી સામે એવી રીતે જોયું જે રીતે હૉમવર્ક કર્યા વિના આવેલા વિદ્યાર્થીને મુખ્ય શિક્ષિકા જુએ છે. બોલી, “જોણીકુટ્ટી! આ જાતની તોફાની વાતો કરવાને બદલે ચુપ થઈ જાઓ ને ? ગુજરાતી સ્ત્રીની જેમ, તમને હંમેશા ખરાબ વાત કહેવાની લત લાગી હોય છે.” એટલું કહીને એ પાછી ટોકીઝી ગૂંથવામાં તલ્લીન થઇ ગઈ. લાલ દોરાથી જેક એન્ડ જિલનો આકાર ભરતી હતી. એક વાર પહેલી ઉપમા કહેવાનું મન થતું હતું, પરંતુ.....

આવું શા માટે થાય છે ! એ વિશે મેં કેટલીય વાર વિચાર્યું છે. સ્ત્રીઓને સંગીત પસંદ છે, સ્ત્રીઓમાં કવિતા અને સારી ઉપમા સમજવાની શક્તિ પણ છે, એવું કેટલાય લોકોએ સ્ત્રીની પ્રશંસા કરતા કહ્યું છે. પરંતુ મારા અનુભવ પરથી હું એનો સ્વીકાર નથી કરી શકતો.

મોલીકુટ્ટી સુશિક્ષિત છે. જૂનું ઇંટર મીડિયેટ પાસ છે. કહે છે કે પ્રથમ શ્રેણીમાં પાસ થઈ હતી. એ પછી દિલ્હીમાં ક્યાંક ફિનિશિંગ સ્કૂલમાં એક વર્ષ વિતાવ્યું. મારા મત પ્રમાણે આ ભણતરે એને ‘લોગર્થમ’ પાડાની જેમ, આયકર નિયમના ‘શેડ્યૂલની’ જેમ, એને કામ કરવાની ક્ષમતા તથા કવિતાશૂન્ય બનાવી દીધી છે.

ઘેર આવતા લોકો એની સિલાઇના તથા ફૂલદાનીમાં ફૂલ સજાવવાની એની કલાનાં ખૂબ વખાણ કરે છે. કદાચ એ બધા જ કલા અને સૌંદર્યના સ્પંદનરૂપે એની પ્રશંસા કરી નાખે છે, જે હું નથી સમજતો. હું એમ કહેવા માગતો હતો કે દિલ્હીની ફિનિશિંગ સ્કૂલમાં એ જે ભણી હતી એ પ્રમાણે, કયાંય પણ જોયેલી કોઇ ચીજની જરા પણ ખામી વિના, એ જ પ્રમાણે નકલ કરી લેવી, એ જ મોલીકુટ્ટીનું કામ છે.

જે હોય તે, એક ધનવાનની જેમ જીવતો સાધારણ કુટુંબનો પતિ આ બધું વિચારી શકે છે, પરંતુ જિંદગીના નિયમો એને બહાર પ્રગટ કરવાની અનુમતિ નથી આપતા.

ઑફિસમાં જરા ખૂબ મહેનત કરવી પડે છે. શનિવારની બપોર પછી અને રવિવારે જ આરામ કરવાંનો થોડો સમય મળે છે - એક પલંગ પર સીધા સૂઇને, પછી પડખું ફરીને મનગમતું પુસ્તક વાંચવું અને વચ્ચેવચ્ચે બિલ્લીની જેમ સૂવું- મારી દષ્ટિએ એ જ વિશ્રામનો અર્થ છે. પરંતુ આરામ વિશે મારી વહાલી પત્નીનો અભિપ્રાય તદ્દન જુદો છે. મને સાથે લઇને 'એ' ટાઇપના મકાનોમાં કોઇને ઘેર જઇને નકામી વાતો કરવી, એમની આપેલી મીઠાઇ ખાવી - એ જ છે મોલીકુટ્ટીનો શનિવારની બપોર પછીનો કાર્યક્રમ. મારે બધા શનિવારે એની સાથે જવા માટે તૈયાર રહેવું જોઇએ. પતિ-પત્ની એકસાથે જઇને બીજાને સતાવે - એ જ છે દિલ્હીની ફિનિશિંગ સ્કૂલનું ભણતર. શું કરું! મનમાં શાપ આપતો, ક્યારેક ક્યારેક વિરોધ પ્રગટ કરવા છતાં હું પાછળ જ રહી જાઉં છું. ગયા વિના ચાલતું જ નથી.

અમે અહીં સાધારણ કૉલોનીમાં રહીએ છીએ. આ જાતની કૉલોનીમાં બીજાં ચારપાંચ ઘર પણ છે. કેન્દ્રીય સરકારને અધીન છે. આ યોજનામાં સરકારે પંદર કે અઢાર કરોડ રૂપિયા ખર્ચ્યા છે. ઑફિસર, ટેકનિશિયન, નોકર- બધા મળીને લગભગ ચાર હજાર લોકો અહીં રહે છે. ઑફિસરને માટે બનાવેલા ઘરોમાં ના એકમાં અમે રહીએ છીએ.

એમાં ત્રણ જાતના મકાન છે. 'એ' ટાઇપનાં મકાન સુંદર કરીની તળેટીમાં સૌથી ઉપર. બે શયનખંડ, એક ડ્રોંઇંગ રૂમ અને એ એની સાથે જમવાનો ઓરડો પણ બે બાથરૂમ, એક વરંડો, મોઝાઇકની ફરસ, એક નાની ખુલ્લી અગાશી અને સામે એક બગીચો. 'બી' ટાઇપમાં બે બેડ, એક જમવાનો ઓરડો, વરંડો, બાથરૂમ, સિમેન્ટની છો. આમાં બગીચો અને અગાશી નથી. 'સી' ટાઇપનાં મકાનોમાં એક બેડરૂમ, એક જમવાનો ઓરડો, એક બાથરૂમ, અગાશી અને વરંડો આમાં પણ નથી જમીન કઠણ સિમેંટની છે. ભાડા માટે બધાએ પગારના દસ ટકા આપવાના હોય છે. 750 રૂપિયાથી 1,000 રૂપિયા સુધીનો પગાર મેળવનારા 'એ' ટાઇપમાં રહે છે. 500 રૂપિયાની 750 રૂપિયા સુધીનો પગાર મેળવનારા 'બી' ટાઇપમાં રહે છે. અને બાકીના લોકો 'સી' ટાઇપમાં રહે છે. અમે 'એ' ટાઈપમાં રહીએ છીએ. 775 રૂપિયા પગાર છે ને ! અમને 'બી' માંથી 'એ' માં આવ્યાને દોઢ વર્ષ થઈ ગયું, પદોન્નતિ પછી નવા મકાનમાં આવવાને દિવસે મોલીકુટ્ટી ફૂલી નહોતી સમાતી. પદોન્નતિને કારણે તે દિવસે મોલીકુટ્ટીનો સંતોષ અને અભિમાન દર્શનીય હતાં. પોતાનાં બધા સગાંઓને 'એ' ટાઇપનાં મકાનોની વિશેષતાઓ જણાવીને પોતાનું નવું સરનામું લખીને એણે પત્રો મોકલ્યા હતા.

પણ મને મારું જૂનું 'બી' ક્લાસ ઘર વધુ પસંદ હતું. એની સામે એક મોટું

ફણસનું ઝાડ હતું. એના પાંદડાં હવામાં મસ્તીથી ડોલતાં હતાં, એ દૃશ્ય હું કલાકો સુધી બેસીને જોયા કરતો હતો. અને એ ક્ષણોમાં મન કોણ જાણે ક્યાંય ચાલ્યું જતું હતું. પરંતુ આ ઘરની સામે એકે ઝાડ નથી, એટલે જ આ મકાન મને ગમતું નથી. મારા વિચાર સાંભળીને મોલીકુટ્ટીએ ચોખ્ખું કહી દીધું કે 'એ' ટાઇપના પ્રમોશનની શું પ્રતિષ્ઠા હોય છે તે સમજવાની તાકાત મારી બુદ્ધિમાં છે જ નહીં.

રવિવારની સવારે લગભગ દસ વાગ્યે મારું કમનીસબ એની ઉચ્ચ સીમાએ પહોંચી જાય છે. મારી પત્ની એનું પ્રિય ફ્રિજ 'ડિફ્રીજ' કરે છે. એની સ્વીચ બંધ કર્યા પછી એને ધોઇને લૂછે છે. એને થોડી વાર ખુલ્લું રાખે છે. રવિવારે એની માંદગીનો દિવસ હોય છે. આ ઉપાસનામાં પણ એની સાથે રહેવું જોઇએ. બરફ રાખવાનું ટ્રેનું પીગળેલું પાણી બહાર કાઢીને રાખવાનું કામ મારું છે. એ જ રીતે ખાદ્યસામગ્રીને બહાર કાઢીને રાખવી અને એને ધોઇને લૂછીને સાફ કરવાની ડ્યૂટી પણ મારી જ છે. મને ઠંડી ચીજો પસંદ નથી. હાથ ઠંડા થઈ જવાને લીધે ટ્રે ક્યારેક જયાં ત્યાં ભટકાઈ જાય છે.

"આમ ધ્યાન રાખ્યા વિના ટ્રે અને ફ્રિજને ન ધુઓ. આ કંઇ લાકડા કે પથ્થરની ચીજ નથી. હાથી જેમ લાકડું ઉપાડે એ જ રીતે ફ્રિજને પકડવું જોઇએ..."

આમ પોતાના પ્રિય ફ્રિજની સફાઈ કરતી વખતે ફ્રિજ વિશેની મારી બેદરકારી અને અજ્ઞાનતા અંગે એનું લાંબું ભાષણ પણ ચાલ્યા કરે છે.

સફેદ પથ્થરની સમાધિ જેવી આ વસ્તુનું નામ 'ફ્રિજિડેયર' છે. કેટલાક લોકો એને રેફ્રિજરેટર પણ કહે છે. મને તો એને 'ફ્રિજ' કહીને બોલાવવાનું જ ઠીક લાગે છે. પરંતુ મોલીકુટ્ટીની જેમ એને 'ફ્રિજ' કહેવામાં મને ઘણો જ વાંધો છે.

એ શબ્દ આજકાલ મારા કાન માટે અસહ્ય બની ગયો છે. મારી વહાલી મોલીકુટ્ટી જયારે હોઠ આગળ કરીને જીભનો છેડો એક ખાસ રીતે હલાવીને જયારે 'રિ' નું 'રી' રૂપે ઉચ્ચારણ કરે છે ત્યારે ત્યાંથી ભાગી જવાનું મન થાય છે, પરંતુ 775 રૂપિયાના પગારદાર 'એ' ટાઇપના ઑફિસર માટે આમ કરવાનું કોઇ રીતે શક્ય નથી.

મને કહેતાં અફસોસ થાય છે કે આ બધાનું કારણ મારી બાજુના 'બી' ટાઇપના બંગલામાં રહેતી મારી સગી બેબીકુટ્ટી હતી. એના પિતાની એ એકની એક દીકરી છે. એના પિતા એક મોટા કોન્ટ્રાક્ટર છે. ઘણા વખતથી એ અર્ધા કરોડ, પોણા કરોડ ને એક કરોડના કામ જ લેતા હતા. એ માણસ બધા ઍન્જિનિયરોનો લાડકો છે ! અથવા તો એ બધા જ એમને વહાલા છે. એમના દુશ્મનોનું કહેવુ છે કે સરકારી સિમેંટની ગુણો, લોઢું તથા બીજો કોઇ સામાન એમની પાસે આવે તો તરત જ સો સોની નોટોમાં બદલાઇ જાય છે. મને એ વાત પર પૂરો વિશ્વાસ નથી. બીજા

કોન્ટ્રાક્ટરોથી એ ઊતરતો છે એમ કહેવા હું નથી માગતો, પણ એક વાત હું જાણું છું કે અમારી યોજનાના કેમિકલ ઍન્જિનિયર જ્યાર્જ ટોમસ સાથે લગ્ન કરાવવા માટે જ્યોર્જને 35,000 રૂપિયા પહેરામણીના આપ્યા હતા. સાથે સોનાનાં ઘરેણાં પણ હતાં.

મોલીકુટ્ટી અને બેબીકુટ્ટીના ઝગડાનો ઇતિહાસ જાણવા માટે આ કૉલોનીના સમગ્ર જીવન પર દષ્ટિપાત કરવો પડશે. અહીંના મોટા માણસો 'એ' ટાઇપના મકાનોમાં રહે છે. તેઓ પરસ્પર મળે છે, વાતચીત કરે છે ને ગપાટા હાંકે છે. એમની વચ્ચે લેવડ-દેવડ પણ ચાલે છે. જેમને ઘેર મોટર નથી તેમનાં બાળકોને અંગ્રેજી માધ્યમની સ્કૂલમાં પહોંચાડી પણ આવે છે, પાછાં લઈ આવે છે. અહીં સ્ત્રીઓનાં મન એકબીજા પ્રત્યે ઊંચા હોવા છતાં એનો બહાર પ્રહાર કરતાં નથી. બાહ્ય દષ્ટિએ તેઓ હળીમળીને રહે છે. આ સ્ત્રીઓને 'બી' અને 'સી' ટાઇપનાં ઘરોની સ્ત્રીઓ પ્રત્યે ઘૃણા છે. ચીન વિરુદ્ધ ભારતીયોની જેમ તેઓ 'બી' અને 'સી' ક્લાસમાં રહેનારાઓને સંરક્ષકની દષ્ટિથી જુએ છે, ખ્રિસ્તી મિશનરી ભારતીઓને જેમ બકરીઓની જેમ જુએ છે તેમ.

પણ એક વાત કહું. 'એ' ક્લાસના પુરુષોમાં ઘમંડી સ્વભાવના ઘણા ઓછા છે. બાકીના બધા 'બી' ક્લાસ સાથે વાતો કરે - યાદ રાખજો, માત્ર 'બી' ક્લાસ સાથે સિગારેટની આપલે કરે. યોજનાની ખામીઓ વિશે વાતચીત કરે. જો ફુરસદ મળી જાય તો થોડી બદનામી પણ કરી લે. 'બી' અને 'સી' ક્લાસના સંબંધ પણ લગભગ આ જ જાતનો છે. ભારતમાં જાતિઓના આવિર્ભાવ પર 'શોધનિબંધ' લખીને ડાયરેક્ટર માટે પરિશ્રમ કરનારો એક સાથી મારી પાડોશમાં આવીને રહેવા લાગ્યો. એ અમેરિકાના કોઇ વિશ્વવિદ્યાલયની ડિગ્રી મેળવવા માગતો હતો. મેં એને કહ્યું કે જો એ અમારી કૉલોનીની જિંદગીનો અભ્યાસ કરે તો એના શોધ-નિંબધ માટે પૂરતી સામગ્રી મળી જાય.

બેબીકુટ્ટી જ્યારે 'બી'ક્લાસના ક્વાર્ટરમાં રહેવા માંડી ત્યારે મારે એને મળવા જવું પડ્યું. એની મા અને મારા પિતા સગાં ભાઇઓનાં બાળકો હતાં. હું બેબીને નાનપણમાં બહુ વહાલ કરતો હતો. એનાં પિતાના ધને અને અમારા દેવળમાં અને સમાજમાં એક પ્રમુખસ્થાન આપી દીધું હતું. માત્ર અઢી એકર જમીનમાંથી પોતાના ઘરનો તમામ ખર્ચ કાઢવાવાળા મારા પિતા એ ભાગ્યશાળીની સામે કંઇ વિસાતમાં નહોતો.

જ્યોર્જ ટોમસ અને બેબીકુટ્ટીને મળવા માટે મોલીકુટ્ટી મારી સાથે ન જ આવી.

"તમે જાઓ, તમારાં સગા છે ને ? બીજી કોઇ વાર હું પણ સાથે આવીશ. મારે અહીં બહુ કામ છે. મારે નાયલોનની સાડી અને ભૂરા બેંગ્લોરી બ્લાઉઝને સમાં કરવાનાં છે. પેલા સામેના 'બુક-કેસ'ને પોલિશ કરવાનું મોડું થઈ ગયું. કાલે સુરેશ

અને એની પત્ની ચા પીવા આવશે. એ ઉપરાંત આ સામયિકોને પણ સરખાં કરવાનાં છે."

"એ બધું ત્યાંથી પાછા આવ્યા પછી પણ કરી શકાય છે, મોલીકુટ્ટી ? આ બધી કંઇ એકદમ પીગળી જાય એવી વસ્તુઓ નથી !" મેં જરા ગુસ્સાથી કહ્યું.

"પીગળી તો નહીં જાય પણ બધાં કામ એના સમય અનુસાર કરવાં જોઇએ. મને કામમાં થોડી મદદ કરવાનું તો થતું નથી. કોઈ અહીં આવીને રહેવા લાગ્યું એટલે આજે જ એને શા માટે મળવા જવું જોઇએ, એ મને સમજાતું નથી."

એણે મને એક 'ડોઝ' આપી દીધો કે 'બી' ટાઇપવાળાઓએ 'એ' ટાઇપવાળાઓને ઘેર પહેલાં જવું જોઇએ. આ કોલોનીનો આ એક વણલખ્યો નિયમ છે. મોલીકુટ્ટીનો હેતુ મને એની યાદ આપવાનો હતો. પણ એ ન સમજ્યાનો ડોળ કરીને હું એકલો જ બેબીને ઘેર ચાલ્યો ગયો.

બેબીકુટ્ટીને પોતાની હોશિંયારી અને પિતાની ધનસંપત્તિ વિશે ઘમંડ નહોતો એ ઊંચી અને જાડી નહોતી,પરંતુ એક નાની ચકલી જેવી સ્ફૂર્તિવાળી સુડોળ હતી.

"ભાઈ, કેમ એકલા આવ્યા ? ભાભી ક્યાં છે ?" એણે પૂછ્યું.

હું જુઠ્ઠું બોલ્યો કે મોલીકુટ્ટીને શરદી થઈ છે. બધા લોકોને માન્ય એક કમનીય અસત્ય. પણ એ તો પાછળ પડી.

"થોડી વાર પહેલાં જ ભાભી બાજુના ઘરમાંથી પાછાં જઈ રહેલાં તે મેં જોયું હતું."

"ઍસ્પ્રો કે અમૃતાંજન લેવા ગઈ હશે." હું બીજું જુઠ્ઠું બોલ્યો.

પછી નવવધૂએ એને લગ્ન વખતે મળેલા બધો સામાન એક-એક કરીને મને બતાવ્યો, રિસ્ટવૉચ, ક્લૉક, ડિનર સેટ્સ, વેનિટી બૅગ્સ, કેટલીયે જાતની ઇલેકટ્રિક વસ્તુઓ, હાથીદાંતની ચીજો, સાડીઓ, ચંપલ વગેરે કેટલીયે વસ્તુઓ બતાવી. એક રેડિયોગ્રામ તો લગભગ એક હજારથી વધુ કિંમતનો હતો એ જોઇને હું ચમકી ગયો કારણ કે કાલે નહીં તો થોડા દિવસ પછી મોલીકુટ્ટી એ જરૂર જોશે. એમાં રાખવાની બાર રેકોર્ડ પણ હતી. આ પણ જરૂર જોશે. આ જાતની એક વસ્તુ માટે એ ઘણા દિવસથી કહ્યા પણ કરે છે. હું છટકી જાઉં છું. પણ આ જોયા પછી એ ખરીદવાની જીદ કરશે જ. અત્યારે પણ હું ઘરનો ખર્ચ સંભાળી શકતો નથી. આનાથી તો તકલીફ વધી જશે. પણ મને ખબર છે, છેલ્લે મારે જ હાર માનવી પડશે. હે ઇશ્વર ! આ બધું બહુ જલદી બનવાનું છે.

ઘેર પાછો આવ્યો ત્યારે મોલીકુટ્ટીએ અનેક પ્રશ્નોથી મને ગૂંગળાવી દીધો :

"એ લોકો ક્યારે આવ્યા ?"

"પરમ દિવસે."

"પહેરામણીના કેટલા મળ્યા?"

"પાંત્રીસ હજાર."

થોડા વર્ષ પહેલાં દસ હજાર લઇને આવેલી મોલીકુટ્ટીને અત્યારે પાંત્રીસ હજારની વાત ખટકી હશે. છતાં જરા સંકોચથી બોલી, "ઘરેણા ઘણાં છે ?"

"મેં બધું નથી જોયું. છતાં સાત આઠ હજારથી વધુ તો હશે જ."

ફરીથી ઉદાસ.

"ભેટની વસ્તુઓ ?"

"ઘણી બધી છે. ?"

"સારી સારી ફેશનેબલ વસ્તુઓ છે કે ગામડિયા જેવી ?"

"ડિનર સેટ,કૉકટેલ સેટ, વેનિટી કેસિસ, સાતઆંઠ સૂટકેસ, ઘડિયાળો અને ક્લોક્સ, બ્યુટી સેટ્સ, અનેક જાતની સાડીઓ..." હું આનંદથી આખું લિસ્ટ બીજી વાર બોલી ગયો. મારા કહેવાથી મોલીકુટ્ટીને દુઃખ થતું હતું એને વધારે ને વધારે ચીડવીને આનંદ મેળવવા માટે કદાચ હું સૅડિસ્ટ બની ગયો હતો.

"વીંટીઓ, કડાં, બ્રેસલેટ સેટ, ડાયમંડ, લવિંગિયા વગેરે"

આ બધું સાંભળી સાંભળીને એના કાન ભરાઈ ગયા. "જુઓ સ્ટવ પર દૂધ ઊભરાય છે," કહીને ત્યાંથી એકદમ ચાલી ગઈ. મેં એનાથી એક વાત છુપાવી રાખી - રેડિયોગ્રામની વાત !

બેબીકુટ્ટી અને એનો પતિ બંને અમારે ઘેર આવ્યાં. બેબીકુટ્ટીએ ત્રણસો-ચારસો રૂપિયાની એક સાડી પહેરી હતી. અમારી કોલોનીનું જીવન અને એના વણલખ્યા નિયમોથી તદ્દન અપિરિચિત બેબીકુટ્ટી અથવા તો કદાચ જાણ્યા છતાં એની જરા પણ પરવા ન કરનારી વધુ હોશિયાર !

એણે અમારા ઘરના બધા ઓરડા અને ત્યાંની બધી વસ્તુઓ ધ્યાનથી જોઈ લીધી. ભ્રમર ચડાવીને જાણે એણે એવો વ્યક્ત કર્યો : 'એ' ટાઇપનાં ઘરોમાં બસ આટલી સગવડ છે ! અહીં કેમ રહેવાય ? આમાં ઓછામાં ઓછા ત્રણ બેડરૂમ,એક ડ્રોઇંગ રૂમ, અને ત્રણ બાથરૂમ ઘણાં જરૂરી છે.

એના પિતાના ઘરમાં એકવીસ ઓરડા છે. સાત બેડરૂમ, બે ડાઇનિંગ હૉલ, સાત બાથરૂમ અને એક વીજળીનું રસોડું.

મોલીકુટ્ટીને આ છોકરી પ્રત્યે એકદમ ઘૃણા થઈ ગઈ. આ બધી વાત હું એની દૃષ્ટિ પરથી સમજી ગયો. ઘૃણા વખતે એની આંખો સાપના રંગ જેવી થઈ જાય છે.

શ્રીમાન જ્યોર્જ વિશે એનો કોઇ જાતનો અભિપ્રાય નથી. એકદમ શાંત હતા. કદાચ હાથથી ફંફોળીએ તો જ ખબર પડે કે એમના મોઢામાં જીભ છે. મોલીકુટ્ટીનો સમગ્ર સ્વાગત-સત્કાર જ્યોર્જ તરફ વળી ગયો. એ અમારી કોલોનીના રીત-રીવાજનું

અક્ષરશઃ પાલન કરનારો નવયુવક છે. પરંતુ એની નવવધૂમાં એ નથી. મોલીકુટ્ટીએ પોતે પણ કહ્યું, "જરા ઘમંડી છે."

બે ત્રણ વાર મળ્યા પછી એમની મૈત્રી એટલી વધી કે પરસ્પર વાત કરવાનું પણ બંધ થઇ ગયું ! હું શું કરું. એનો પતિ તો સારો માણસ છે પણ બેબીકુટ્ટીની ટેવો મને પસંદ છે. પણ મોલીકુટ્ટી...

બેત્રણ અઠવાડિયાં પસાર થઈ ગયાં પછી મેં મોલીકુટ્ટીને કહ્યું, "એક વાર બેબીકુટ્ટીને ઘેર જઇએ તો ?"

"તમારે જવું હોય તો જાવ, હું નહીં જાઉં."

"કેમ ? તું માંદી છે ?"

"મને કંઇ જ નથી થયું. આજે 'એ' ટાઇપની 'મહિલા ક્લબ'નું સંમેલન છે."

"પણ બેબીકુટ્ટીને સાથે લઇને ન જવાય ?"

"બીજી સ્ત્રીઓ શું એ વાત સ્વીકારશે ? અધ્યક્ષા ચારી અને ઉપાધ્યક્ષા શ્રીમતી મેનોન તો કદી નહીં માને."

"એમને શા માટે વાંધો હોય ? બેબી પણ ભણેલી છે. પછી શેની તકલીફ છે ?"

"ભણેલ-ગણેલ હોય એટલાથી જ શું બધું કામ થઈ જાય છે ?"

"તો ?"

"અહીં થોડો થોડો ભેદ રાખવામાં આવે છે ને ? જેમ કે એ, બી, સી, વગેરે. આપણાથી એ કેવી રીતે બદલાય ?"

મારે ઘણુંબધું કહેવું હતું. પણ મેં કંઈ જ કહ્યું નહીં, મેં જીદ પણ ન કરી. એની વાત બરાબર સમજી ગયો. પગાર પ્રમાણે જનતા ત્રણચાર વર્ગોમાં વિભાજિત થઇ રહી છે. ઊંડી ખાઇઓ એમને જુદી કરી રહી છે.

પરમ દિવસે ઑફિસ જતી વખતે બારી પાસે ઊભા રહીને હું પાણી પીતો હતો અને ખૂબ દૂરના એક ઝાડ પર બેઠેલી ચકલીઓને જોઇ રહ્યો હતો. એટલામાં એક સ્ત્રી સાડી હવામાં ફરફરાવતી મોલીકુટ્ટી પાસે આવતી દેખાઈ. પછી ખબર પડી કે એ બીજા ઘરમાં રહેતી 'ઝૂઠી મા' છે. આ શ્રીમતી વર્ગીસને આ કોલોનીના લોકો એમની પીઠ પાછળ 'ઝૂઠી મા'ને નામે બોલાવે છે. હે ઇશ્વર ! જરૂર કંઇ કંઈ થયું હશે.

"મોલીકુટ્ટી ત્યાં નથી જોતી કે શું ?"

આ શ્રીમતી વર્ગીસનો અવાજ હતો.

"શું ?"

"જો, ત્યાં જ્યોર્જ ટોમસના મકાન તરફ."

મેં પણ ત્યાં જોયું.

એક ગાડી. ચારપાંચ ફૂટ ઊંચી એક વસ્તુ જે બુદ્ધિ-વિગ્રહ જેવી લાગે છે. જેને

લાકડાથી સરખી રીતે બાંધવામાં આવી છે. ચાર કુલી એને કુશળતાથી ઘરમાં રાખવાની કોશિશ કરી રહ્યા છે. સેનાને આદેશ દેતા નાનકડા નેપોલિયનની જેમ બેબીકુટ્ટી વરંડામાં ઊભી રહીને આદેશ આપી રહી છે.

"એ શું છે, શ્રીમતી વર્ગીસ ?"

"ફ્રિજિડેયર; પ્રેસ્ટકોલ્ડ ફ્રિજિડેયર 1963 મૉડેલ."

"એ ક્યાંથી?"

"એ છોકરીના પિતાએ મોકલ્યું છે એમ શ્રીમતી ગોપીએ કહ્યું છે. એની કિંમત 2300 રૂપિયા છે."

પછી એ બંને વચ્ચે શી વાતચીત થઈ તે મેં સાંભળી નહીં, કારણ કે મારે ઑફિસ જવાનું હતું.

સાંજે જ્યારે હું ઘેર આવ્યો ત્યારે મોલીકુટ્ટી બહુ ચિંતિત દેખાતી હતી. એનો બધો જુસ્સો ઠંડો પડી ગયો. હું એનું કારણ વિચારવા લાગ્યો. એક સારા પતિની જેમ મેં એને કારણ પૂછ્યું. પરંતુ જવાબમાં મારે એક સિંહણનો સામનો કરવો પડ્યો.

"મારા સુખદુઃખને કોણ જુએ છે ? તમારું નહાવાનું, ખાવાનું, સિગારેટ પીવાનું વિના અડચણે ચાલ્યા કરે એટલે બસ ?"

કઠોર શબ્દ અને ઘૃણાનો ભાવ !

"તું શું કહેવા માગે છે ?"

"મેં હમણાં કહ્યું તે જ. બીજાની તકલીફો પણ માણસ સમજી લે છે, પણ એને માટે હૃદય હોવું જોઇએ. એહીં તો એ જ નથી ને! મોટા આવ્યા બીમારીની વાત જાણવાવાળા!"

પરિહાસથી આંસુ તરફ- પોતાની અનુકંપાથી હિસ્ટિરિયાની પ્રથમ અવસ્થા તરફ મોલીકુટ્ટી જઈ રહી છે. હું તરત જ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

એક વાત કહેવાની ભૂલી ગયો. મુખ્ય વાત. મેં એક રેડિયોગ્રામ ઇન્સ્ટોલમેન્ટમાં ખરીદ્યો હતો. એમાં એક પછી એક ચૌદ રેકોર્ડ વાગતી હતી.

અમે બેબીકુટ્ટીને ઘેર એકસાથે ગયા એના બરાબર એક એઠવાડિયા પછી ઘરમાં એક રેડિયોગ્રામની જરૂર અને એના લાભ વિશે મોલીકુટ્ટી સારી રીતે જાણી ગઈ હતી.

"મહેમાનો સાથે વાતચીત કરતી વખતે રેકોર્ડ બદલવા માટે ઊઠવું ન જોઇએ. દસપંદર રેકોર્ડ સરખી કરીને મૂકવાનું સારું લાગે. પોતાની મેળે એક પછી એક વાગ્યા જ કરે. આપણા ડ્રોઈંગ રૂમ માટે એથી વધુ સુંદર બીજી કઇ ચીજ હોઈ શકે?"

મેં મારા સાત વાલ્વવાળા રેડિયોને મોટો બતાવવાનો અને રેડિયોગ્રામને નાનો બતાવવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો. છેવટે મોટી પેટી જેવી એ વસ્તુ આવીને અમારા ઓરડામાં બિરાજમાન થઇ ગઇ.

રેડિયોગ્રામ ખરીદવાને દિવસે અને એ પછીના બેત્રણ દિવસ સુધી અમારા ઘરમાં ગીતોને કારણે સારી એવી અવરજવર રહી. શ્રીમતી ચારીને હિંદી ગીત પસંદ છે. એમાં પણ સાયગલ અને લતા મંગેશકરનાં ગીતો વધારે પસંદ છે. સાયગલનો ગુંજતો સ્વર એમના વીતી ગયેલા બાળપણની સ્મૃતિઓ જાગ્રત કરી દે છે. અને તેઓ ફૂલ્યા નથી સમાતા. લતા મંગેશકરનું ગીત સાંભળીને એમને એવું લાગે છે જાણે એ 16 વર્ષનાં થઈ ગયાં. શ્રીમતી ગોપીને 'રૉક ઍન્ડ રૉલ' જેવાં તમિળ ગીત પસંદ છે. એ ગીત સાંભળીને એ માતાની જાંઘ પોતાની મેળે જ હલવા માંડે છે. 'ઝૂઠી મા' ને કોઈ ખ્રિસ્તી ગીત પસંદ છે. શ્રીમતી વરદાચારીને ચેમ્બૈ વૈદ્યનાથ ઓયર, એમ.એસ. સુબ્બુલક્ષ્મી અને બાલમુરલીકૃષ્ણનાં ગીત પસંદ છે બેત્રણ દિવસ સુધી મારા ઘરમાં પી. લાલ, બાલ મુરલી, સુબ્બુલક્ષ્મી, લતા મંગેશકર - બધાંના ખેલ ચાલ્યા. પાછી એકદમ શાંતિ થઈ ગઈ. પણ મેં એક વાત જોઈ. અમારી આજુબાજુનાં બધાં ઘરોમાં રેડિયોગ્રામને જગા મળી ગઈ.

રેડિયોગ્રામ, વોટર હીટર વગેર ઈન્સ્ટોલમેન્ટમાં મળવું મુશ્કેલ નહોતું. પરંતુ નિશ્ચિત સમયે ઈન્સ્ટોલમેન્ટ આપવામાં મારે ક્યારેક ક્યારેક બહુ તકલીફ વેઠવી પડતી હતી. એટલે મેં મોલીકુટ્ટીને કેટલીક વાતો સ્પષ્ટપણે કહી દેવાનું વિચાર્યું, મારે પહેલાં જ કહી દેવું જોઇતું હતું.

"કોઇના ઘરમાં નવી વસ્તુ જોઇને એ ખરીદવાનું વિચારવું અથવા ખરીદવું વાસ્તવમાં ખૂબ જ દુઃખની વાત છે, ખરું ને મોલીકુટ્ટી ?"

"તમે કોના વિશે કહી રહ્યા છો ?"

" જો, આ રેડિયોગ્રામ અને વૉટર હીટર આપણે માટે બહુ જરૂરી ચીજો છે ? એના વિના પણ આપણે થોડાં વર્ષો વિતાવી શક્યા હોત. એક વાત પૂછું - આ રેડિયોગ્રામ વગાડ્યે કેટલા દિવસ થઈ ગયા ?"

"શું દરરોજ આનો ઉપયોગ થાય છે ? ઘરમાં ભાત વધુ હોય તો શું હંમેશાં ખાધા કરીએ છીએ ? તમારા વિચાર પ્રમાણે આ બધી ચીજો હંમેશા ઉપયોગમાં લઈ શકાય તેવી ચીજો નથી ?"

"તો પછી ?"

"આપણી પ્રતિષ્ઠાને માટે આ બહું..."

"એનો અર્થ ?"

"એક સ્થિતિમાં આવી ચીજો અનિવાર્ય બની જાય છે. નહીં તો બીજાઓ મજાક ઉડાવે છે."

"સમજી ન શક્યો, મોલીકુટ્ટી ?"

"'એ' ટાઇપમાં રહેનારા 'બી' ટાઇપ કે 'સી' ટાઇપમાં રહેનારાઓની જેમ રહી શકે ?"

"શું એ બધા માણસો નથી ?"

"હશે, પરંતુ 'એ' ટાઇપના ન બની શકે."

"તો શું 'બી' ટાઇપના માણસો 'એ' ટાઇપના માણસોથી મોટા ન થઈ શકે ?" મેં ગુસ્સાથી કહ્યું.

"બરાબર છે. 'બી' ટાઇપના લોકોની જેમ જીવવા કરતાં તો અહીંથી ક્યાંક દૂર ચાલ્યા જવું સારું."

હું હારી ગયો. પ્રતિષ્ઠાનો અર્થ ન સમજનારાઓએ હાર માની લેવી જ સારી. બીજો એકેય ઉપાય નથી.

જે દિવસે બેબીકુટ્ટીને ઘેર રેફ્રિજરેટર આવ્યું, એના દસ દિવસ પછી મોલીકુટ્ટી મને ઘરની બચતનો પ્રથમ પાઠ ભણાવવા લાગી.

"ચીજોનો બગાડ કરવો, એ બહુ ખરાબ વાત છે, ખરું ને જોણીકુટ્ટી ?"

"બરાબર, હું દરરોજ કારખાનાના મજૂરોને કહ્યા કરતો હતો - આજની દુનિયામાં બરબાદીથી વધુ મોટો અપરાધ બીજો એકે નથી."

"ભોજનની ચીજો બગાડવી, એ તો એથી પણ વધુ ખરાબ વાત છે, ખરું ને."

"જરૂર, એ એક મોટી રાષ્ટ્રીય જરૂરિયાત પણ છે."

"પણ આપણે દિવસમાં કેટલી ચીજો બગાડીએ છીએ ?"

"કઈ રીતે ?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

"જે શાક બનાવું છું તેનો ઉપયોગ પછી જે વધે છે તે બહાર ફેંકી દઉં છું."

"જરૂરિયાત પ્રમાણે ચીજો બનાવવી જોઇએ."

"ભાત અને શાક એ રીતે કેમ બનાવી શકાય ? વળી ખરીદેલાં શાક અને ફળ પણ સડી જાય છે."

"તો એ માટે આપણે શું કરવું જોઇએ ?"

"કહીશ તો હમણાં ભભૂકીને મને ખાવા દોડશો."

પણ એવું નથી હમેશાં મારે માથે જ મુસીબત હોય છે.

"ફેરવી ફેરવીને નહિ, સીધી જ વાત કર."

"એક ફ્રિજ હોવું જોઇએ, તો આ બધી ચીજો બચાવી શકાય. એક અઠવાડિયાની બધી ચીજો સુરક્ષિત રાખી શકાય. વળી બીજી પણ એક સગવડ છે."

"એ શી છે ?"

"બરફ,આઇસક્રીમ, ફ્રુટસલાડ બધું ઘરમાં બની શકે. જો કોઈ આવી ચડે તો આમતેમ દોડવું ન પડે. વળી એ રેંજ સ્કવશ અને તમારી બીયર પણ ઠંડી કરીને રાખી શકાય..."

બીયરની વાત મને વશમાં લાવવા માટે ફેંકેલો એક માંસનો ટુકડો હતો.

"એના કેટલા પડશે ?"

"પ્રેસ્ટકોલ્ડ છે. 2,300 રૂપિયાનું અને કેલ્વીનેટર છે 2,600 રૂપિયાનું. આપણે માટે કેલ્વીનેટર સારું પડશે."

"એ શું બેબીકુટ્ટીના પ્રેસ્ટકોલ્ડને કારણે ?" મેં હસતાં હસતાં પૂછ્યું.

મેં ધારી હતી એવી ખીજ કે બૂમો ન નીકળી. મોલીકુટ્ટીએ પણ મને સાથ આપ્યો.

"રૂપિયા ક્યાંથી આવશે ?"

"વીસ ઇન્સ્ટોલમેન્ટમાં આપશે."

"તો પછી વૉટર હીટર અને રેડિયોગ્રામના ઇન્સ્ટોલમેન્ટ કેમ અપાશે ?"

"એ બધું ચાલી જશે, જોણીકુટ્ટી, આપણે 'એ' ટાઇપમાં રહીએ છીએ. આપણે સારી રીતે જીવવું જોઇએ." મૃદુ સ્વરે બોલી.

હું હાર્યા વિના કઇ રીતે રહું. છેવટે હારી જ ગયો.

આ રીતે અમે શિવલિંગની યાદ આપતા ફ્રિજને ઘરમાં બેસાડી જ દીધું.

મને થયું, હવે થોડો વખત મને આરામ મળશે. પણ ભગવાનને એ મંજૂર નહોતું. એક-બે મહિના પછી 'ઝૂઠી મા' પાછી અમારે ઘેર આવી.

"મોલીકુટ્ટી, તે જોયું ત્યાં શું છે ?"

મેં પણ જોયું, એક નવી ફિયાટ કાર અને એ પણ બરાબર બેબીકુટ્ટીના ઘરની સામે.

"એ કોની છે ?"

"શ્રીમતી જ્યોર્જ ટોમસની. એના પિતા, પેલા જૂઠા ચોર કોન્ટ્રાક્ટરે ખરીદીને મોકલી છે, એમ મેં સાંભળ્યું છે."

માથું ભમવા માંડ્યું. સદ્‌ભાગ્યે બારી બાજુમાં જ હતી.

# અજાણી વાત

પુંજિક્કરા રાફી

પદ્મનાભ કુરુપના ઘરમાં  પગની ખરી અને મોં પાકી જવાના રોગમાં પેલી કાળી ગાય સાત દિવસ માંદી રહીને સ્વર્ગે સિધાવી.

મરી ગયેલી ગાયને દફનાવવા માટે પદ્મનાભ કુરુપે પોતાના આશ્રયમાં રહેતા ચિક્કૂ અને તોમ્મનને બોલાવી લીધા. ચિક્કૂ અનો તોમ્મનને કોઈ સ્થાયી કામ નથી. એ લોકો વાડ બાંધવાનું, હોડી ચલાવવાનું, લાકડાં કાપવાનું વગેરે અનેક પ્રકારનાં કામો કરી પેટપૂરતું રળી લેતા હતા. કેરળના ગામડાંઓમાં આ પ્રકારના કામ કરનારાઓની જરા પણ અછત નથી, નિરુદ્દેશ જીવન !

ચિક્કૂની આંખો ભૂખરી હતી અને તોમ્મનનું મોં હંમેશાં ખુલ્લું રહેતું હતું. એ દેખાવમાં તદ્દન મૂર્ખ લાગતો હતો. બંને આવીને જમીનદારની સામે માથું ઝુકાવીને ઊભા રહી ગયા. ચિક્કૂએ પોતાના વાળ પર હાથ ફેરવતાં ધીરેથી પૂછ્યું, "હજૂર! અમને શા માટે બોલાવ્યા છે ?" એ વખતે તોમ્મન મૂર્ખની જેમ મોં ખોલીને ચુપચાપ ઊભો હતો - મૂર્ખતા અને દાસતાના પૂંજીભૂત રૂપ જેવો !

એમણે કહ્યું, "અમારી કાળી ગાય ખરી પાકવાના રોગમાં સાત દિવસ માંદી રહી મરી ગઈ છે. શું તને ગાય નથી દેખાતી ?"

ચિક્કૂએ પૂછ્યું, "ગયે વર્ષે બચ્ચું આપેલું એ ગાય ને ?"

પોતાના પેટ પર હાથ ફેરવતાં પદ્મનાભ કુરુપે ઉત્તર આપ્યો, "હા-હા, એ જ છે. બીજી વાર બચ્ચું આપવાની હતી. પણ શું કરું, ઈશ્વરની જે ઇચ્છા. ગયે વર્ષે ચાર શેર દૂધ આપતી હતી. આ વર્ષે એથી યે વધુની આશા હતી."

પોતાના દુર્ભાગ્યને દોષ દેતા પદ્મનાભ કુરુપે ખાડો ખોદીને ગાયને દાટી દેવાનો એમને હુકમ કર્યો અને ખાસ પૂછ્યું, "ક્યાં જમીન ખોદવાનો વિચાર છે તમારો ?"

જવાબમાં તોમ્મને કહ્યું, "ખાડા વિશે આપ શા માટે પૂછો છો ?"

એનું આ સાંભળીને પદ્મનાભ કુરુપ ને ઘણું આશ્ચર્ય થયું.

ચિક્કુએ તોમ્મનને આંખોથી ચુપ રહેવાનો ઇશારો કર્યો. તોમ્મનને ચિક્કૂનો

ગૂઢ સંકેત સમજાયો નહીં. છતાં એ ચુપ થઇ ગયો. ચિક્કૂએ એને ઉતાવળ કરવાનો ચતુર આદેશ આપ્યો.

"બીજો ખાડો ખોદવાની શી જરૂર છે ? ત્યાં જ ખોદી લે." ચિક્કૂએ તોમ્મનને આંખોથી સંકેત કર્યો કે એણે કંઈ જ ન બોલવું, એટલે તોમ્મન પોતાના માલિકની વાતનો કંઈ ઉત્તર ન આપ્યો. એ એવી રીતે ચુપ ઊભેલો જાણે વેપારમાં ખોટ સ્વીકારી લેતો હોય. એ કંઈ કહેવા માગતો હતો. પણ કંઇ બોલ્યો નહીં. ચિક્કૂને ડર હતો કે તોમ્મન ક્યાંક મૂર્ખતા ન કરી બેસે. એટલે એ જલદી એની પાસે જઇને ઉભો રહી ગયો અને તોમ્મનના કાનમાં ધીરેથી કંઇક કહ્યું, ચિક્કૂની વાત સમજ્યા પછી તોમ્મન એક શીખવેલા ચોર જેવો લાગવા માંડ્યો.

એ વખતે પદ્મનાભ કુરુપનું ધ્યાન એમની વાતો તરફ નહોતું. એટલે એમને કંઈ સમજાયું નહીં. તેઓ આમલીના ઝાડ નીચેની જમીનને જોઈ રહ્યા હતા જ્યાં પહેલાં વા રોગથી મરી ગયેલી એક ગાય દટાવી દીધી હતી. એ વૃક્ષની પશ્ચિમ અને પૂર્વમાં તોમ્મન અને ચિક્કૂ રહેતા હતા.

એમણે બંનેને કહ્યું, "ગાયને આમલીના ઝાડ નીચે દાટી દેવાનું બરાબર છે."

એમની વાત સાંભળીને ચિક્કૂ અને તોમ્મન પોતપોતાના ઝૂપડાંમાં ગયા. થોડી મિનિટો પછી ત્યાંથી એક મોટો ડંડો અને દોરડી લઇને ગાય પાસે આવી પહોંચ્યા. એમણે ગાય ઉપરથી ચટાઇ ખસેડી. ગાય કોલસાના ટુકડાની જેમ પડી હતી.

બંને થોડી પળો સુધી ગાયને જોઈ રહ્યા. એ પછી ચિક્કૂએ પોલીસના ડંડાની જેમ પ્રહાર કરીને ગાય પર બેઠેલી માખીઓને ભગાવી દીધી. માખીઓ ચિક્કૂ અને તોમ્મનને ભાંડતી ચાલી ગઈ. દોરડીથી ગાયના પગ બાંધવા એ લોકોએ જેવી એને એના સ્થાન પરથી હટાવી કે તરત જ ચારે બાજુ તીવ્ર દુર્ગંધ ફેલાઈ ગઈ...પદ્મનાભ કુરુપ અને તેમની પત્નીએ નાક બંધ કરી દીધાં....માત્ર ત્યાંની ઘરડી અમ્માએ રડ્યા કર્યું.

ગાયના શબના પગ ઉપર કરીને ડંડા પર લટકાવી દેવામાં આવ્યા. ડંડાનો એક છેડો ચિક્કૂએ પોતાના ખભા પર અને બીજો છેડો તોમ્મને પોતાના પર મૂક્યો. ગાયને લઇને ચાલ્યા ત્યારે ભારને લીધે તેમની માંસપેશીઓ ફૂલી ગઈ. પરંતુ તેઓ પ્રસન્ન હતા કારણ કે એમની અભિલાષાની પૂર્તિ થવાની હતી.

ઘરની બધી સ્ત્રીઓ દુઃખી થઇને રડવા લાગી અને ગાયની આત્મશાંતિ માટે ભગવાનને પ્રાર્થના કરવા લાગી. આગલા જન્મમાં ગાય કઇ યોનિમાં જન્મશે અને આપણે કઈ યોનિમાં જન્મશું, એ વિશે તેઓ વિચારવા લાગ્યાં.

"અંભા....અંભા !" ગૌશાળાની બીજી ગાય બૂમ પાડી ઊઠી. બીજી ગાયો પણ મૃત ગાય માટેની પોતાની વેદના મૌન રહીને પ્રગટ કરવા લાગી.

"અંભા....અંભા"ની બૂમો પાડતી ગાયની આંખમાંથી ઝર....ઝર આંસુ સરી રહ્યાં હતાં. એ પોતાનાં બંધન તોડવા માટે દોરડું ખેંચી રહી હતી. એ વખતે એક માણસે આવીને ખબર આપ્યા કે તોમ્મન અને ચિક્કૂએ ગાયની શી દશા કરી હતી. સાંભળીને ઘરના બધા માણસો દંગ થઈ ગયા. પદ્મનાભ કુરુપ તો ક્રોધથી એકદમ ભભૂકી ઊઠ્યા.

એમણે ચિત્કાર કર્યો, "પાપી, શેતાનના બેટા! આટલો વિશ્વાસ રાખ્યો તો યે શું કરી નાખ્યું. આ બધા દુનિયાનો નાશ કરી નાખશે."

એ કોઈ જાતની અડચણ વિના દોડતો હાથીની જેમ ઝડપથી ચાલવા માંડ્યો. થોડી થોડી વારે "પાપી! શેતાનના બેટા!" એમ બૂમો પાડતો જતો હતો.

તે ક્રોધથી ધ્રૂજતો ચિક્કૂના ઘર પાસે પહોંચ્યો. ત્યાં ચિક્કૂ, તોમ્મન, ચાતન્, અય્યપ્પન, વબની વગેરે માણસો એકઠાં થયાં હતાં. એ લોકો ખૂબ અવાજ કરી રહ્યાં હતાં.

એમની પાસે પહોંચીને પદ્મનાભ કુરુપ ચીસ પાડી ઊઠ્યા, "પાપીઓ!..." એ બધા ગોળ પર બેઠેલી માખીની જેમ ગભરાઈ ગયા.

એ વખતે તોમ્મન અણીદાર લાંબા ચપ્પુથી ગાયનું માંસ કાપી રહ્યો હતો. ચિક્કૂ અને અય્યપ્પન તોમ્મનને મદદ કરતા હતા.

પોતાના સ્વામીને જોઇને તેઓ ઊભા થઈ ગયા. એ ત્રણેના કાન પકડીને કુરુપે બધાને બરાબરના બે-ત્રણ તમાચા લગાવ્યા. પરંતુ એમને જેવું અપવિત્ર થઈ જવાનું ભાન થયું તેવા જ અચકાઈ ગયા. એમણે મારવાનું છોડી દીધું. ચિક્કૂ અને તેના બધા સાથીઓ કરગરીને પદ્મનાભ કુરુપની ક્ષમા માગવા લાગ્યા.

વાદળની ગર્જનાની જેમ બૂમ પાડીને પદ્મનાભ કુરુપે પૂછ્યું, ''એ પાપીઓ, આ શું કરી રહ્યા છો?"

તોમ્મન ધ્રૂજી ઊઠ્યો, ચપ્પુ એના હાથમાંથી છૂટીને દૂર જઈ પડ્યું...ત્યાં થોડીક ક્ષણો માટે સ્તબ્ધતા છવાઈ ગઈ. ચપ્પુની અણી સૂર્યના પ્રકાશમાં ચમકી ઊઠી. નાળિયેરના પાંદડા પર એક ચપ્પુ અને લાકડા પર એક કુહાડી મૂકી હતી.

નિઃશબ્દ વાતાવરણ!

એ લોકો કંઇક બોલવા માગતા હતા, પરંતુ હૃદયના ઊંડાણમાંથી ઊભરાતા ઉદ્ગારો અધર પર જ રહી ગયા, બહાર કઈ રીતે પ્રકટ થાય. એમની સામે કાળરૂપી કુરુપ ઊભો હતો. એમની આંખો ક્રોધથી લાલ અંગારા જેવી થઈ ગઈ હતી. બધા લોકો ભયથી ચુપચાપ ઊભા હતા.

એમની આજ્ઞાથી એ બધા આમલીના ઝાડના દક્ષિણ ભાગમાં ખાડો ખોદવા લાગ્યા, પછી પદ્મનાભ કુરુપે ગાયના કાપેલા અંગ અને ચામડી એ ખાડામાં મુકાવી

દીધાં. એની ઉપર માટી નખાવ્યા પછી જ એ ત્યાંથી ખસ્યા.

બે-ત્રણ દિવસ સુધી એ ગરીબોના ઘરમાં દેવતા સળગ્યો નહીં, પછી એકાએક અડધી રાત્રે એમનાં ઘરોમાંથી ધૂમાડો નીકળ્યો. આ ધૂમાડો કોઈ ગૂઢ કામનું પરિણામ હતું. પરંતુ એ અડધી રાત્રે પદ્મનાભ કુરુપ સુખમય નિદ્રામાં નિમગ્ન હતા - એમને કશી ખબર નહોતી.

# હસતી છરી

કે. ટી. મુહમ્મદ

આલી મોલ્લક્કાને એવું લાગ્યું કે જાણે એની છરી ચમકતી માછલીને જેમ હસી રહી છે. એના શરીરને વળગેલી છરી અત્યાર સુધી એની પાસે છે અને હસી રહી છે. એની કમર પર બાંધેલા મ્યાનમાં એ હજી સુધી ચુપચાપ પડી રહી છે. આજ સુધી એણે એનું કહ્યું વિનયપૂર્વક માન્યું છે. પણ આજે એ કૃતઘ્નીની જેમ એને જોઇને હસી પડે છે. બીજે કોઇ પ્રસંગે તો એ એની જરા પણ પરવા ન કરત, પરંતુ આજે ....

આજે એક અસહ્ય વેદનાએ એને ચારે તરફથી ઘેરી લીધો છે. એને એવો ડર લાગે છે કે જાણે એના હૃદયનો ફુગ્ગો ફૂલતાં ફૂલતાં ફાટી જશે. એની સામે એક ભયાનક પહાડ ઊભો છે. અવ્યક્ત તથા ઉત્કંઠાપૂર્ણ શક્તિ એને સળગાવી રહી છે.

એ છરી જ્યારે એની વેદના પર હસે છે ત્યારે એને સમુદ્રના ઊંડાણમાં અથવા પહાડની પેલી બાજુ ફેંકી દેવાની ઇચ્છા થાય છે. એને ખબર છે કે એમની બધી વાતો આ છરી જ જાણે છે. એટલે જ એણે એવું ન કર્યું. એક જિગરજાન મિત્રની જેમ એણે એને પ્રેમ કર્યો છે. એની તીક્ષ્ણ ધારનું ધ્યાન પણ એણે રાખ્યું છે. મનુષ્યને પોતાની બધી જ ઉપયોગી વસ્તુઓ ગમે છે. અભાન અવસ્થામાં પણ એ છરીને પોતાની છાતી સાથે વળગાડી રાખે છે, એ એની સાથે વાતો પણ કરે છે.

આલી મોલ્લક્કાને માટે એની છરી જિંદગીનો આધાર છે, સહચરી છે. પણ આજે એ જ્યારે પોતાના ઓરડામાં દાખલ થયો ત્યારે એના હૃદયમાં એક તોફાન જાગ્યું હતું. એનાથી બચવા માટે છરી કાઢવાનું જ એને ઉચિત લાગ્યું. એ એને ઓરડામાં પડેલી એક બેંચની કોર પર મૂકી દે છે અને પછી અપલક નેત્રે એને જોઈ રહે છે. છાપરામાં કાણામાંથી તડકો અંદર આવી રહ્યો હતો. એ ત્યાં જ ઊભો રહ્યો. છરીની કથની જ એની જિંદગી છે. છરી દૂર ફેંકીને એ પોતાને નથી જોઈ શકતો.

કથની એક છરીની જ છે.

અંદર આવતો પ્રકાશ સરકીને છરીની ધાર પર પડે છે.

ચાંદીની જેમ ચમકતી એ છરીને પ્રકાશનો સ્પર્શ થયો. ચિંતાથી ઘેરાયેલો આલી

મોલ્લાક્કા એ પ્રકાશમાં ચમકી ગયો. એકાએક એને લાગ્યું કે જાણે છરી એને જોઈને હસી રહી છે. ચિંતાની સીમાને પેલે પાર પહોંચીને, એની આંખો અને મન હાલરડાં ગાઈને ચિંતાને પ્રેમથી સુવડાવી રહ્યાં હતાં.

મોહ હોઈ શકે, ઉન્માદ પણ.

એની ચિંતાઓ આતશબાજીની જેમ વધી રહી હતી.

લોહીથી નહાયેલું એ બાળક એની આંખો સામે નાચવા લાગ્યું. એ બાળક જ એને ચિંતાથી સળગતી આગમાં ખેંચી લાવ્યું હતું. એવું લાગતું હતું કે જાણે એ આંસુભરી આંખે જોતો ધીરે ધીરે એ બાળક તરફ જોઈ રહ્યો છે. પરંતુ એ છોકરાને પકડીને ચીરી નાખવામાં કે એને છાતીએ વળગાડવામાં એ પોતાને તદ્દન અસમર્થ લાગ્યો.

એના હૃદયની અંદરનું સરઘસ આગળ વધી રહ્યું છે. માણસોનું નહીં, બકરીઓનું, ગાયોનું, કૂકડાઓનું ... અગણિત જીવોના એ સરઘસનો અંત જ નથી આવતો. એ તરફથી પોતાની નજર હટાવવામાં એ તદ્દન અસમર્થ છે. એનું બધું જ સ્પષ્ટ પણે દેખાઈ રહ્યું છે.

એ બધાને ગળે શું લાલ-લાલ પટ્ટીઓ બાંધેલી છે? બિલકુલ લાલ રંગની પટ્ટીઓ? ના ... ના ... એ લોહી છે. લોહી જ જામીને પથ્થર જેવું થઈ ગયું છે. એ બધાંનાં ગળાં સીધાં નથી. કપાઈને લટકેલાં છે. શરીરથી છૂટા પડેલા ગળામાંથી લોહીની નદીઓ વહી રહી છે. કોણે એ બધાનાં ગળા પર છરીથી વાર કર્યો છે ?

દેખાવમાં તીક્ષ્ણ, અડો તો વાગી જાય એવી એની છરી સામે પડી છે. પરંતુ શું એક છરી પર જ બધી ભૂલો ટાંકી દઈ શકાય ? તો પછી અપરાધી કોણ છે ?

આલી મોલ્લાક્કા વિચારો એની તરફજ આગળી ચીંધે છે એના હૃદયની અંદરનું પેલું સરઘસ પુરું નહોતુ થતું. પુરું નથી થતું. પુરું નહીં થાય?

શબોના આવડા મોટા સરઘસને જોઈને એ ગભરાઈ જાય છે. ખિન્ન થઈને એ પોતાને પણ ભૂલી જાય છે. એ એક પ્રેતલોક તરફ જઈ રહ્યો છે.

શું એ સરઘસ પૂરું થયું ? ના, પરંતુ એ પ્રાણીઓની વચ્ચે એક માણસનું માથું દેખાય છે. એ ધ્યાનથી જુએ છે. કોણ છે ? ચહેરો ઓળખી નથી શકાતો પરંતુ એ અપરિચિત પણ નથી. એ એને ઓળખે પણ છે. છતાં એ કોણ છે ? કોણ છે ? એ ગભરાઈ જાય છે. એક પરિચિત-અપરિચિત માણસ. આલી મોલ્લાક્કાને એવું લાગ્યું કે જાણે એ પરસેવાથી તરબોળ થઈ ગયો છે અને બીકથી ધ્રૂજી રહ્યો છે. ભાગી જાઉં? એણે એક વાર વિચાર્યું, ભાગવાનો પ્રયત્ન પણ કર્યો, પરંતુ એના પગ આગળ ચાલી ન શક્યા. એ વ્યક્તિના હાથમાં એક તીક્ષ્ણ છરી ચમકી રહી હતી. એ એની તરફ ભૂતની જેમ આવી રહ્યો હતો. આલી મોલ્લાક્કા થરથર ધ્રૂજવા લાગ્યો. એને

ચીસ પાડવી હતી, પણ ...

એને હસતી છરી દેખાય છે. એ એને ડાબા હાથમાં જોરથી પકડી લે છે.

"અગણિત જીવોનાં ... બકરીઓનાં, ગાયોનાં, કૂકડાઓનાં ... ગળાં ચીરીને એ છરી શું નીકળી ગઈ છે ?" એ ફરીથી એના મનને ખોતરે છે. પેલી છરી હજી પણ એના હાથમાં જ છે. એને થયું કે પેલા જીવો પ્રાણ-વેદનામાં તરફડીને મરી જાય છે. એણે એમનું મરવાનું જોયું છે અને જો એને આંખ છે તો આ છરીએ પણ ...

એના વિચારો ફરીથી પ્રજવળી ઊઠ્યા. ધર્મે એને મોલ્લાક્કાનો ખિતાબ આપી દીધો. ધર્મશિક્ષક. ધર્માચરણમાં વિલંબ ન કરનારો માણસ. ધર્મની દૃષ્ટિએ પરમાત્મા એક જ છે. આ જાતના માણસો જ પ્રાણીઓને કાપી નાખે છે. આ ઘૃણાજનક કૃત્ય માટે મારવા કે વધ કરવા જેવા શબ્દોનો ઉપયોગ ન કરી શકાય. આ પુણ્યનું કામ છે. પુણ્યને નામે આપણા પૂર્વજોએ મનુષ્યનો બલિ પણ ચડાવ્યો હતો !

એ જ્યારે એ જગ્યાનાં પ્રાણીઓને કાપવાનું કામ સ્વીકારી લે છે, ત્યારે તે કામ હાસ્યાસ્પદ અને પાપપૂર્વક નથી ગણાતું. એનો વિશ્વાસ એને આશ્વાસન આપ્યા કરતો હતો. એનો અનુભવ એ કર્મને ન્યાયી બનાવી દેતો હતો. એનો આત્મા પણ એને સહયોગ આપતો હતો. દુનિયાની બધી ચીજોમાં માત્ર મનુષ્ય જ સુખસગવડ માટે છે. કુરાનનું આ જ વાક્ય એના મસ્તિષ્કમાં ઘૂમ્યા કરતું હતું. પેગંબર અને એના સાથીઓએ ઊંટ મારીને ખાધાં હતાં. એ જ વાત સૌને માન્ય છે.

આ રીતે આવી મોલ્લાક્કા એક રક્ષાકેન્દ્રમાં પહોંચી જાય છે. કદાચ ... કદાચ ... સો હજાર 'કદાચ' મનુષ્યના અસ્થિપિંજરની જેમ એનો સામનો કરી રહ્યાં છે. લટકેલાં ગળાંવાળાં એ પ્રાણીઓનું સરઘસ એના મગજને વારંવાર ઉત્તેજિત કરે છે. એ એની સામે પ્રાણ-વેદનાથી તરફડી રહ્યાં છે. લોહીનું સરોવર કેવું લાલ છે. એ નદીના રૂપમાં બદલાતું હોય એમ લાગે છે. એ પશુ-પક્ષીઓનું લોહી પણ મનુષ્યના લોહીની જેમ લાલ છે. મૃત્યુનો હૂંકાર ગુંજી રહ્યો છે. દીન-હીન આત્માઓ વિદાય થઈ રહ્યા છે. એણે પોતાના હાથ તરફ જોયું. એને એવું લાગ્યું કે જાણે છરી નિરપરાધી છે, પરંતુ હું શા માટે નિરપરાધી નથી ? કોઈ ગાંડાની જેમ હસી પડવાનું એને મન થયું.

પ્રાણીઓને મારવાનું પાપ પોતાના ધર્મને નામે એ સહન કરી લેશે. એમ વિચારીને જ એણે આ કામ સ્વીકાર્યું હતું. આને નિર્દોષ કામ જ માનવું પડશે.

પણ આજે એને શંકા પડવા માંડી છે કે એનો ધર્મ-વિશ્વાસ એને ખોટે રસ્તે લઈ જાય છે. એ વિચારવા લાગ્યો -- નહીં તો મારા હૃદયમાં આ પ્રકારનો ખળભળાટ મચી જવાનું, ધરતીકંપ થવાનું શું કારણ છે.

એ છોકરો એની આંખો સામે નજીક આવતો જાય છે.

"મોલ્લાક્કા, જરા આ કૂકડો કાપી આપ. ઘરે જમાઈ આવ્યા છે."

થોડી વાર પહેલાં મમ્મૂટ્ટી માટે એક ગળું કાપી આપ્યું હતું. મમ્મૂટ્ટી જ્યારે એ કૂકડો હાથમાં લઈને આવેલો ત્યારે એની પાછળ રડતો, બૂમો પાડતો એનો દીકરો પણ આવ્યો હતો. એ મમ્મૂટ્ટીનો દીકરો છે.

"એ શા માટે રડે છે?" મોલ્લાક્કાએ પૂછ્યું.

"એની વાત મૂકો. એ આને નહીં મારવા દે. એટલે રડે છે." મમ્મૂટ્ટીએ જવાબ આપ્યો હતો.

"અબ્બા જાન, એને ન મારો," એણે રડ્યા કર્યું.

છોકરાની વાત પર ધ્યાન આપ્યા વિના મમ્મૂટ્ટીએ કૂકડાના પગ અને પાંખો પકડીને કહ્યું, "આ કૂકડો એને જીવથી યે વધુ વહાલો છે. આખો દિવસ એની સાથે રમ્યા કરે છે. પહેલાં આ કૂકડાને ખવડાવે છે ને પછી પોતે ખાય છે ... એવો છે આ છોકરો !"

મોલ્લાક્કા ચપ્પુ લઈને એની તીક્ષ્ણ ધાર પર હાથ ફેરવવા માંડ્યો. છોકરો કૂકડાને વળગીને રડવા માંડ્યો.

"હું નહીં મારવા દઉં નહીં મારવા દઉ." એણે જીદપૂર્વક કહ્યું.

બાળકની વાત પર ધ્યાન આપ્યા વિના મોલ્લાક્કા અને મમ્મૂટ્ટી પોતાનું કામ કરવા તૈયાર થઈ ગયા. મમ્મૂટ્ટીએ એને દૂર ખસેડી દીધો. બાળક લાચાર બનીને રડતો રહ્યો. બીજા થોડા છોકરાઓ પણ ત્યાં આવી ગયા હતા. તેઓ આનંદથી કૂકડાને મારવાનું જોતા હતા.

મોલ્લાક્કાએ વાસણમાંથી પાણી લઈને થોડું કૂકડાની ચાંચમાં નાખ્યું. પાણી પીને મરવાનું ભાગ્યશાળી ગણાય છે. મારનાર માણસ મારતાં પહેલાં એને પાણી આપવાનું કદી નથી ભૂલતો.

મોલ્લક્કા કૂકડાનું ગળું પકડીને એને મારવા માટે તૈયાર થઈ ગયો. એણે કૂકડાના ગળા પર ખુદાનું નામ લઈને જેવું ચપ્પુ ચલાવ્યું કે છોકરો ચીસ પાડી ઊઠ્યો, "તમે મને મારી નાખો," એમ બૂમો પાડતો એ બંનેની વચ્ચે આવીને ઊભો રહી ગયો અને કૂકડાને છાતીસરસો ચાંપીને પડી ગયો. મોલ્લાક્કા અને મમ્મૂટ્ટી બંને એકસાથે ચમકી ગયા. મોલ્લાક્કાએ એકદમ પોતાનું ચપ્પુ ખેંચી લીધું. છરીથી ક્યાંક બાળકનું શરીર ન ચિરાઈ જાય. એ સ્તબ્ધ થઈ ગયો.

કૂકડાને છાતીએ વળગાડીને છોકરો હજી પણ રડતો હતો. કૂકડાના ગળા પરથી લોહી વહેતું હતું.

મમ્મૂટ્ટીને ગુસ્સો આવી ગયો, એણે છોકરાના હાથમાંથી કૂકડો ખેંચી લઈને એને દૂર ધકેલી દીધો.

"અબ્બાજાન, એને પણ આપણી જેમ દુઃખે છે. એને પણ જીવ છે." છોકરાએ

રડતાં રડતાં કહ્યું. અસહ્ય વેદનાને કારણે કૂકડાની ચાંચમાંથી કંઈક અસ્પષ્ટ અવાજ સંભળાયો. છોકરામાં કૂકડાની વેદના સહન કરવાની શક્તિ નહોતી. એણે કહ્યું, "તમે પાપ કરો છો. અલ્લા તમને નરકમાં નાખશે."

મોલ્લાક્કા ચપ્પુ પર લાગેલું લોહી ધોતો હતો. છોકરાની વાત સાંભળીને એને આઘાત લાગ્યો. એ અટકી ગયો. મમ્મૂટ્ટીના હોઠ ક્રોધથી ધ્રૂજી રહ્યા હતા. પરંતુ એ છોકરાને રોકી ન શક્યો, મમ્મૂટ્ટીએ ગુસ્સાથી ધૂંઆપૂંઆ થઈને છોકરાને બેત્રણ તમાચા લગાવી દીધા. છોકરાએ કહ્યું કે એના ખમીસ પર લોહી લાગ્યું છે, પણ મમ્મૂટ્ટીએ જાણે કંઈ સાંભળ્યું જ નહીં.

"વાહ રે તારો પ્રેમ !" મમ્મૂટ્ટીએ તિરસ્કારના ભાવથી ગુસ્સા સાથે કહ્યું. દીકરો બેભાન થઈને પડવા જતો હતો.

"આને માટે તો માર ખાવા પણ તૈયાર છું." છોકરાએ કહ્યું.

મમ્મૂટ્ટીને એની વાત ન સમજાઈ. એણે જોયું તો દીકરાના ડાબા ખભા પરથી લોહી વહેતું હતું. હવે એણે પુત્રને ધ્યાનથી જોયો. એની આંખો પીળી પડવા માંડી હતી. છોકરો પડવા જતો હતો ત્યાં મમ્મૂટ્ટીએ જોરથી ચીસ પાડી :

"મોલ્લાક્કા !"

"મોલ્લાક્કા ધ્રૂજવા લાગ્યો. એના હાથમાંથી છરી પડી ગઈ. એનું લોહી એ ધોઈ ન શક્યો. કોનું લોહી છે ? પેલા કૂકડાનું કે છોકરાનું ? છરી પર લાગેલા લોહીને જોવાની એનામાં તાકાત નહોતી. એના કાનમાં છોકરાનો અવાજ ગુંજી રહ્યો હતો :

"આપણી જેમ એનામાં પણ જીવ છે. એકલા અલ્લા જ ઉપરથી આ બધું જોઈ રહ્યા છે. યાદ રાખજો !"

કૂકડો તરફડી રહ્યો છે. એને મૃત્યુની અસહ્ય વેદના થાય છે. મોલ્લાક્કા પણ એ જાણે છે. માત્ર મનુષ્યને જ નહીં, બધા જીવોને આ વેદના થાય છે. જો મનુષ્ય જીવવા ઇચ્છે છે તો બીજા બધા જીવો મરવા ઇચ્છે છે ? એના વિચારો વિસ્મૃત થવા માંડ્યા. મનુષ્યને મારનાર મનુષ્યને સરકાર દંડે છે; પરંતુ આ મૂક જીવોના આત્માનું શું કંઈ જ મૂલ્ય નથી? એને લડાઈના મેદાનમાં મૃત્યુનું તાંડવનૃત્ય યાદ આવવા લાગ્યું. આત્માનું મૂલ્ય શું છે? કોણે એના મૂલ્યનો નિર્ણય કર્યો છે ? અનેક પ્રશ્નો મનમાં ચકરાવો લેવા માંડ્યા.

એના હૃદયમાં આગ ભભૂકી ઊઠી, મગજ ભમવા માંડ્યું.

છોકરાને એ શાપ ન આપી શક્યો. એની બોલવાની શક્તિ ક્ષીણ થવા લાગી.

શું એના વિશ્વાસે જ એને તિરસ્કૃત કર્યો છે ? આજ સુધી જે ધર્મની સેવા કરતો હતો એ જ ધર્મ શું આજે એ છોડી દેશે ? એ ડરી ગયો.એને એકલપણું ખટકવા લાગ્યું.

એની હાથની છરી ખૂબ હસતી હતી. એની મૂઠ આગની જેમ તપી રહી હતી. મોલ્લાક્કાને પોતાનો હાથ દઝાતો હોય એમ લાગ્યું.

એના હૃદયમાં ચાલતું સરઘસ શા પોકારો કરી રહ્યું છે ? છોકરાના અવાજ જેવો જ એક અવાજ એના કાનમાં સંભળાય છે. પેલા પ્રાણીઓની વચ્ચે એ માણસ - અસ્પષ્ટ આકૃતિવાળો એ માણસ - એની પાસે આવતો જતો હતો. એના હાથની છરી મોલ્લાક્કાની છરી જેવી લાગતી હતી. એણે પોતાની છરી જોરથી પકડી લીધી. એ ચમકતી હતી ? ના, એ હસતી હતી. એને એવું લાગ્યું જાણે છરી એના હાથમાંથી છૂટવા માગે છે. એક ગળાથી પરિચિત એ છરી ઝડપથી બીજા ગળા તરફ જઈ રહી છે. એની આંખોમાં અંધારાં આવી ગયાં. એને કંઈ જ દેખાતું નહોતું. ભયથી એ ગાંડા જેવો થવા માંડ્યો.

એનો શ્વાસ ઝડપથી ચાલવા લાગ્યો. પેલો અસ્પષ્ટ પુરુષ જે પરિચિત પણ છે, તે શું એનું ગળું દબાવી રહ્યો છે ? એનો જીવ ગૂંગળાવા માંડ્યો. શું એ નિશ્ચેતન થઈ રહ્યો છે? મોલ્લાક્કાને એના બંધનમાંથી મુક્ત થવું હતું. પરંતુ થઈ ન શક્યો. પેલા માણસનો છરીવાળો જમણો હાથ એની તરફ આવી રહ્યો હતો. મોલ્લાક્કા કરગરવા લાગ્યો. એનું માથું ભમવા માંડ્યું. આંખો સામે છરી અને કપાયેલાં ગળાં નાચવા લાગ્યાં. ગળાં કપાઈ રહ્યાં છે, એમાંથી લોહી જામીને કાળું પડતું જાય છે.

પ્રાણ-વેદનાથી જીવો તરફડી રહ્યા છે અને તરફડતાં તરફડતાં મરી જાય છે. છરીમાં લોહી કોનું છે-કૂકડાનું કે છોકરાનું ?

મનુષ્યનું લોહી છે !

મોલ્લાક્કાનો હાથ ઊંચકાઈ ગયો. એણે છરી પર તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી. શું છરી હજી પણ હસી રહી છે ? એ ગાંડો થઈ ગયો. એણે પોતાના દાંત કચકચાવ્યા.

છરી, ગળાં, લોહી.

એ બધાં રૉકેટની ઝડપે એના હૃદયમાં દોડવા માંડ્યાં. ગળા પરની પકડ ભીંસાતી જાય છે. એનો જીવ ઘૂંટાવા લાગ્યો, તરફડવા લાગ્યો. એને એવું લાગ્યું કે જાણે એ પોતાને સાચવી નથી શક્તો. એની વિચારશક્તિ બધી સીમાઓ પાર કરી ગઈ.

છતાં પણ છરી અને ગળાં.

છરી ગળા તરફ ઝડપથી આવે છે. છરી મૃત્યુનું રૂપ ધારણ કરી રહી છે. ગળું કપાઈ જાય છે. લોહી છંટકાય છે. મૃત્યુ, પછી છરી, પછી ગળાં, પછી મૃત્યુ.

એનો હાથ છરી પકડીને જોરથી ચાલ્યો. માંસ કપાવાનો અવાજ. બસ !...

મોલ્લાક્કાના ગળામાંથી એક આર્તનાદ નીકળ્યો. એનાં કપડાં લોહીથી તરબોળ થઈ ગયાં. છરી હાથમાંથી સરકીને નીચે પડી ગઈ, એ પણ પડી ગયો.

લોહીથી ભીંજાયેલી એ છરી ! હસતી છરી !

# બલિના બકરા

'નંદનાર'

લેફ્ટનન્ટ કર્નલ સહૂજા જ્યારે લંચ માટે આવ્યો ત્યારે શ્રીમતી સહૂજા અતિથિખંડમાં સોફા પર સૂતી હતી.

કર્નલ અવાજ કર્યા વિના ગણવેશ કાઢીને લેંઘો અને ખમીસ પહેરીને એ ઓરડામાં આવ્યો ત્યારે પણ એની પત્ની ઊંઘતી હતી. કર્નલને ખૂબ ભૂખ લાગી હતી, છતાં પણ ગાઢ નિદ્રામાં સૂતેલી પત્નીના સૌંદર્યનું આસ્વાદન કરતો એ થોડી વાર મૌન ઊભો રહ્યો. અપૂર્વ લાવણ્ય. પંદર વર્ષના દાંપત્યજીવને બે સંતાનો આપ્યાં છે, છતાં પણ એનાં રૂપ-યૌવનને જરા યે નજર નથી લાગી.

કર્નલ પત્ની પાસે બેસી ગયો. પછી ચહેરા તરફ નમીને ધીરેથી કપોલ સ્પર્શ્યું. હવામાં ગુલાબ અને યાર્ડલી પાવડરની મિશ્રિત સુવાસ હતી.

શ્રીમતી સહૂજા ચમકીને જાગી ગઈ અને ઊઠીને બેઠી.

"પ્રિયે, હું છું." કર્નલે કહ્યું.

"રાહ જોતી જોતી સૂઈ ગયેલી." ડાબી હથેળી હોઠ પર લગાડીને એમણે આળસ મરડી.

"આય'મ સોરી !" કર્નલે પત્નીને પાસે ખેંચીને ચુંબન કર્યું.

"ઓહ...ના...ના...પ્રિય."

પછી બંને લંચ માટે ડાઈનિંગ હૉલમાં આવી ગયાં.

વૃદ્ધ બટલર ડાઈનિંગ ટેબલ પર જમવાનું પીરસીને રાહ જોતો હતો.

'કમ સપ્ટેમ્બર'નું એક ગીત ગણગણતો કર્નલ સહેજ આળસ સાથે ખુરશી પર બેસી ગયો.

ચિકનસૂપની સિપ લેતાં કર્નલે કહ્યું, "પ્રિયે, આજે મેં એનો દંડ કર્યો."

"કોનો ?"

"સિપાહી ભોલાનાથનો."

"શો દંડ કર્યો ?" ખુશ થઈને શ્રીમતી સહૂજાએ પૂછ્યું.

"૨૪ દિવસની આર. આઈ."

શ્રીમતી સહૂજા હસી પડ્યાં.

"બહુ સારું થયું. એને કોર્ટ માર્શલ કરીને સિવિલ જેલમાં નાખી દેવો જોઈતો હતો. બદમાશ ન જોયો હોય તો !"

કર્નલ થોડી બેચેનીથી કહ્યું, "એણે એટલો અપરાધ નથી કર્યો. બસ, એની વર્તણૂક મને નહોતી ગમતી. એટલે જ નિયમોની જાળમાં ફસાવીને સજા કરી નાખી."

કર્નલ અને શ્રીમતી સહૂજા ચિકનસૂપ પીતાં પીતાં ભોલાનાથ વિશે વાતો કરતાં હતાં અને ભોલાનાથ રેજિમેન્ટના ક્વાર્ટર ગાર્ડની ઓરડીની દીવાલને અઢેલીને બેઠો હતો. ઈશ્વર સિવાય એ પોતાનું દુઃખ કોને કહે? ઈશ્વર તો આ બધું જરૂર જોતો હશે. વીસ વર્ષના સિપાહી જીવનમાં પહેલી વાર દંડ મળ્યો છે; અને એ પણ કોઈ ભૂલ કર્યા વિના. સિપાહી જીવનના અંતિમ સમયે 'શીટ રૂલ'માં લાલશાહીની રેખા દોરાઈ ગઈ. બધું સહી શકાય પણ અઠ્ઠાવીસ દિવસનો પગાર નહીં મળે એ વિચારતાં એનું હૃદય કંપી ઊઠતું હતું. ગામડામાં તૂટ્યા-ફાટ્યા ઘરમાં એના મનીઑર્ડરની રાહ જોઈને બેઠેલી પત્ની અને ચાર દીકરા. પગાર મળે ત્યારે પહેલું કામ પત્નીને પૈસા મોકલવાનું થાય છે. એ પછી જ ભોલાનાથ 'બેરેક'માં આવે છે. એ પછી મન જરા શાંત થઈ જાય છે. પણ આવતે મહિને શું કરશે? એ વિશે વિચારતાં વિચારતાં ભોલાનાથની આંખો સામે અંધકાર છવાઈ ગયો, માથું ભમવા લાગ્યું.

ભોલાનાથ વીસ વર્ષની નોકરીવાળો એક ઇન્ફન્ટ્રી સિપાહી છે. કેટલાક દિવસથી એ દમની બીમારીને કારણે હેરાન થાયે છે. નવા રેજિમેન્ટમાં આવ્યે પણ મહિના થઈ ગયા. સિક્કિમ બોર્ડરથી અહીં આવ્યો છે.

સિક્કિમ બોર્ડરની કડકડતી ઠંડીમાં એના દિવસો ઘણી મુશ્કેલીઓમાં વીત્યા હતાં. ત્યાં ઇસ્પિતાલમાં પણ રહેવુ પડ્યું.

નવા લોકોની સ્ટાફ પરેડને દિવસે સિપાહી ભોલાનાથે સી.ઓ. સાહેબને કહ્યું. "સાહેબ, હું દમનો દર્દી છું."

એની પરવા કર્યા વિના કર્નલસાહેબ બોલ્યા, "ભારે કામ નથી કરી શકતો ?"

"ના સાહેબ."

"હલકું કામ આપવામાં આવે તો બરાબર છે ને ?"

કર્નલ તરત જ સૂબેદાર મેજરસાહેબ તરફ વળીને આજ્ઞા આપી, "આને મારો પટ્ટાવાળો બનાવી લીધો છે. કાલે સવારે ચાર વાગ્યે મારે ઘેર આવી જાય, ઓ.કે."

"બહુ સારું, સાહેબ !" સૂબેદાર મેજરે કહ્યું.

કર્નલ તરત જ ઑફિસમાં ચાલ્યા ગયા.

ભોળાનાથ ચમકી ગયો. પટ્ટાવાળો! આજ સુધી પટ્ટાવાળાનું કામ નથી કર્યું. થોડુંક આત્મગૌરવ જાળવનારો સિપાહી આ કામ સ્વીકારતાં અચકાય છે. આટલી તકલીફ હોવા છતાં સ્વાભિમાનને ધક્કો પહોંચે એવું કામ એણે આજ સુધી કર્યું નથી. નોકરીના આ અંતિમ સમયે આ પણ કરવું પડશે શું ?

"સાહેબ! મને આ કામ નથી જોઇતું" એમ કહેવા માટે શબ્દો એના હોઠ પર આવ્યા, પણ ત્યાં સુધીમાં કર્નલની નજરમાં ખરાબ વ્યકિત બનવા નહોતો માગતો. એટલે જ એ વખતે ચુપ રહ્યો. પછી 'પ્રોપર ચેનલ'થી પોતાનો રિપોર્ટ લઇને એ બધાની પાસે પહોંચશે.

એ જ દિવસે સેન્ટ્રલ રોલકોલથી પોતાના રિપોર્ટ લાવીને ભોલાનાથ સૂબેદાર મેજરને બતાવવા ગયો.

"સાહેબ, આ પટ્ટાવાળાનું કામ મારાથી નહીં થઈ શકે!"

સૂબેદાર મેજર પોતાની જગ્યાએથી ગુસ્સાથી ઊછળીને બોલ્યો, "તો પછી તું કયું કામ કરી શકશે ? ટોળી-કપ્તાન હમણાં રજા પર છે. તને એ કામ આપું!"

ભોલાનાથે બની શકે એટલા વિનયભાવથી કહ્યું, "સાહેબ, હું રેશન ચેકિંગ કરવા માટે જઇશ."

"રેશન ચેકિંગ માટે તું જઇને શું કરીશ? માખીઓ મારીશ? ઘરડો થઇ ગયો છે, દૂબળો અને દર્દી પણ છે."

સૂબેદાર મેજરે જે કહ્યું તે બરાબર જ કહ્યું. ઘરડો થઈ ગયો છે, તંદુરસ્તી નથી રહી, દમનો દર્દી છે ! પણ આ બધું કંઈ એની ભૂલથી નથી થયું.

ભોલાનાથે ફરીથી નમ્ર નિવેદન સાથે કહ્યું,"સાહેબ! હું ઓફિસનો પટ્ટાવાળો થઈ જાઉં."

સૂબેદાર મેજર ગુસ્સાથી ભભૂકી ઊઠ્યો "મૂરખ ! ગધેડો, ચાલ જા મારી સામેથી. યાદ રાખજે, કાલે સવારે કર્નલસાહેબના મકાનમાં રિપોર્ટ નથી કર્યો તો..."

ભોલાનાથ નિરાશ થઇને ચાલ્યો ગયો. બહુ મુશ્કેલીમાં પડી ગયો હતો. પોતાનું દુઃખ સંભળાવવા માટે આ દુનિયામાં કોઇ નથી. આનાથી તો સિક્કિમની કડકડતી ઠંડીમાં જીવ ગૂંગળાવીને જીવન વિતાવવાનું ક્યાંય સારું હતું!

સિપાહીની એક મોટી દુનિયા છે. માણસો, પ્રાણી, જંતુ — સૌની સાથેના મેળવાળી એક દુનિયા. એ દુનિયામાં આ સિપાહી માત્ર જંતુ છે. એક સિપાહી આજ્ઞા માનવાથી વધુ શું કરી શકે? એને સારું-ખરાબ વિચારવાનો અધિકાર નથી.

આજ્ઞા પ્રમાણે બીજે દિવસે સવારે ભોલાનાથ કર્નલના મહેલ પર પહોંચી ગયો. મોટો આલિશાન મહેલ. સામે બગીચો. પાછળ સર્વન્ટ્સ ક્વાર્ટર્સ અને ગેરેજ. કર્નલના બે દીકરાઓને માત્ર અંગ્રેજી જ બોલતાં આવડે છે. અજાણ્યાને જોતાં જ એકદમ એમના પર કૂદનારો આલસેશિયન પણ ત્યાં છે. આ બધાં કારણોને લીધે ભોલાનાથ માટે કર્નલનું ઘર ભય અને નવીનતાના મિશ્રણવાળી અદ્‌ભૂત વસ્તુ છે. ભય અને નવીનતાવાળી આ દુનિયાની નાયિકા સુંદર અને ઘમંડી હતી. ભોલાનાથને પહેલી જ દૃષ્ટિથી મેમસા'બ પ્રત્યે ઘૃણા થવા માંડી.

સવારે છ વાગ્યે 'મહેલ'માં પહોચનારો ભોલાનાથ મોડી રાત પછી જ પોતાના

ઓરડામાં આવી શકતો હતો. બગીચામાં પાણી પાવું, બજારમાં જઇને માંસ-શાક વગેરે ખરીદી લાવવું, ધોબી પાસે જવું, પછી ઘરના બધા લોકોનાં ચંપલ અને બૂટને પૉલિશ કરવું, વગેરે. આ સિવાય બીજાં કેટલાંય કામો એને માથે હતાં. શરૂ શરૂમાં તો આ જાતનું કામ કરવાથી એને બહુ દુઃખ થયું. પણ હૃદયમાં દુઃખ થાય એનો શો ફાયદો ! અભણ, વૃદ્ધ અને માંદા માણસના મનના દુઃખને કોણ સમજી શકે? સહન કરવાનું જ સારું છે. મારે અને મારી પત્ની તથા બાળકોને પણ દુનિયામાં જીવવું છે.

છતાં ત્રીસ દિવસ સુધી ખૂબ ખરાબ કામ કરવા છતાં ઘેર પૈસા મોકલી રહ્યો છે, એ વિચારીને ભોલાનાથને જરા શાંતિ થતી હતી.

આવી જ રીતે બે મહિના વીતી ગયા. એક દિવસ ઘરની પાછળના નળ નીચે ભોલાનાથ સાહેબની એક ગંજી ધોતો હતો. એ વખતે નળની નીચે એક ચણિયો આવીને પડ્યો, એવી રીતે આવ્યો કે જાણે આકાશમાંથી પડ્યો હોય. ભોલનાથે વળીને જોયું તો પાછળ મેમસાહેબ ઊભાં હતાં.

"આ ચણિયો ધોઈ નાખ. મારે ઍરફોર્સ ઑફિસર્સ મેસમાં જતી વખતે પહેરવો છે."

ભોલાનાથ એકદમ ઊભો થઈ ગયો. એ ગુસ્સાથી ધ્રૂજવા માંડ્યો. આગ જેવી લાલ લાલ આંખોથી મેમસા'બને જોઈ બોલ્યો, "આ મારાથી નહી થઈ શકે, સમજ્યો."

"ગધેડા, આ ધોવાથી શું તારા હાથપગ તૂટી જવાના છે ?"

ભોલાનાથ ગુસ્સાથી ધૂંઆપૂંઆ થઈ ગયો. "હવે મોઢામાંથી એક પણ શબ્દ કાઢ્યો છે તો તમારા નારીત્વની પરવા નથી કરવાનો " એટલું કહીને એક મિનિટની વાર કર્યા વિના યૂનિટ લાઇનમાં આવી ગયો અને સૂબેદાર મેજરને બધી વાત કહી સંભળાવી. "મારું જે કરવું હોય તે કરો પણ મને આજથી કર્નલસાહેબના પટ્ટાવાળાનું કામ નથી જોઇતું."

"તું ગાંડો થઈ ગયો છે કે શું ?"

"હા જી. હું ગાંડો થઈ ગયો છું."

"મૂરખા શી વાત છે ?"

"હું મેમસાહેબનો ચણિયો નહીં ધોઈ શકું. જોઇએ તો તમે બધા ભેગા મળીને મને ફાંસીએ લટકાવી દો કે દેશનિકાલ કરાવી દો."

ભોલાનાથનું મોં જોઇને સૂબેદાર મેજરને પણ એ વાત ખરાબ લાગી. આ તો આત્મ-ગૌરવને ધક્કો મારવાનું થયું.

"રિપોર્ટ હોય તો તું 'પ્રોપર ચેનલ'થી લાવ, આમ મારી સામે ઊભો ન રહે. "

'પ્રોપર ચેનલ' સાંભળતાં જ ભોલાનાથ તીરની જેમ પોતાના ઓરડામાં આવીને ખાટલા પર પડી ગયો. એણે નક્કી કરી લીધું કે ગમે તે થાય પણ એ કર્નલસાહેબના

મકાન પર નહીં જાય.

એ દિવસે બપોરે લંચ લેતી વખતે કર્નલની પત્નીએ કહ્યું : "પ્રિયે, ભોલાનાથ આપણે ધારતા હતા એવો નથી. એ બહુ ઘમંડી છે."

"હં, શું થયું ?"

"મેં ચણિયો ધોવાનું કહ્યું તો એણે ના પાડી દીધી. બદમાશ ન જોયો હોય તો."

"એણે શું કહ્યું ?"

"કહે શું ? બડબડતો ચાલ્યો ગયો."

"આટલું ઘમંડ ! હું એને સરખો કરીશ." કર્નલે કહ્યું અને પછી એણે સૂબેદાર મેજરને ફોન પર બોલાવીને કહ્યું, "ભોલાનાથને આજથી પટ્ટાવાળાના કામ પર નહીં મોકલતા."

આમ ભોલાનાથનું પટ્ટાવાળાનું કામ પૂરું થઈ ગયું. એ બિચારો કર્નલની નજરમાં ખરાબ માણસ થઇ ગયો.

પટ્ટાવાળા પછી ભોલાનાથને ગેટ આર. પી. નું કામ આપવામાં આવ્યું. કામ સારું હતું. હંમેશાં સારાં કપડાંમાં રહેવું પડતું હતું.

આમ આરવાળી વરદી પહેરીને આર.પી. લખેલ કોટ પહેરીને એક નાનકડી લાકડી હાથમાં રાખીને દમનો વૃદ્ધ સિપાહી યૂનિક હરોળના મુખ્ય દરવાજા પર, આવતા-જતા અફસરોનું અભિવાદન કરતો ત્યાં ઊભો રહે છે. કર્નલસાહેબનું આવવા-જવાનું ભોલાનાથ ધ્યાનથી જોતો હતો. એ કર્નલેને બધી તાકાત ભેગી કરીને સેલ્યૂટ કરતો હતો. એને ખબર હતી કે કર્નલસાહેબ એને પકડવાની પેરવીમાં છે. સિપાહીઓની ભૂલ પકડીને શિક્ષા કરતી વખતે અફસરોને જરા પણ દયા આવતી નથી.

ભોલાનાથને ખબર હતી કે કર્નલ એ માટે એક જાળ બિછાવી છે. જાળમાં ન ફસાઇ જાય એ માટે એ બહુ સાચવી-સમજીને કામ કરતો હતો. પણ આટલું બધું કરવા છતાં એ કર્નલની જાળમાં ફસાઈ જ ગયો.

એક વાગવા આવ્યો હશે. કર્નલના ભોજનનો સમય હતો એ જાણીને ભોલાનાથ સાવધ થઇને ઊભો હતો. જ્યારે કર્નલની જીપ અહીંથી નિકળશે ત્યારે એ બધી તાકાત ભેગી કરીને ઝટકો મારી ને સેલ્યૂટ કરશે. કર્નલના ગયા પછી જ એણે જમવાનું છે. ખૂબ ભૂખ લાગી છે. પણ ભૂખને લીધે કામમાં ઢીલ ન થવી જોઇએ. એ વખતે બંદૂકનો ધડાકો અને એક કૂતરાની ચીસ ભોલાનાથને સંભળાઈ. એની બાજુમાં જ હવાલદાર ચરણસિંહ હાથમાં બંદૂક લઇને એવી રીતે ઊભો રહ્યો જાણે કંઈ થયું જ ન હોય.

ભોલાનાથ જ્યારે આ ભયંકર અને દારૂણ દશ્ય જોઇ રહ્યો હતો ત્યારે કર્નલની જીપ દરવાજામાંથી બહાર આવી. ભોલાનાથ સેલ્યૂટ કરવાનું ભૂલી ગયો.

કર્નલે જીપ બ્રેક કરીને ઊભી રાખી એટલે ગભરાઈ જઇને સેલ્યૂટ કરી.

"તારી પાસે જીપ ઊભી રાખું પછી જ તું મને સેલ્યૂટ કરે છે, ખરું ?" કર્નલે પૂછ્યું.

શું કહી શકે! જીભ તાળવે ચોંટી ગઈ. ભોલાનાથ કાંઈ બોલી ન શક્યો.

"જ્યારે હું અહીંથી નીકળ્યો ત્યારે શું તું મરેલો ઊભો હતો ?"

"જી, ના સાહેબ...સાહેબ..."

"સાહેબનો બચ્ચો, શું કરતો હતો તું ?"

"સાહેબ ! કૂતરો ગોળી વાગી ને...."

"કૂતરાને ગોળી વાગી એનાથી તારે શું ગધેડા! તમને બધાને ફ્રન્ટ પર મોકલવામાં આવે તો શું કરશો ?"

કર્નલસાહેબને દરવાજા પાસે ઊભા રહેલા જોઇને સૂબેદાર મેજર દોડી આવ્યો. કર્નેલે સૂબેદાર મેજર તરફ જોઇને જોરથી કહ્યું, "જોતા નથી આ ટુકડીનું શિસ્ત! સી.ઓ. બાબુને એ અધમ સિપાહી સેલ્યૂટ સુધ્ધાં નથી કરતો."

ભોલાનાથ કંઇક કહેવા જતો હતો, પણ એ પહેલાં જ સૂબેદાર મેજરે 'ચુપ મર ' કહીને ભોલાનાથને મારવા માટે હાથ ઉગામ્યો.

કર્નલે કહ્યું, "આને કાલે મારી સામે માર્ચ કરાવજો."

કર્નલે જીપ સ્ટાર્ટ કરી. સૂબેદાર મેજરે સૂલ્યૂટ કરી. જીપ એક જંગલી પ્રાણીની જેમ અવાજ કરતી બહાર ચાલી ગઈ.

આંખો સામે જીપ અદશ્ય થયા પછી સૂબેદાર મેજરે પણ મનફાવે તેમ ભોલાનાથને સંભળાવ્યું. ભોલાનાથના મોંમાથી એક શબ્દ પણ ન નીકળ્યો.

મેં શા માટે સેલ્યૂટ ન કરી એનું કારણ કોઈ નથી સમજતું. બિચારું એક પ્રાણી જીવ છોડવા માટે તરફડતું હતું. એ તરફ ધ્યાન ચાલ્યું ગયું. પણ કોને કહે, કોણ સાંભળે.....

બીજે દિવસે ભોલાનાથે કર્નલની સામે માર્ચ કરી.

કર્નલે ભોલાનાથને અઠ્ઠાવીસના આર.આઇ.ની શિક્ષા કરી.

કેટલાય દિવસોની પ્રતીક્ષાનું ફળ મળવાની ખુશીમાં કર્નલે એક સિગરેટ સળગાવી લીધી. એ પછી જીપમાં બેસીને લંચ માટે ઘરે ગયો. આ આનંદની વાત પત્નીને કહીને એનું મન શાંત થયું.

ભોલાનાથને કાયદાની જાળમાં ફસાવીને દંડ દેવાની વાતનું ખૂબ સુંદર રીતે વર્ણન કરતાં કરતાં મિસ્ટર અને મિસિસ સહૂજાએ ભોજન કર્યું.

બિહારના એક ગામડાનું તૂટ્યુ-ફૂટ્યું ઘર. ભૂખથી તરફડતી ભોલાનાથની પત્ની અને એનાં બાળકો માટે ટપાલી બીજે મહિને મનિઓર્ડર ન લાવ્યો.

# એક વાર્તાકાર શૂળી પર

ટી. પદ્મનાભ

વરસાદ જોરથી પડે છે. એની સાથે ઠંડી પણ વધી ગઈ છે. સવારે આકાશ ખાલી હતું. પછી હવા ક્યાંકથી પોતાની સાથે વાદળો ખેંચી લાવી. સફેદ વાદળ, બકરી જેવાં સરળ શાંત વાદળોનો સ્વભાવ એકદમ જલદી બદલાઈ ગયો. તેઓ ઝડપથી આખા આકાશમાં છવાઈ ગયાં. વરાળથી ભરેલાં આ કાળાં કાળાં વાદળોને જોઇને એક એવી જાતની અનુભૂતિ મને થાય છે જે કહેતાં હું અચકાઉં છું. છતાં પણ ઘણા વખત પહેલાં મારા પરિચયમાં આવેલી શ્યામલા, સુંવાળા દેહવાળી એક સ્ત્રી યાદ આવે છે, એણે મારી સાથે અચાનક જ સંબંધ જોડ્યો હતો. કેવો દેહ ! તદ્દન નિર્વસ્ત્ર...

આજે સવારે અહીં આવેલા એક પ્રગલ્ભ ચિત્રકારને મેં આ વાત કહી. એ મારો મિત્ર પણ છે, એટલે મને કંઈ છુપાવવાની જરૂર નહોતી પડી. પણ એ એક મૂર્ખની જેમ મારી વાત સાંભળી રહ્યો હતો. મારી નાડી પકડીને એણે કહ્યું, "બહુ થાકી ગયાં છો, વધારે ન બોલો.

હું મારો ગુસ્સો ગળી ગયો, કારણ કે હું વધુ વાત ન કરી શક્યો. મને કદી થાક નહોતો લાગ્યો. મારું મન જુસ્સાથી ભરેલું હતું.

મારે એની સામે જોઇને જોરથી બોલવું હતું, પણ જીભ ઊપડી નહીં, સૂતાં સૂતાં અસહાયની જેમ જોઈ રહ્યો હતો.

મેં જાગતાં પડ્યા રહીને સ્વપ્નોનું નિર્માણ કર્યું. મિત્ર કોઇકનું ચિત્ર બનાવી રહ્યો હતો. એની પાસે એક સરસ થેલો હતો. એમાં કાગળ, પેન્સિલ અને રંગ સાચવીને રાખ્યાં હતાં. એ જ્યાં જાય ત્યાં થેલો એની સાથે રહે. મને જરાક નવાઈ પણ લાગી એક દિવસ મેં પૂછ્યું, "તું મરીશ ત્યારે પણ થેલો સાથે જ રહેશે ?"

"જરૂર, આ થેલા વિના હું ઇશ્વર પાસે કઈ રીતે પહોંચીશ ?" એ બોલ્યો.

મને ઈશ્વરમાં વિશ્વાસ નથી પણ મને સારા ચિત્રમાં વિશ્વાસ છે,ચિત્ર બનાવનારાઓને પણ માન આપું છું, પણ બધાએ પોલ ગોંગાની જેમ રહેવું જોઇએ એમ હું દૃઢતાપૂર્વક માનું છું - દક્ષિણ સાગરના સુંદર તાહિતી દ્વીપમાં એક તોફાન જેવા પોલ ગોગાં.

હું એક પોલ ગોગાં હોત તો - કદાચ - પોલ ગોગાં અને મારી વચ્ચે એક ફ્રેમ

કરેલું ચિત્ર છે. ઈશ્વરનું ચિત્ર છે. એનો કાચ તૂટી ગયો છે. એ કોણે તોડી નાખ્યો ?

કોણ છે ?

જલદી કહી દો.

ના.

એને મારો નહીં.

માનો વેદનાભર્યો - નિરાશાજનક અવાજ.

ના - ના, અહીં આવી જા.

મને ડર લાગવા માંડ્યો. ભાગી જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ભાગી ન શક્યો.

વેદનાથી તરફડીને મેં જોરથી ચીસ પાડી.

પછી ચિત્ર ન કર્યું.

તે દિવસે એક બાળક હતો.

એકસરખાં ચિત્ર કર્યા કરત તો -

શું બની જાત ?

પોલ ગોગાં, તાહીતી દ્વીપના -

મિત્રની પાસે થેલો જોઇને પેલી ઘટના યાદ આવતી હતી.

બહુ ઠંડી લાગે છે

વીજળીની ટ્રેન અવાજ કરતી દોડી જાય છે.

કડ...કડ...કડ...કડ...કડ...કડ...કડ...કડ...

હજી સુધી ઓરડામાં બત્તી નથી સળગાવી. કોણ સળગાવશે ? હું નહીં ઊઠું. આમ જ સૂતો રહીશ. અંધકાર આવીને મને ઢાંકી દેશે.

બારી ખુલ્લી છે. અંધાર છે અને ભીંજાયેલું આકાશ. એક પણ તારો નથી. હવાની સાથે પાણીના ટીપાં અંદર આવી રહ્યાં છે. પણ હું બારી બંધ નથી કરતો. કાલે જો હું આમ જ મરી જાઉં તો સવારે મારી પાંપણો અને મૂછો પર આ પાણીનાં ટીપાં પડ્યાં હશે. મને જોનારા કહેશે -

"ઓહ! મરી ગયો!"

"આજકાલ એની તબિયત કંઈ બરાબર નહોતી. કદાચ એના જીવનમાં કોઈ કઠોર ઘટના બની ગઈ હશે."

"એ ક્યારેક ક્યારેક વાર્તાઓ લખતો હતો."

ચમકતા વૈદૂર્યના મોતીના નથ પહેરનારી એ યુવતી વિશે કોઈ કંઈ નહીં કહે.

એ ક્યાં છે ?

તારાઓથી ભરેલા નીલાકાશ નીચે ગુલાબની સુગંધનો સ્વીકાર કરીને હું મૃત્યુનું સ્વાગત કરું છું.

કાશ્મીરના બનિહાલમાં એક રાત. હું એકદમ આ રીતે જ સૂતો હતો. મારી પાસે ઘેટાં અને મોટા મોટા કૂતરા હતા. દૂર બરફથી ઢંકાયેલા પર્વત. તળેટીમાં હંમેશાં અવાજ કરતું ઝરણું હિમાવૃત્ત પ્રદેશોમાં તારા જેવું તિલક લગાવી રહ્યું હતું.

સવારે ઊઠ્યો ત્યારે ખબર પડી કે હું મર્યો નથી ! રખે હું મરી જાત તો ! મારી વાર્તા વિશે અત્યાર સુધી હું કંઈ કહી શક્યો નથી.હવે કહેવાનો સમય આવી ગયો છે.

આ ઓરડો કંઈ એટલો સારો નથી, છતાં હું અહીં શા માટે રહેવા લાગ્યો છું ? કારણ એ છે કે જગ્યા સારી છે. એનાં પણ કેટલાંય કારણો છે. એ ઉપરાંત કંઈ કામ ન હોય ત્યારે અહીં આ પલંગ પર સૂઇને બહાર જોઈ શકું છું. દૂર હવામાં હાલતાં વૃક્ષોની હરિયાળીની પાછળ આકાશ જ દેખાય છે. પણ હું જાણે બધું જ જોઈ લઉ છું. ડૉ. રાવના બગીચામાં ખીલેલું સુંદર ગુલમહોર, લીલા ઘાસની ઝાલર પહેરીને સૂતેલી સડકો, ગંદા લાલ પાણીનું તળાવ જેમાં ભેંસો આરામ કરી રહી છે, એની પેલી બાજુ વીજળીની ટ્રેન અને એની પણ પેલે પાર વિશાળ મેદાન અને હર્યુંભર્યું વન.

સાંજ પડતાં જ ભીડ થવા માંડે છે. એમાં વધારે તો સ્ત્રીઓ જ હોય છે. ત્યાં સ્ટુડિયો છે.

હું ત્યાં જીવું છું.

મેં એક વાર્તા લખી હતી. એ સ્ત્રીઓ વિશે પણ મેં લખ્યું છે. પણ એમની સાથે આજ સુધીનું હું ક્યાંય ગયો નથી. આજ સુધી કોઈ પણ સ્ત્રી પાસે નથી ગયો.

કદાચ આ બહુ પહેલાંની વાત છે. એ પછી ...

જતી વખતે મિત્ર એણે બનાવેલું ચિત્ર મને આપતો ગયો. ઘણી વાર સુધી મેં એને જ જોયા કર્યું. છેવટે મારી આંખમાં આંસુ આવી ગયાં. આંસુનાં થોડાંક ટીપાં ચિત્ર પર પડી ગયાં. હું રડ્યો નહીં, પણ મારી આંખમાંથી એકસરખાં આંસુ વહ્યાં કરતાં હતાં.

કોઇને કંઈ કહી શકત તો ....

એ ચિત્રની નીચે મેં લખ્યું, "એક વાર્તાકાર શૂળી પર."

પોતાના આત્માને પોતાનામાં છુપાવનારું એ ચિત્ર. કંઇ જ સ્પષ્ટ નહોતું, છતાં એમાં કંઈ જ બાકી નહોતું. ખુલ્લી બારીમાંથી દેખાતું આકાશ, વાદળ અને હવામાં હાલતાં વૃક્ષોનાં પાંદડાં : બધું જ એમાં હતું, એ બધાં ઉપરાંત મારી વાર્તાની રૂપરેખા મને એવી લાગતી હતી કે જાણે હું જ આખું ચિત્ર છું.

મારી વાર્તા !

એ વાતા પાછળ છુપાયેલી વાર્તા હું કહેવા માગું છું.

મેં શા માટે એ બધાની સામે મારી વાર્તા વાંચી ? હું કઈ રીને વાંચી શક્યો એનું જ મને આશ્ચર્ય થાય છે.

પ્રકાશિત કરવાની ઇચ્છા પણ હતી. અર્થ એ કે એ કંઈ સામાન્ય વાર્તા નહોતી. લોકો કહે છે : બિચારો ગાંડો છે. એટલે મને થયું કે આ વાર્તા અહીં જ રહે. એને લખું એ જ મારે માટે બહુ મોટી વાત છે. આ પ્રકાશિત ન થાય તો એમાં કોઇને કંઇ નુકશાન નથી. કોઈ તંત્રીની ઇચ્છા હોય તો મારા મૃત્યુ પછી આ છાપી શકે છે. આ શીર્ષકની સાથે- બીજા એક અંકમાં આજ સુધી ન છપાયેલી પદ્મનાભની વાર્તા.

પણ મિત્રે જીદ કરી, "ના, આ વાર્તા તારી સાધનાનો મૂલ્યવાન પુરસ્કાર છે. તારા આત્માનો ઉજ્જવળ પ્રકાશ છે. એક જીવનના વિકારોની તીવ્ર વ્યાખ્યા !"

કદાચ.

આ મારા માંસની દુકાન છે.

એમાં કંઈ વાંધો નહીં. આત્માની ચારે તરફ હંમેશાં માંસ તો હોય જ છે.

એ નાનકડા ઓરડામાં ઘણા માણસો હતા. હું કોઇને ઓળખતો નહોતો. છતાં હું એ લોકોને બોલતાં સાંભળતો હતો - આલોચક, કવિ, નાટ્યકાર...હું ડઘાઈ ગયો. એમાંના કોઇકે મારી વાર્તા જરૂર વાંચી હશે ? પદ્મનાભની વાર્તાઓ...એ વાંચ્યા વિના જ કેટલાક લોકો એમ માને છે કે એ એક ઉત્તમ વાર્તાકાર છે.

મને ખરાબ લાગ્યું.

વાર્તાની રૂપરેખા વાંચવા માટે હાથમાં લીધી ત્યારે હાથ ધ્રુજી ગયો. કંઠ રુંધાઈ ગયો. આ ગભરાટથી આમ નહોતું થયું. પણ એ પછીની ઘટના વિચિત્ર હતી. વાણી, વેદના, વિષાદ અને નિરાશા - બધાના મિશ્રણવાળા શબ્દ. ગુંજતી વાણી હૃદયના અગાધ તળિયા પરથી ઉપર આવી. એ વખતે મારા મનમાં પેલી યુવતી જ હતી. હું માત્ર એને જ જોઈ રહ્યો હતો. એને માટે...માત્ર એને માટે જ...હું કહી રહ્યો હતો.

આંખોમાં શોકછાયા સાથે એ...અને જ્યારે મેં વાંચવાનું પૂરું કર્યું ત્યારે ઓરડામાં સંપૂર્ણ નિઃસ્તબ્ધતા છવાયેલી હતી.

પછી એક એક કરતાં બધા જ મને શૂળી પર ચડાવવા લાગ્યા.

... લાગે છે કે એ લોકોએ વાક્યરચના પર ધ્યાન નથી આપ્યું. એ ઉપરાંત અમારા પ્રસિદ્ધ લેખકોની વાર્તાઓમાં દેખાતી એકાગ્રતા પણ આમાં નથી દેખાતી...

મને કંઈ જ ન સમજાયું. એકાગ્રતા ? એ શી બલા છે ?

એકાગ્રતા - હિપ્પોપોટેમસ...વર્ણન ઘણી વાર અશ્લીલ હોય છે. સ્ત્રી પુરુષોના સંબંધો પર લખતી વખતે નવા સાહિત્યકાર ...

... આ કથનમાં પરસ્પર સંયોજિત ઘટનાઓ ચિત્રિત છે...

મેં આ બધાના પગ તરફ જોયું. મારી વાર્તા તમને સમજાવવા માટે સો વર્ષ જોઇએ. હું માત્ર તમારે માટે જ નથી લખતો. તમારા દીકરાની પરંપરા માટે પણ

લખું છું. હું સો વરસ પછી, યુગો પછી, પણ જીવતો રહીશ. હું મરીશ નહીં. મનુષ્યના...

આ વાર્તા એક ફ્રેન્ચ વાર્તાનું અનુકરણ છે. અનુકરણની સાથે સાથે નિર્લજ્જ...

પછી કઈ સંભળાયું નહીં.

આંખોથી શોકમગ્ન દેખાતી એ મેં એની જ વાર્તા લખી છે. મારી પોતાની વાર્તા એ સારી કે ખરાબ હોઈ શકે છે, પણ એક ફ્રેન્ચ વાર્તાનું અનુકરણ હોય એ તે કેમ બની શકે?

મારું મગજ ગરમ થઈ ગયું. મનમાં શૂન્યતા વ્યાપવા લાગી. કેટલી સહેલાઇથી કહી દીધું કે મારી વાર્તા ફ્રેન્ચ વાર્તાનું અનુકરણ છે. ફ્રેન્ચ વાર્તાનું અનુભરણ. ફ્રેન્ચ વાર્તાનું...

ભીડવાળી સડક પર મેં ચાલ્યા કર્યું. મનુષ્ય અને સવારીઓના અતુલ પ્રવાહમાં હું કેવળ એક બિંદુમાત્ર હતો. ક્યાં જવું છે એની મને ખબર નહોતી.

મારી સામે પડછાયા વિચિત્ર રૂપ ધારણ કરીને નાચવા લાગ્યા. દીવા આકાશ સુધી પહોંચી ગયાં. કૂતરાં ભસ્યાં. ખૂબ દૂરથી એક ઘનઘોર અવાજ સંભળાયો. 'સાઈરન' ની જેમ દરેક ક્ષણે એ અવાજ મારી પાસેઆવતો જતો હતો.

મને ચારે તરફથી ઘેરીને લોકો જોરથી બૂમો પાડવા લાગ્યા : 'એને શૂળી પર ચડાવો.' 'એને શૂળી પર ચડાવો' પણ હું ગમે તે રીતે સુરક્ષિત મરીના પહોંચી ગયો.

મેં 'પ્રણય-માર્ગ' પરની એક પથ્થરની બેંચ પર બેસીને સમય જોયો. દસ વાગ્યા હતા.

ક્ષિતિજમાં ચંદ્ર ઉપર ચડી રહ્યો હતો. આકાશમાં જાણે બધે જ ફૂલ જ ફૂલ . નિર્જન સાગર તટ અને ઉત્ફૂલ્લ પુષ્પ-સુગંધ લઇને વહેતી ધીમી લહેરખી.

"શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિની,
ફુલ્લ કુસુમિત દ્રુમદલ શોભિની."

ઈન ધ ડેસર્ટ મૂન .....

બસ આવી. ક્રૉસમાં ઊતરીને કિલ્લા તરફ જવાનું છે. કંડક્ટરે મારે માટે જ બસ ઊભી રાખી છે કે શું કદાચ ! તો જઉં. સરોની એક વાર્તા છે. એક ટ્રામ-કંડક્ટર સરોને કહે છે કે કઈ રીતે એક વાર્તા લખવી. શું એ જ રીતે આ કંડક્ટર પણ મને કંઇ કહેશે ? તું જે લખે છે તે બધું હું વાચું છું. ભાઈ, ખૂબ લખો !

કંડક્ટર, હું કૃતજ્ઞ છું.

બસમાં માત્ર બે માણસો હતા. એક યુવતી અને એક પુરુષ એ એનો પતિ હશે. એણે ઓરગંડીનું સુંદર બ્લાઉઝ પહેર્યું હતું. હું એનું મોં ન જોઈ શક્યો. તો યે મેં અનુમાન કર્યું કે એ સુંદર હશે. એનો અવાજ મીઠો હતો. એ ધીમે ધીમે ગાતી હતી:

ધ હેપી ડેઝ આર હિયર અગેઈન.
સ્કાય ક્લાઉડ્ઝ આર ક્લિયર અગેઈન

એના હવામાં ઝૂલતા વાળને સરખા કરતો એ એને ચોંટીને બેસી ગયો. એ કોઈ વાત પર હસી પડી. એણે ફરીથી ગાયું -

ધ હેપી ડેઝ આર...

એના આનંદમાં આખી દુનિયા ભાગ લઈ રહી હતી.

લેવલ ક્રોસિંગ પર ઊતરીને હું ભારે હૈયે કિલ્લા તરફ ચાલવા માંડ્યો.

રાત્રે જ્યારે ઓરડામાં પાછો આવ્યો ત્યારે બહુ મોડું થઇ ગયેલું.

હવાની સાથે વરસાદનાં ટીપાં પણ અંદર આવે છે ત્યારે હું એને યાદ કરું છું. વીજળીની ટ્રેન પસાર થાય છે ત્યારે મને એ યાદ આવે છે. જ્યારે મારા શરીરનો પ્રત્યેક અણુ-પરમાણુ નારીના સ્પર્શ માટે આતુર હતો ત્યારે મારી એની સાથે મુલાકાત થઈ હતી. એ મિલને એક નવું જ જીવન આપેલું કદાચ બધું કહ્યા છતાં એના વિશે મેં કંઈ જ નથી કહ્યું. કદાચ એના વિશે કંઈ ન કહેવું જ સારું છે.

યાદ આવે છે, મેં એને સૌથી પહેલાં ટ્રેનના ડબ્બામાં જોયેલી. એ સુંદર નહોતી છતાં બીજી બધી યુવતીઓથી જુદી હતી. મેં એના અગાધ નીલ નયનોમાં વિષાદની દુનિયા વસેલી જોઈ.

મેં એને દુઃખનું કારણ પૂછ્યું. છેલ્લે મેં એને એગમૂરમાં જોઈ. એ ઓવર બ્રિજ પરથી ઊતરતી હતી અને હું ટ્રેનમાં જઈ રહ્યો હતો, ઉપર જોતાં એનો જાડો પગ દેખાયો, હાથીપગો!

મારું હૃદય ઠંડું પડવા લાગ્યું. એ પછી એ કદી દેખાઈ નહીં. જોવાની ઇચ્છા જરૂર હતી. કદાચ એ પણ જતી વખતે મને શોધતી હશે. પરિચિત સ્ટેશન પર પહોંચતી વખતે મને ઉત્કંઠાથી જોતી હશે.

હું અપરાધી છું. પેલી વાર્તાની રૂપરેખા મેં છાતીએ વળગાડી રાખી. સવારે જોયું તો બધા અક્ષર લાલ થઈ ગયા હતા.

મારું લોહી !

મારી વાર્તા !!

# અંધકારનો આત્મા

એમ.ટી. વાસુદેવન નાયર

એ ગભરાતો ગભરાતો બહાર આવી ગયો. એણે પહેલાં ઓરડામાં જોયું, અચ્યુતન નાયર ભરઊંઘમાં હતો. એક ક્ષણ માટે એને શંકા થઇ આવી. શ્વાસ લેતી વખતે એનું ફૂલેલું ગળું જોવાની મજા આવતી હતી. અંદર દબાયેલી સોપારી પડવા માંડે છે. રુંવાડાવાળા એના હાથ અને જાડી જાડી આંગળીઓ જોઈ ઘૃણા થાય છે.ગુસ્સો પણ આવે છે.

એ હાથથી સાંજે... કાલે કે થોડા દિવસ પહેલાં ?

વેલાયુધને ગરદન ફેરવી. એમાં હજી પણ દુ:ખાવો થતો હતો.

એક દિવસ એ હાથ કાપી નાખીશ, પણ કોઇને ખબર ન પડવી જોઇએ. એક મોટું ચપ્પું પહેલેથી તૈયાર કરીને રાખવું જોઇએ. એ જ્યારે રુંવાડાવાળો હાથ સીધો રાખીને જમીન પર સૂશે ત્યારે, બસ, માત્ર એક જ વાર.

એને તો એવું જ થવું જોઇએ. નહીં તો એ આવી જ રીતે માણસોને હેરાન કર્યા કરશે.

કાલે...કાલે કે થોડા દિવસ પહેલાં ?

પશ્ચિમ વરંડામાં એને નવડાવવા માટે બેસાડવામાં આવ્યો. કેટલાક દિવસથી અચ્યુતન નાયર જ નવડાવતો હતો. વેલાયુધનને આ પસંદ નથી. બીજા લોકો નવડાવે ? એ શું બાળક છે ? મોટો થઈ ગયો છે, ઘણો મોટો થઈ ગયો છે. ગોપી જેવડો મોટો થઇ ગયા પછી કરુતિપ્પરમ્બના ઘાટ પર નાહ્યો છે. મા જ નવડાવતી હતી. હવે એ મોટો થઈ ગયો છે. ઘરડી દાદીમાં કહેતી, "વીસ-એકવીસ વર્ષનો માણસ છે -- સુકૃત્ક્ષયમ્ .....સુકૃત્ક્ષયમ્."

વેલાયુધનને ખબર હતી કે એ એને વિશે કહી રહી છે. છતાં પણ અચ્યુતન નાયર નહાવા માટે બોલાવે છે. એણે તાંબાના મોટાં મોટાં ત્રણ વાસણોમાં પાણી ભરી રાખ્યું છે અને એક પિત્તળનો ફૂટેલો લોટો નહાવા માટે...

વેલાયુધનને પાણી ભરેલા વાસણ પાસે જ્યારે બેસાડ્યો ત્યારે તેને મનમાં એક વિચાર આવ્યો : પશ્ચિમ બાજુના વરંડા પાસેથી એક નદી વહેતી હોત તો કેવું સારું

થાત ? ચટાઈ બાંધેલી મોટી મોટી હોડીઓ અને માછલી પકડવાની નાની નાની હોડીઓ એમાંથી જાત. એના ઓરડાની નાનકડી બારીમાંથી બધું દેખાત. ચંકમકતી માછલી ઊછળતી કૂદતી અહીં આવી જાત. મન થાય તો એને પકડી પણ લેવાત.

દીવાલ પાસેના નળની નીચે એણે ત્રણ વાસણોનું પાણી ઢોળી નાખ્યું.

પાણી માટી સાથે ભળીને વહી ગયું. એ એને જોઈ રહ્યો હતો ત્યાં જ અચ્યુતન નાયરે બોલાવ્યો, "વેલાયુધન !"

બોલાવતો નહોતો, બરાડો પાડતો હતો. વેલાયુધને ગભરાઈને એની સામે જોયું.

"ઘમંડ કરે છે ?"

એ કંઈ બોલ્યો નહીં. એની આંખો આગની જેમ સળગતી હતી. તાંબાના વાસણમાં મોં સંતાડવાનું વિચારીને એણે વાસણ ઊંચક્યું ત્યાં તો એક તમાચો પડ્યો.

"મને મારો નહી...મને મારો નહી..." એ જોરથી રડી પડ્યો.

દાદીમાએ આંખ લુછતાં કહ્યું, "ઈશ્વર માફ નહી કરે. આનું મગજ બરાબર નથી એટલે આમ કરે છે."

"તમે છોકરાનું કામ જોયું ?" મોટીકાકી બબડી, "માર્યો અને ઉપરથી ધક્કો પણ માર્યો. આ બધું ઘમંડને લીધે છે." દાદીમાં આંખ લૂછીને રુધાયેલા કંઠે બોલી, "સુકૃત્યક્ષયમ્....સુકૃત્ક્ષયમ્"

વેલાયુધને પોતાની ગરદન પર હાથ ફેરવ્યો. હજી પણ દુઃખતું હતું.

અય્યપ્પન પાસે એક ધારવાળું ચપ્પુ છે. એ સાંજે જયારે મજૂરી લેવા ચોખાના ગોડાઉનમાં જશે ત્યારે એ ચપ્પુ ઉઠાવી લેવું જોઇએ.

અચ્યુતન નાયર જ્યારે એનું ફૂલેલું ગળું ઊંચું-નીચું કરતો ઊંઘશે ત્યારે જોરથી એક વાર - માત્ર એક -

સવારે લોકો તમાસો જોશે.

આ ગાંડપણ નથી, ઘમંડ છે - એમ કહીને બૂમો પાડતો જેવો મારવા જશે - ત્યારે ખબર પડશે કે હાથ ગુમ થઈ ગયો છે.

અને હાથની શોધમાં જયારે આખા ઘરમાં દોડશે ત્યારે હું હસી હસીને ગોટપોટ થઈ જઇશ.

વેલાયુધન મોટા ઓરડાની બાજુના ઓરડામાં ઘૂસ્યો. એણે જોયું કે દાદીમા બારી પાસે એક ચટાઈ પર સૂતાં છે. દાદીમાના આખા શરીરે કરચલીઓ પડી ગયેલી એટલે એ સારી નથી લાગતી પણ એને નાની પર ગુસ્સો નથી, કારણ કે એ એને કદી મારતી નથી, કે કંઈ કહેતી પણ નથી. બાકીના બધાએ માર્યું છે. ગોપી ને કુટ્ટિશંકરને પણ છોકરા છે. છોકરાઓ મોટાંને ન મારે

મોટી કાકી નીચે નથી, એ એનું ભાગ્ય છે. એમનો ઓરડો ઉપર છે. મોટીકાકી,

ગોપી, એના પિતા જ્યારે જમીને ઉપર ચાલ્યા જશે, ત્યારે નીચે આવતાં મોડું થશે.

ઘરના દક્ષિણ ઓરડામાં બહુ અંધારુ છે. ત્યાં બપોરે પણ અંધારુ રહે છે. વચ્ચેના આંગણામાંથી એ ઓરડામાં થોડોક પ્રકાશ આવે છે. ખૂણામાં ચોખાથી ભરેલી ઓરડી અને મોટી મોટી ટોપલીઓ રાખી છે. એને ડર હતો કે આવા અંધારામાં અંદર કોઇ શેતાન બેઠા હશે તો. કદાચ મામા પણ ત્યાં સંતાઇને બેસે છે. નાળિયેરની ડાળ પણ ત્યાં હોઈ શકે. મને એનાથી જ મામા મારે છે. એમને એનાથી મારવાનું જ ગમે છે. પણ ત્યાં જો કોઈ શેતાન હોય તો મામા ત્યાં કઈ રીતે સંતાઈ શકે ?

આંગણામાં પહોંચતાં જ મામા યાદ આવ્યા, કારણ કે મામા નાળિયેરની ડાળથી મારવા માટે હંમેશા તૈયાર હોય છે. એક દિવસ મામાને પણ મારવું જોઇએ.

એને આંગણામાં જોતા જ આખા ઘરને હલાવી દે એવી બૂમ પાડશે... "અચ્યુતન...."

પછી અચ્યુતન ને દોડીને આવતાં વાર નહીં લાગે. એને આંગણાંમાં ન આવવાનો હુકમ કરવામાં આવ્યો છે. એ ગોળ ગોળ આંગળીઓથી એનો હાથ પકડીને લઈ જશે. એને એ આંગળીઓ પ્રત્યે નફરત છે કારણ કે એના સ્પર્શથી એવું લાગે છે જાણે દેડકા પર પંજો મૂકી દીધો હોય. એને આંગણામાં માર ખાવો નથી પડતો. દાદીમાના ઓરડામાં પણ માર નથી પડતો ઉત્તરના ઓરડામાં પહોંચી જાય તો બસ અચ્યુતનની દુનિયા ....

દરવાજાની આડશમાં ઊભા રહીને બહાર જોયું. કોઈ જ નથી, મામા અને શંકરનકુટ્ટી ક્યાંક ન જોઇ જાય. જોશે તો બૂમ પાડીને કહેશે, "જુઓ બાપુજી, મોટાભાઇ જાય છે."

મામી જોશે તોયે એવું જ થશે. એ મામાને નહીં બોલાવે, બૂમ પાડી ઊઠશે, "અચ્યુતન નાયર, જુઓ, આ બહાર આવી ગયો છે." ક્યારેક મને પણ પૂછશે, "હવે ક્યાં જાઓ છો ?"

એના સફેદ ધાબાવાંળા હોઠ એ જોઈ નથી શકતો. ઊબકો આવે છે. ટેકરા પરથી એક મોટો પથ્થર ઊંચકી લાવવો છે. એ જ્યારે અચ્યુતન નાયરને બોલાવશે ત્યારે એના મોં પર પથ્થર ઝીકી દઇશ.

કુટ્ટીશંકરનું શું કરવું ?

એના ટાલકા માથા પર ઘંટી મૂકીને એને કાન પકડીને ચાલવાનું કહેવું જોઈએ.

કેટલાય દિવસથી આંગણા સુધી પણ નથી ગયો. ખરે તડકે આંખો અંજાઈ જાય છે. તડકો ઓછો થાય ત્યાં મામા આંગણાંમાં આંટા મારે છે.

ઓણમ મહોત્સવ વખતે છાણથી લીપેલા આંગણામાં 'તૃક્કારપ્પન' દેવની ચારે બાજુ ચોખાના લોટથી રંગોળી કરવામાં આવેલી, આજે પણ એ એવી જ છે.

'તુક્કારપ્પન' દેવને જોવા આંગણા સુધી આવેલો ત્યાં તો અચ્યુતન નાયરે ગળું

પકડીને ધક્કો માર્યો. ત્યાં મામા મોટા મોટા લોકો સાથે વાતો કરતા હતા. એ બધા એને જોઈ ન જાય એટલા માટે એને મારીને ત્યાંથી હટાવી દીધેલો.

આંગણાંમાંથી ચળકતા કાગળ વીણી વીણીને, કોઠારની પશ્ચિમની દીવાલને આધારે મૂકેલી પાણી ખેંચવાની ટોપલીમાં ડુબાવ્યા, ઘટાદાર આંબા નીચે મોટીકાકીનો વાછડો વાગોળી રહ્યો છે.

શીતળ છાયામાં ઊભા રહીને વેલાયુધનને સુખાનુભૂતિ થઇ. હવે શું વિચારવાનું છે?

આમ જ ક્યાંક ચાલવા માંડું - અચ્યુતન નાયર કયાંક સૂતો હશે. મામા કોઠારની ઉપર છે. સારો મોકો છે.

દક્ષિણના દરવાજામાંથી નીકળીએ તો ત્યાં બ્રાહ્મણનું ઘર છે. ત્યાં જતાં બીક લાગે છે. બ્રાહ્મણોના ઘરની ઊંચી જગ્યાએ 'પુલ્લાનીના' છોડ વચ્ચે ચુડેલ માથું ખજવાળીને જૂ જોઈ રહી છે.

ભગવતી! ચુડેલ ક્યારેક દેખાય જાય - એ જ કામના. બાળકોનું લોહી ચૂસી લઇને એમનાં શબ ફેંકી દેવાં, એ જ ચુડેલનું કામ છે. મોટા મોટાઓને પણ હેરાન કરે છે. એ મોટો થઇ ગયો છે. દરવાજામાંથી ઘૂસતી વખતે માથું નીચું કરીને ચાલવું પડે છે. મૂછો પણ ફૂટી છે, એટલો મોટો થઈ ગયો છે. એણે મોં પર હાથ ફેરવ્યો ત્યાં ચળ આવતી હતી.

મોટો થઈ ગયો છે તો યે ચુડેલ સામે આવી જાય તો શું કરશે? એ તો હવાની જેમ ઝડપથી દોડતી આવે છે. મનમાં તો એમ જ કહેતો હતો કે હે ભગવતી, એને ન દેખાડ.

ભલે, પણ એકલો ઊભો હોઉ ત્યાં આવી જાય તો? કેળનું એક થડ હાથમાં લઇને રક્ષા કરી લઇશ. થડના પ્રહારથી એ ભાગી જશે, એમ કોઇકે કહ્યું હતું.

ઘણા વર્ષ પહેલાં ભાભીએ કહેલું, પણ એને એ હજી યે યાદ છે. રેશમી ચડ્ડી પહેરીને ચાલતી વખતે નદીકિનારે માટી ખોદતી વખતે.

દેવકીભાભી છે કે મા? શું આજે મા નથી? તાડના ઝાડની પાછળની જંગલી ઝાડી વચ્ચે માટીમાં સૂતી છે વહાલી મા. કપાયેલા કાનવાળી મીનાક્ષીબહેન અને માએ 'નટપ્પુરા'માં બેસીને કહ્યું હતું.

એ અથવા અમ્મુકુટ્ટિ હશે. એ જ વખતે એક કાગડો આવીને વાછડાની પીઠ પર બેસી ગયો. કાગડો ચાલાક છે એની એક આંખ ફૂટેલી છે. વેલાયુધન આ બધું જાણે છે. એણે નાનપણમાં વાંચેલું, 'કાગડો કાળો કાળી કોયલ' જેવી પાઠમાળા પણ એને આવડે છે. એને ઘણી વાતોની ખબર છે, છતાં કંઇક કહે કે કરે તો લોકો કહે છે મગજ ઠેકાણે નથી. "પૂર્વજન્મનાં કર્મ છે." એ સ્ત્રીની આંખો મીંચાઇ ગઈ. બહું સારું થયું.

આ બધી દુર્ગતિ જોવી ના પડી.

આ બધા લોકો એની વિરુદ્ધ છે. એનો તિરસ્કાર કરે છે. વેલાયુધનને એ બધી ખબર છે. કાગડો જ્યારે વાછરડાની પીઠ પર ચાંચ મારતો હતો ત્યારે ધીમે અવાજે કોઇકે બોલાવ્યો,

"મોટાભાઈ -"

પહેલાં તો એ ચમકી ગયો. થયું કે ચુડેલ હશે. પણ ચુડેલ નામથી નથી બોલાવતી, એ પણ કેટલો મૂરખ છે !

પાછળ ફરીને જોયું તો ઉઘાડી બારીમાં અમ્મુકુટ્ટી ઊભી છે. વેલાયુધન ખડખડાટ હસ્યો.

અમ્મુકુટ્ટીએ હાથમાં મેંદી લગાવી હતી, કેસરી રંગના રેશમી કપડાં પહેર્યાં હતાં, એના પર એનાં લાંબા લાંબા વાળ લટકતા હતા. પછી એણે ફરીથી બૂમ પાડી -

"મોટાભાઈ"

વેલાયુધનને કાંઈ જવાબ સુઝ્યો નહીં. એ એના લાલ લાલ ગાલ પરથી આંખ હટાવી ન શક્યો.

"મોટાભાઈ શું જુઓ છો ?"

"હૂં . . . હૂં"

"મોટાભાઈ, બહાર ન ફરો."

હવે એણે ધીરેથી આંખો ઊંચી કરીને ઉપર જોયું. રેશમી કપડાની નીચેથી અમ્મુકુટ્ટીનું પેટ દેખાતું હતું. એ શરમાઈ ગયો. અમ્મકુટ્ટી સાથે વાત કરતી વખતે એ થોડી વાર માટે અચ્યુતન નાયરને ભૂલી ગયો.

બારીનો સળિયો પકડીને એના હાથની સુડોળ આંગળીઓને અડવાની ઈચ્છા થઈ.

"ગોઠણ પર કેમ કરતાં વાગ્યું ?"

એનો કંઇ જવાબ ન આપ્યો.

એ સુડોળ આંગળીઓ પાકેલાં કેળાં જેવી સુંદર હતી.

"કેમ ? કાલે માર ખાવો પડ્યો ને ?"

એ ચુપ રહ્યો.

"શું વિચારો છો ?"

અમ્મુકુટ્ટીએ ધ્યાનથી સાંભળવા માટે માથું ફેરવ્યું.

"મામા આવી રહ્યા છે."

વેલાયુધન હજી પણ વિચારતો હતો ! એક વાર અડી લીધું હોય તો . . .? માત્ર એક વાર ?

"મોટાભાઈ, આ રોગ ચાલ્યો જશે."

"હૂં."

"અચ્યુતન નાયરની વાત માનવી જોઇએ."

"હૂં"

"નહીં તો માર ખાવો પડશે."

"હૂં."

"પરમ દિવસે રાત્રે શા માટે રડ્યા હતા ?"

"હૂં ... હૂં..."

અમ્મુકુટ્ટી બારી પાસે ઊભી રહી હાથ બહાર કાઢવાથી સહેજ અફસોસ થયો. પીઠ ફેરવીને કપડાં સરખાં કરી લીધાં પછી બારી પાસે હાથ ટેકવી લીધો. એનાથી જરા આરામ મળ્યો.

ગભરાતાં ગભરાતાં એણે પૂછ્યું હું એક વાર તમારા હાથને અડી શકું ?"

એ વાત સાંભળીને અમ્મુકુટ્ટીના મોં પર ફરીથી સ્મિત આવી ગયું. એ કાંઇક કહે ત્યારે ગોપી અને શંકરનકુટ્ટી જેમ મજાકભર્યું હસે છે એવું અમ્મુકટ્ટીનું હાસ્ય નહોતું. એનું હાસ્ય જોઇને એના મનમાં ગ્લાનિ થઈ.

એણે ધીરેથી આંગળીઓને અડી લીધું. અમ્મકુટ્ટીએ ત્રાંસી આંખે એની આ ક્રિયા જોઈ.

"મોટાભાઈ ! હવે જાઓ, નહીં તો અચ્યુત નાયર આવી જશે..." અમ્મુકુટ્ટીએ કહ્યું.

પણ એ પોતાની જગ્યા પરથી હલ્યો નહીં.

"જલદી જાઓ ને..." એ ફરીથી બોલી.

એણે ગંભીર થઇને ફરીથી કહ્યું. પણ એ ત્યાં જ ઊભો રહ્યો.

પશ્ચિમ ભાગનો દાદરો ચડીને, નાનકડા તંગ રસ્તા પરથી એ ગીત ગણગણતી જતી હતી. એનો સુંદર વિખરાયેલો કેશકેલાપ, પીળું બ્લાઉઝ, પાકેલી કેરી જેવા ગાલ ... ઓહ ! અમ્મુકુટ્ટી દેખાવમાં કેવી સુંદર છે !

કપડાં નીચે રહેવા દીધેલાં એથી વેલાયુધનને લાગી આવ્યું. કાદવમાં રગદોળાઇને ગંદાં થઈ ગયા છે. અરે, આખે શરીરે પણ માટી લાગી છે. આખા મોં પર નાના નાના વાળ ઊગી આવ્યા છે. હવે જ્યારે ગોવિન્દ હજામ આવશે ત્યારે એને કહેશે.

અમ્મુકુટ્ટીનું શરીર કેટલું ચોખ્ખું હતું, જરા પણ ગંદકી નહોતી. એણે જે કાળી કિનારની સાડી પહેરેલી એ પણ કેટલી ચોખ્ખી હતી. એ જ્યારે બારી પાસે ઊભેલી ત્યારે વાતાવરણ ચમેલી ને કેતકીની સુગંધીથી મહેકી ઊઠ્યું હતું. વેલાયુધન પોતાનો હાથ સૂંઘવા માંડ્યો હાય ... હાય... આમાં તો કૂકડાની ચરક જેવી વાસ આવે છે. સૂંઘવાને કારણે એને ઉબકો આવવા લાગ્યો.

અમ્મુકુટ્ટીના હાથને અડ્યો એનાથી એની આંગળીએ પણ એના હાથની ગંદકી લાગી ગઈ હશે. એને પોતાા પ્રત્યે નફરત થઈ ગઈ.

હું એને અડયો હતો એની જો મામીને ખબર પડી જાય તો કોણ જાણે કેટલાય લોકોને માર ખાવા પડે.

બધાનાં માથાં ફૂટી જાય. મામા, અચ્યુતન નાયર, મામી, મોટીકાકી બધાનાં. શંકરનકુટ્ટીનું પણ. એ અમસ્થો જ મશ્કરી કર્યા કરે છે, એને જો બીજો કોઇ છોકરો દેખાઇ જાય તો એને બોલાવીને બતાવશે ને કહેશે, "જો, આ બધું વેલાયુધનનું ગાંડપણ છે."

એનું પણ માથું ફૂટી જાય.

અમ્મુકુટ્ટી મજાકમાં નથી હસતી, એ દુઃખ પણ નથી પહોંચાડતી. હે ભગવતી ! એનું મંગળ થાઓ.

નાના રસ્તાની બંને બાજુએ વાંસનાં ઝુંડ છે. નીચે સાપનાં દર છે. વેલ એકબીજા પર એવી રીતે વળગી છે જાણે સાપ વળગ્યા હોય. દિવસે તો કંઈ બીક નથી, પણ રાત્રે ત્યાં ભૂત નાચે છે.

આ રસ્તો પેલી ટેકરીની નીચે પૂરો થાય છે. ત્યાં આંબાની નીચે હરિજન સ્ત્રીઓ પાણી ભરે છે.

"નાના શેઠ, ક્યાં જાઓ છો ?"

એણે કંઈ જવાબ ન આપ્યો. એને જાણાવની શી જરૂર ? કદાચ મામા પાસે ચાડી ખાવાનો ઈરાદો હશે આ લોકોનો અથવા અચ્યુતન નાયરને બોલાવી લાવશે.

રસ્તાની ધારે લાલ માટી ખોદીને બનાવેલા ખાડામાં કોઇએ જોરથી પથ્થર ફેક્યો.એણે ધીરે ધીરે ટેકરી પસાર કરી.

પાણી ભરતી હરિજન સ્ત્રીએ બાળકના માથામાં તેલ નાખતી પોતાની સખીને કહ્યું, ''એને આમ બહાર કઇ રીતે મોકલી દે છે ! દેખરેખ કરનારો કદાચ ભરઊંઘમાં સૂતો હશે."

વેલાયુધને એ લોકાના વાત પર ધ્યાન આપ્યું નહીં. એ પાછળ જોયા વિના ટેકરી પર ચડવા માંડ્યો. એની તળેટીમાં અનેકજાતના સૂકા છોડ છે. ટેકરીની વચ્ચે એક નાનો ખડક છે. ત્યાં પડેલા તાડગોળા વીણી લેવા જોઇએ. એ લેવાના હેતુથી જ વેલાયુધન ટેકરી પર પહોચ્યોં હતો. પથ્થર પર ઊભા રહીને નીચે જોવાથી બહુ મજાનું લાગતું હતું. ચારે બાજુ ફેલાયેલાં મકાનો, એક બાજુ મંદિરનો કળશ અને બીજી બાજુ સોપારીનો બગીચો. બધું કેટલું મોહક છે !

ખૂબ દૂર પૂર્વમાં સૂકાં ખેતરોનો પ્રદેશ છે, બીજી બાજુ લાલ માટીવાળી સડક છે અને એની પાછળ નદી.

રેતીથી ભરેલી ધરતી જોઈને વેલાયુધનના મનમાં અવ્યક્ત આનંદ ઊભરાવા લાગ્યો ... ગોયોને નવડાવવા લઈ જતા હરિજન છોકરાઓ, કાકડીના હરિયાળાં ખેતર, સફેદ નાળિયેરનાં પાંદડાં ખેંચીને પાણીમાં જતા માછલી પકડનારાઓ...

માએ કહ્યું પાણીમાં ન ઉતરતો. ત્યાં મગર છે.

માએ એમ પણ કહ્યું હતું કે એ ભયંકર પ્રાણી છે. પાણીમાં ઊતરીએ તો પકડી લે છે.

ત્યાં રમવાની ઇચ્છા થાય છે. અચ્યુતન નાયર, મામા તથા બીજા બધા લોકોમાંથી કોઇપણ એને ત્યાં રમવાની રજા નહીં આપે.

હા, દાદીમાં ક્યારેક રજા આપવા તૈયાર થઈ જાય છે. પણ પછી કહે છે, તારો રોગ દૂર થઈ જશે પછી...... વેલાયુધન....

હંમેશાં આ જ વાત સાંભળે છે - રોગ દૂર થઈ જશે પછી.

તમે બધા માંદા છો. ના ના, મારે એવું ન કહેવું જોઇએ.

આ બધાને લાકડીથી મારી નાખવા જોઇએ. બધા મરી જાય. ના ના, બધા નહીં, અમ્મુકુટ્ટી બચી જાય. બધા મરી ગયા પછી માત્ર અમે બે બચી જઇએ, પણ એકલો કેવી રીતે રહીશ ? બધી જગ્યાએ તો ભૂત હશે - આંગણામાં, ઓરડામાં, કોઠારમાં બધે જ. દાદીમાને પણ આ બધી ખબર છે. અમારા જૂના મામા ભૂત છે.

ચાત્તુમામા રાત્રે વહુના હાથે બનાવેલું કૂકડાનું માંસ ખાઇને, પાણી માટે તરફડી મરી ગયા હતા. માંસમાં ઝેર ભેળવવામાં આવ્યું હતું. એમણે બૂમો પાડ્યા કરી, પરંતુ કોઇએ સાંભળી નહીં. હજી પણ અંધારી રાતે એ પાણી માટે તરફડીને બૂમો પાડતા સંભળાય છે. વેલાયુધન એમનો અવાજ સાંભળવા માટે આખી રાત ધ્યાન રાખીને સૂએ છે.

બધું રાખ થઈ ગયા પછી કોઠારમાંથી મહોરથી ભરેલો ઘડો મળશે. જો સોનું મળી જાય તો 'તાન્ની ' ટેકરી પર ઝૂંપડીની જગ્યાએ એક મોટું ઘર બનાવી શકાય. એ દેખાવમાં મહેલ જેવું લાગશે. એની બારીઓ ફૂલથી સજાવેલી હશે અને દીવાલો પર ચિત્રો લગાવેલાં હશે. સોનાનાં વાસણ હશે. એ મહેલ ખૂબ ઊંચો આકાશને ચુંબન કરતો હશે.

એક દિવસમાં બધું રાખ થઈ જશે. લાલ લાલ જીભ બહાર કાઢીને બધાને ગળી જનારી આગ! એ વખતે હું સોનાની મહોરોથી ભરેલો ઘડો લઇને પેલી ટેકરી તરફ ભાગી જઇશ. સોનેરી કિનારવાળાં કપડાં. પહેરીને રાજકુમારીની જેમ ચાલીશ. અમ્મુકુટ્ટી દંગ થઈ જશે.

આજે જ આગ લગાવી દઉં ? સૌથી પહેલા કોઠારમાં મામા પણ પહેલાં જ રાખ થઈ જાય. અચ્યુતન નાયરને મામાએ જ રાખ્યો છે. 'બહાર જઇશ તો પગ કાપી

નાખવામાં આવશે -' મામાએ કહ્યું હતું. શંકરકુટ્ટીની પીઠ પર હાથ મૂક્યો હતો એટલે મામાએ મને ખૂબ મારેલો. અચ્યુતન નાયરના હાથમાં નાળિયેરના મોટા મોટા ટુકડા હતા.

મામા આખી રાત તાંબાનો ઘડો શોધશે પણ એમને નહીં મળે. તાશમામાએ ઘડો ક્યાં મૂક્યો છે એની કોઈને ખબર નથી. તાશમામાને પોતાને પણ ખબર નથી.

આ બહુ જૂની વાત છે. દાદીમાએ એને કહેલી. દાદીમાનાં પણ દાદીમાના બાળપણની વાત છે. તાશમામાએ વેપારમાં ખૂબ જ ધન એકઠું કરેલું. એ વખતે સોનાની મહોરો ચાલતી હતી.

એમણે ઘડામાં મહોરો ભરીને દાટી દીધેલી. ઘડો ક્યાં છે - કોઈને યાદ નથી, એ ખોદતાં ખોદતાં મરી ગયા.

હજી પણ રાત્રે ખોદવાનો અવાજ સંભળાય છે. એ સાંભળવા માટે વેલાયુધન પોતાના કાન સરવા રાખશે. સાંજે કોઠાર જોતાં ડર લાગે છે. તાશમામા ત્યાં ખોદવા માટે આવતા હશે.

બિચારા તાશમામા ગાંડા થઈ ગયા હતા એટલે બધી વાત ભૂલી ગયા હતા. વેલાયુધનને બધી વાત યાદ છે. હડકાયા કૂતરાને મારવાની વાત પણ યાદ છે. આંગણામાં લોહી હતું. બિચારો કૂતરો! હડકાયા કૂતરાને ટીપી ટીપીને મારવામાં આવે છે. મધમાખીના પૂડામાંથી આખા ખેતરમાં મધમાખીઓ ઊડવા માંડેલી. એ ગભરાઈ ગયેલો. એ પાકેલા ખેતરની વચ્ચે સંતાઈ ગયેલો. એ દિવસે અમ્મુકુટ્ટી પણ સાથે હતી. એક બીજી નાની છોકરી પણ હતી, પણ એ દેખાવમાં સુંદર નહોતી.

જેટલી ઘટનાઓ છે એ બધી એને યાદ છે. એટલે એનામાં ગાંડપણ નથી, એ ગાંડો નથી.

છતાં પણ ગોપી, શંકરનકુટ્ટી અને પાડોશણ માલૂએ કહ્યું, "એ ગાંડો છે."

એનાં મા-બાપને મારવાં જોઈએ. જૂઠું બોલીને માણસોને હેરાન કરે છે આ બધાને મારવાં જોઈએ.

એક ધારદાર ચપ્પુ જોઈએ.

છોડવાની વચ્ચેથી માથું કાઢીને એક કાળી બકરીએ બેં...બેં...કર્યું. બકરી જ છે કે શું ? - વેલાયુધન ચમકી ગયો. પછી ધ્યાનથી જોયું તો બકરી ગુમ. ચુડેલ બકરીના રૂપમાં આવીને સંતાઈ રહેતી હશે. એણે ભયથી ચારેતરફ જોયું. ઝગમગતા પ્રકાશમાં કાળા કાળા આકારો જયાં ત્યાં ભેગા થતા દેખાયા. પાસેના કાળા પથ્થરોનો ઢગલો હાલીને ઊંચો થતો દેખાયો. તડકો ચાલ્યો ગયો છે અને હવે અંધારું થવા માંડ્યું છે. અંધારામાં આગ ચાવનારું ભૂત રહે છે. એ વિવશ થઈને આંખ બંધ કરીને ઊભો

રહી ગયો. એ વખતે એને અંધારામાં અવાજ સંભળાયો, 'વેલાયુધન !' એક ખરબચડો હાથ એના ખભા પર પડ્યો.

"મને મારો નહીં...મન મારો નહીં ..."

"વેલાયુધન!"

"મને મારો નહીં...મને મારો નહીં..."

"વેલાયુધન!"

"મને મારો નહીં....મન મારો નહીં ..."

એ આંખો બંધ કરીને અંધારામાં બીકથી રડતો નાઠો...

"મને મારો નહીં...મન મારો નહીં..."

## 2

જ્યારે આંખ પરથી અંધારું દૂર થયું ત્યારે બહાર કેળની વચ્ચે પ્રકાશ ફેલાતો હતો. ઓરડામાં અંધારું છે. ચટાઈ પાથરીને આરામથી બેસી ગયો. માથામાં દુઃખાવો થવા લાગ્યો એટલે દીવાલનો ટેકો લઈને આરામથી બેઠો. ચારે બાજુ શાંતિ છે. બહાર પ્રકાશમાં કાળ કાળા આકારો આમતેમ હલી રહ્યા છે, પણ ઓરડામાં હોવાને લીધે ડરવાની કંઈ જરૂર નથી. નાની બારી છે. એમાંથી ભૂત અંદર નહીં આવી શકે.

પોપૈયાનાં પાંદડાંની વચ્ચેથી થોડુંક આકાશ દેખાતું હતું. સુંદર તોરણ જેવા તારા દેખાતા હતા. જોતજોતામાં એ બધા તારા કાળા થઈ ગયા. શું તારા પણ કાળા થઈ જાય?

ગોઠણ પર માથું ટેકવીને બેસી ગયો. જ્યારે આંખ બંધ કરે છે ત્યારે એમાંથી કાળા ને લાલ ગોળા નીકળતા દેખાય છે.

પ્રકાશની પ્રતીક્ષામાં ઓરડામાં બેસીં રહ્યો...

સવાર પડતાં જ કેળના છોડ વચ્ચેથી આ કાળા કાળા આકારો અલોપ થઈ જશે.

અચ્યુતન નાયરને જોતાં જ એ ગુસ્સાથી ધૂઆંપૂઆં થઈ જાય છે. દરવાજો બહારથી બંધ છે. પહેલાં તો આમ નહોતા કરતાં.

"દરવાજો ખોલો !" એણે જોરથી બૂમ પાડી.

કઈ જવાબ ન મળ્યો.

એણે ફરીથી બૂમ પાડી, "દરવાજો ખોલો." આ વખતે પણ કંઈ અવાજ નહીં. છેવટે એણે દરવાજા પર જોરથી લાત મારી.

દરવાજો તૂટીને નીચે પડી ગયો.

બહાર અચ્યુતન નાયર અને મામા દેખાયા. બંનેને એકસાથે જોઇને બીક લાગી. એકે પકડી લીધો ને મારવા લાગ્યો. આ લોકો શું કરવા માગે છે ?

હવે એની પાસે એક ચપ્પુ છે. એક જ પ્રહારમાં બંનેના માથાં નીચે. આ લોકો પોતાનાં માથાં સાચવી રાખે. જ્યારે મામા અને અચ્યુતન નાયર માગવા આવશે, ત્યારે પણ એ નહીં આપે!

એ આંખ ઝુકાવીને ઊભો રહ્યો.

મામાએ કહ્યું : "અરે તું મારા હાથનો માર ન ખા."

અચ્યુતન નાયર છાતી ખંજવાળતો બોલ્યો, "ઘમંડ કરે છે. હાડકાં તોડી નાખીશ, યાદ રાખજે, જરા બહાર જઇને તો જો, હું સરખો ન કરી દઉં તો..."

"મોં બંધ કર." મામાએ કહ્યું. "જરા પણ બોલ્યો તો પોલીસમાં સોંપી દઇશ."

એ વખતે વેલાયુધન પોતાના મનમાં વિચાર્યું કે પોલીસનું માથું પણ કાપી નાખવું છે.

ચપ્પુ મળી જાય તો એ એવું કરીને પણ બતાવશે. એ બબડવા માંડ્યો. મામાએ થોડેક દૂર ઊભા રહીને અચ્યુતન નાયરને કહ્યું, "હવે તો ઘણા લોકોને હેરાન કરવા માંડ્યો છે."

"આ બધો ઢાંગ છે ઢોંગ." અચ્યુતન નાયરે વેલાયુધન સામે આંખો ફાડીને જોતાં કહ્યું.

"બદમાશી કરીશ તો માથું તોડી નાખીશ." મામાએ કહ્યું. "આને પૂરી રાખવાનું જ સારું છે."

અચ્યુતન નાયર દરવાજો બંધ કરીને પાછો ચાલ્યો ગયો.

દરવાજો બંધ જ રહેશે. અચ્યુતન નાયર સવારે અને સાંજે થોડી વાર બહાર ફરવા લઈ જશે. એ ખભા પર હાથ રાખીને વેલાયુધનની સાથે ચાલે છે. વેલાયુધનને એ પસંદ નથી.

માત્ર એ જ એના ઓરડામાં આવે છે. ક્યારેક દરવાજા પાસે દાદીમાનો અવાજ સંભળાય છે – 'સુકૃત્ક્ષયમ્...સુકૃત્ક્ષયમ્...'

દિવસે પશ્ચિમ બાજુની બારી પાસે બેસવાનું વેલાયુધનને ગમે છે. ત્યાં બેસે તો પોપૈયાનું ઝાડ, કેળનો બગીચો અને બકરીઓ બાંધવાની જગ્યા જોઈ શકાય છે. પોપૈયાની નીચે ગોપીશંકર અને પાડોશના છોકરાઓ રમે છે. એ લોકો ક્યારેક ક્યારેક બારી પાસે આવીને દાંતિયા કાઢીને ભાગી જાય છે.

એક દિવસ શંકરનકુટ્ટીએ પીઠ પર ઢેફું માર્યું હતું. બીજે દિવસે વેલાયુધને પણ એનો બદલો લીધો હતો.

બહાર ક્યાંક કાંસાનું વાસણ પથ્થર સાથે ભટકાઇને પડ્યું. એનો અવાજ સારો

લાગ્યો. પછી બાળકના રડવાનો અવાજ આવ્યો. થોડીવાર પછી દરવાજો ખોલીને અચ્યુતન નાયર આવ્યો અને બોલ્યો, "બાળકોને હેરાન કરીશ તો તારું એકએક હાડકું ભાંગી નાખીશ."

વેલાયુધને વિચાર્યું, "એક લાંબું ચપ્પુ મળી જાય તો...."

"બોલ, બદમાશી કરીશ ? પોલીસના હાથમાં જવા ઇચ્છે છે કે શું ?"

"હું અચ્યુતન નાયરનું માથું કાપી નાખીશ."

"અરે !" એ બબડયો, "તે શું કહ્યું ?"

એ ફરીથી બબડ્યો, "હું માથું કાપી નાખીશ."

અચ્યુતન નાયરે હાથ ઉગામ્યો...એ રડી પડ્યો, "મને મારો નહીં...મને મારો નહીં..."

"... તને ચુપ રહેવાનું કહ્યું હતું ને ?"

"મને મારો નહીં..." એ વખતે બહારથી દાદીમાં કહેતા હતાં, "સુકૃત્યક્ષમ્... સુકૃત્યક્ષમ્..."

અચ્યુતન નાયરના ગયા પછી એ બારી પાસે બેસી ગયો.

બહાર પાંદડાની વચ્ચેથી કાળા આકારો આવતા-જતા લાગ્યા.

અંધારું થઈ જાય તો જ બીક છે.

અંધારામાં બારીમાથી કોઈ આવી જાય તો ? આગ ખાતું ભૂત... છુટ્ટા વાળવાળી ચુડેલ...તો...

એને રાત અને અંધારા પ્રત્યે નફરત છે. આખી રાત દીવાલને અઢેલીને બહાર જોતો બેસી રહે છે. કુહાડી પડવાનો અવાજ આવે છે? કે દરવાજામાંથી કોઈ તરસ્યો બોલાવે છે ?

...માટીથી મેલી થયેલી છાતી પર આંસુ પડે છે...કટેલું દુઃખ છે! બહાર નથી જોઈ શકતો તડકો ઓછો થતો જાય છે. અંધાર ફેલાવા માંડે છે.

આગ ચાવતા ભૂતને પોષનાર અંધકાર...

એ દીવાલ તરફ મોં કરીને ઊભો રહી ગયો. પાછું વળીને જોતાં બીક લાગતી હતી. બારીની બહાર કોઇક દેખાય છે ને !

ડોકું ફેરવીને ધીરેથી એક વાર જોયું. ગભરાઈ ગયો. વાળ ખુલ્લા છે મોઢામાં આગ છે કે શું ? છમ છમનો અવાજ, કદાચ પગમાં ઝાંઝર પણ...

"મોટાભાઈ..." એક મૃદુ સ્વર સંભળાયો.

એ તો ગભરાઇને જમીન પર મોં ટેકવીને સૂઈ ગયો.

"મોટાભાઈ ! એ તો હું છું."

દુઃખ અને ડરના કારણે મોઢામાં નીકળ્યું, "મને મારો નહીં...મને મારો નહીં..."

હવે પાંદડાની ચટાઈથી બારી બંધ કરી દીધી.

કેટલાય દિવસો વીતી ગયા પછી જ ઓરડાના અંધારાનો ડર ચાલ્યો ગયો. ચારે ખૂણામાં સંતાઇને બેઠેલા કાળા કાળા આકાર એના સાથી બની ગયા. એના કાનમાં તેઓ હજારો વાત કહેતા. એને પણ કંઇક કહેવું છે. એક દિવસ તાશમામાએ જે સોનાનો ઘડો દાટ્યો હતો, એને લેવા જવું છે...તાન્ની ટેકરી પર મહેલ બનાવીશ. એના સાતમા માળ પર બેસીને નદી અને હોડી જોયા કરીશ!...

નાળિયેરનાં પાદડાની વચ્ચેથી આંખોની એક જોડ દેખાય છે. બહારથી કોઇ જુએ છે. કેટલાય અવાજો સંભળાય છે.

"બિરાનકુટ્ટીનું ભાગ્ય..."

"એ સ્ત્રી આ દુઃખ જોયા વિના ચાલી ગઇ. કેટલું સારું થયું!"

દીવલ પર પડતા મહોર જેવા પ્રકાશને એ જોયા કરશે. ઉપર અંધારામાં છુપાઇને બેઠેલા મિત્રોને ઘણુંબધું કહેશે.

... એક વાર અચ્યુતન નાયર વાસણમાં ભાત લઇને આવ્યો. દરવાજો ખૂલતાં જ એ એની સામે કૂદી પડ્યો...થાળી બહાર રાખીને દરવાજો બંધ કરીને ચાલ્યો ગયો. પાછા આવ્યો ત્યારે હાથમાં એક મોટી લાકડી હતી.

"ફરીથી આવું કરીશ ?" એણે પૂછ્યું ત્યારે વેલાયુધને લાકડી જોઈ.

"મેં કેટલી વાર તેને કહ્યું છે કે સંડાસ લાગે ત્યારે મને બોલાવજે." પહેલો પ્રહાર ખભા પર પડ્યો. તે દિવસે વેલાયુધન બીજા દિવસોની જેમ રડ્યો નહીં એનું મન અને એની આંખો ગુસ્સાથી બળી રહ્યાં હતાં.

"એ એવી રીતે જોઇ રહ્યો છે જાણે બાળી જ નાખશે,"

પાછો માર પડ્યો.

"ફરીથી કરીશ? તારું ગાંડપણ છોડાવી દઈશ." નાયર કહેતો જતો હતો, મારતો જતો હતો.

"ફરીથી આમ કરીશ?"

અવાજ સાંભળીને દરવાજા પાસે દાદીમા આવી ગઈ અને પછી મોટી કાકી પણ.

દાદીમાએ રુંધાયેલા કંઠે કહ્યું, "અચ્યુતન, માર નહીં. ઈશ્વર તને માફ નહીં કરે."

"આ બધો ઢોંગ છે કાળીમા."

દાદીમાએ ફરીથી પોતાનું 'સુકૃતનક્ષયમ્' કહ્યું.

"મારાથી વધુ સારી બીજી એકે દવા નથી."

એટલી વારમાં મામા પણ આવી ગયા. દરવાજા પાસે આવતાં જ એમણે નાક દબાવી દીધું. અચ્યુતન નાયરે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું - એ વેલાયુધનને સવારે અને સાંજે બહાર લઈ જાય છે, છતાં પણ એ ઓરડો ગંદો કરી નાખે છે...

"શું ઓરડા[illegible] પણ બંધ નથી કરી શકતા ?"

"આને વિશે શું કહું ?"

"એવું હોય તો આ ઘરમાં કઈ રીતે રહેશે ? ગંદકીને લીધે કેવી રીતે કંઈ ખાઈ શકાય ?"

"ઉત્તર તરફના નાના ઓરડામાં મૂકી દઈએ તો ?" મામાએ કહ્યું.

એમાં દરવાજો નથી અને જો એમાં પણ સંડાસ કરશે તો ? વળી એ ઓરડો રસોડા પાસે છે."

અચ્યુતન નાયર મામાને જાત-જાતનું કહેવા લાગ્યો.

ગંદી આંખોને ઝડપથી ખોલતી અને બંધ કરતી દાદીમા પણ આ વાત સાંભળીને આંખ લૂછતાં 'સુકૃત્ક્ષયમ્ .... સુકૃત્યક્ષમ્' કહેવા લાગી, "આ બધું જોવા માટે મારે જીવવાનું ?"

કોઈએ દાદીમાની વાત પર ધ્યાન આપ્યું નહીં. એ ધીરે ધીરે ધ્રૂજતી ચાલી ગઇ.

તે દિવસે વેલાયુધને ભાત ખાધો નહીં. મામા અને અચ્યુતન નાયરની વાતો એને કાને પડી. એ લોકોએ મને મારી નાખવાનું નક્કી કરી નાખ્યું છે. ભાતમાં જરૂર ઝેર હશે. તાશમામાને પણ કૂકડામાં માંસમાં ઝેર ભેળવીને ખવડાવ્યું હતું ને?

દુખાવાથી આખું શરીર ધ્રૂજતું હતું.

લોઢાની થાળીમાં ભાત જમીન પર પછાડી દીધા. અરેરે...એણે જોયું કે આખી જમીન ગંદી થઈ ગઈ છે.... આ ક્યારે થયું. એ ઊલટી કરવા લાગ્યો.

પાંદડાંથી ઢંકાયેલી બારીમાથી બૂમ પાડી. એક ચપ્પુ મળી જાય તો ... અચ્યુતન નાયર બારીની પાછળ ઊભો રહીને જોતો હતો. મારવાની રાહ જોઈ રહ્યો છે...

નાળિયેરનાં પાંદડાની વચ્ચેથી જોતી બે આંખો.

એણે દીવાલ પાસે ઊભા રહીને ગભરાયેલા સ્વરે કહ્યું, "આવું નહીં કરું...આવું નહીં કરું, મને મારો નહીં..."

"મોટાભાઈ..." બહારથી સરળ સ્વરે કોઈએ બોલાવ્યો.

"કોણ છે ?"

"એ તો હું છું મોટાભાઈ ...અમ્મુકુટ્ટી ..."

"અમ્મુકુટ્ટી...અ ...અ...અ..અ..અ.." એને મજા પડી ગઈ.

"મોટાભાઈ..."

સાથે જ રડવાનો અવાજ. એણે એનું અનુકરણ કર્યું અને પછી જોરથી ડરાવતી ચીસ પાડી.

ફરીથી મૃદુસ્વરમાં એ જ અવાજ સંભળાયો.

બારી પકડીને ઊભો રહ્યો પછી પડકાર કર્યો, "માથું હું લઈશ."

ના ! પછી અવાજ ન આવ્યો. વાતાવરણ શાંત થઈ ગયું. લોકો અમસ્થા જ હેરાન કરે છે... ઘણી વાર સુધી બારી પકડીને ઊભો રહ્યો....પાંદડા વચ્ચેથી અંદર

ધીમી હવા આવતી હતી. દુખાવાથી પીડાતા ખભા અને ગળા પર શીતળ હવાના સ્પર્શથી સુખાનુભૂતિ થઈ.

પહેલાં કોણે બોલાવેલો ? ...શું શું સાંભળ્યું ? કંઇ સ્પષ્ટ નથી થતું. યાદ નથી આવતું...એ જાણે અંધારામાં ખોયેલી કોઈ વસ્તુને શોધી રહ્યો હતો.

એને એવું લાગ્યુ કે જાણે એ જ અવાજના તરંગો એના કાનમાં પ્રવેશી રહ્યા છે.

"મોટાભાઈ..."

... સાચું છે ! એ ચમકી ગયો. એની આંખો ભરાઈ આવી.

## 3

વેલાયુધન માટીના તૂટેલા વાસણનો એક ટુકડો હાથમાં લઇને જમીન પર સીડીનું ચિત્ર દોરતો બેઠો હતો.

અંધકારની રેખાઓ આંખ પરથી દૂર થઈ રહી છે. હવે ક્યાં છે ?

ચારે બાજુ નજર ફેરવી ઘરના દક્ષિણના ભાગના ઓરડામાં સૂતો છું. ઊઠીને ઊભો રહું છું તો માથું ભારે ભારે લાગે છે. પગમાં દુખાવો છે. હાલવાથી પગમાંથી એક અવાજ આવ્યો. જોયુ તો પગમાં સાકળ બાંધેલી હતી. માથું ઝુકાવીને બેસી ગયો અને ધ્યાનથી સાંકળ જોવા લાગ્યો. એનો એક છેડો એક મોટા લાકડાના થાંભલામાં કાણું કરીને બાંધવામાં આવ્યો છે. સાંકળ જકડીને બાંધેલી હોવાથી પગની ચામડી છોલાઈ ગઈ છે અને એ જગ્યા લાલ થઈ ગઈ છે. કોણે પગમાં સાકળ બાંધી દીધી !

વેલાયુધન વિચારવા લાગ્યો : આ ઓરડામાં ક્યારે આવ્યો ? કોણે આમ કર્યું ? બધા આવી જ રીતે મારી મજાક ઉડાવે છે.

આખી જમીન માટી-ગંદકીથી ભરેલી છે. આજુબાજુ કેટલું ગંદુ છે !

વેલાયુધન યાદ કરવા માંડ્યો. કંઈ સ્પષ્ટ યાદ નથી આવતું. વીતી ગયેલી વાતો ધુમ્મ્સ જેટલી જ ચોખ્ખી છે. એની વચ્ચેથી વારંવાર એક પ્રશ્ન ગુંજી ઊઠે છે : શું માણસને પણ સાંકળ પહેરાવવામાં આવે છે ? - કૂતરાની જેમ માંદો હતો એટલે જ આ નાના ઓરડામાં રાખ્યો હશે. પણ શું માણસને પણ સાંકળ પહેરાવવામાં આવે છે ? - કૂતરાની જેમ...

બહાર આછા તડકાવાળી સાંજ છે. આંગણાંની કેળ પરથી ખિસકોલી દૂધ પીએ છે. એ દાંતથી કેળાની પાંખડીઓને ખોલે છે. એક પાંદડાથી બીજા પાંદડામાં.... પછી ત્યાંથી બીજા કેળામાં....

રસોડામાં અવાજ સંભળાય છે. કાઈ બહાર આવી જાય તો ... કદાચ હું માંદો

હતો એટલે જ એ લોકોએ મને આ ઓરડામાં રાખ્યો છે. કોઈ બહારથી આવી જાય તો કહી શકાય કે મને કોઇ જાતની માંદગી નથી...હવે રોગ મટી ગયો છે, પગની સાંકળ કાઢી નાખો....શું માણસને પણ સાંકળ પહેરાવવામાં આવે છે ?

રસોડાની બારી ખોલીને કાઈ કૂવામાંથી પાણી ભરી રહ્યું છે. પાણીમાં ડોલ નાખવાનો અવાજ આવે છે.

"મોટી...કાકી, મોટી કાકી...!"

કંઈ જવાબ મળ્યો નહીં.

કોને બોલાવું? આ બધા કેવા વિચિત્ર લોકો છે? હવે મને કંઈ નથી...કંઈ નથી...

માટીમાં રગદોળાયેલાં કપડાં અને ગંદું શરીર જોઇને એને ઘૃણા થઈ. પોતાનું શરીર ધ્યાનથી જોઇને એ શરમાઈ ગયો. કમરની નીચે એકે કપડું નથી. હાય... હાય.... કાઈ જોઈ લેશે તો શું કહેશે ? કોઈ કપડાં વિના જોઈ ન લે ... શું એ નાનું બાળક છે, મોટો થઈ ગયો છે. ઘાટી દાઢીને લીધે ગળા પર ખજવાળ આવે છે. કપડાં પહેર્યા વિના ...

વેલાયુધન માથું નીચું કરીને બેસી ગયો. એક કપડું જોઇએ. કોને બોલાવે ? મોટી કાકીને ... ના, એણે ગોપીને બોલાવ્યાં. જોરશોરથી વારંવાર બોલાવ્યો.

કપડું પહેરું એ પહેલાં કોઇ અંદર ન આવી જાય. કોઇએ ઓરડા પાસે આવીને પૂછ્યું, "શું છે ?"

"અહીં ન આવો... ગોપી ક્યાં છે?"

"હું ગોપી છું."

ગોપીએ કિનારીવાળી લાલ રંગની ચડ્ડી અને ખમીસ પહેરેલાં. બહુ હોશિયાર થઈ ગયો છે.

"મને શા માટે બોલાવ્યો ?"

"મને એક કપડું જોઇએ છે."

"ફાડવા માટે ને ! ઊં...હું..."

"નહીં ફાડું, ગોપી જલદી લાવ...કોઈ આવે તે પહેલાં..."

ગોપી દ્વિધામાં પડી ગયો.

"ડાહ્યો છોકરો છે ને, જલદી લાવ......"

ગોપી એક સારું કપડું લઇ આવ્યો. વેલાયુધન ખુશ થઇ ગયો - તદ્દન સારું હતું.

"ફાડશો "

"ફાડીશ ? શા માટે ?"

"ફાડવા માટે નહીં આપું."

"અહીં આ, ગોપી ... કોઈ જોઈ જશે તો -"

ગોપીએ દૂરથી કપડું ફેંકી દીધું.

વેલાયુધનને કપડું મળતાં અપાર સંતોષ થયો. હવે જો કોઈ આવી જાય તો કંઈ વાંધો નથી.

"મારા પગમાં સાંકળ કોણે નાખી ?"

ગોપીએ જવાબ ન આપ્યો.

"આને ખોલવા માટે જરા ..."

ગોપી સહેજ હસ્યો.

"અરે આને ખોલી નાખો. હું શું કૂતરો છું ?"

ગોપી ચાલ્યો ગયો.

"આ સાંકળ ખોલવાવાળું કોઈ નથી ?"

એણે દાદીમાને બૂમ પાડી, પછી મોટીકાકીને બોલાવી, પણ કોઈ આવ્યું નહીં. કોઈએ સાંભળ્યું નહીં. દૂરથી કોઇની ચાખડીનો ખટખટ અવાજ. થોડી વાર પછી મામા ઓરડી પાસે આવીને ઊભા રહી ગયા.

વેલાયુધન માનભેર ઊભો થઈ ગયો - મામાની સામે એ બેસી ન શકે.

"શું છે અલ્યા ?"

એણે એનો કંઈ જવાબ ન આપ્યો.

"હું ?"

"આને જરા ખોલી નાખો ..."

"લોકો પર ચડવા માટે ?"

"મને સાંકળથી શા માટે બાંધ્યો છે ?"

"તારા ઘમંડ અને ગાંડપણને લીધે. તારું ગાંડપણ જરા ઓછું થઈ શકે છે - જરા જોઇએ તો ..."

મામા ખટખટ કરતા ચાલ્યા ગયા. વેલાયુધનને થયું, એણે શેનું ઘમંડ કર્યું છે ? ચેન નહોતું... હવે ... હવે કંઈ નથી....કંઈ જ નથી.

એને જોરથી બોલાવવાની આદત પડી ગઈ છે.

"મને કંઈ નથી, મને ગાંડપણ નથી..."

સાંકળને કારણે એ બહુ હેરાન થઈ ગયો. આ ખોલવા કોઈ નહીં આવે ? એ ગળું ફાડીને રડવા લાગ્યો. કોઈ નહીં આવે ? ... નહીં આવે ?

લાચાર થઇને એણે બહાર જોયા કર્યું. દૂર આમલીનાં પાંદડાંની વચ્ચેથી નીલાકાશ દેખાતું હતું. ત્યાં લાલ અને કાળાં વાદળોના ટુકડા છવાઈ ગયા હતા, કપાળ પરનો પરસેવો લૂછીને એણે હાથથી પગ પંપાળ્યા. સાંકળ ઝણઝણી ઊઠી.

રડવાનું રોકી એ કંઈક યાદ કરવા લાગ્યો. એના પર શી શી વીતી છે ?

બધાએ કહ્યું કે મને રોગ થયેલો... પણ હવે મને કંઈ નથી, કંઈ નથી... મને

ખોલી નાખો...

ઊધઈ લાગેલા જૂનના થાંભલાને અઢેલીને બેસી ગયો. થોડી વાર પહેલાં શરીર પર કપડું પણ નહોતું. કોણ જાણે કોણે જોયું હશે ?

અમ્મુકુટ્ટી !

અમ્મુકુટ્ટીને એક વાર જુએ તો ...

એને ઘૃણા ઊપજશે. મારા પર માટી જ માટી લાગેલી છે. એક વાર એનું મોં જોઈ શકું તો. દાઢી બહુ વધી ગઈ છે.

અમ્મુકુટ્ટીના શરીર પર જરા પણ ગંદકી નથી. એની પાસે બેસું તો તેલ અને ફૂલોની સુગંધ આવવા લાગે છે.

અમ્મુકુટ્ટીને યાદ કરતાં એક અજબ રહસ્યનું સ્મરણ થાય છે. કોઈ નથી જાણતું. કોઇને કહીશ પણ નહીં. આંબાની છાયામાં અમે બંને એક સાથે કેરી પડવાની પ્રતીક્ષામાં બેસી જતાં હતાં ત્યારે ...

મેં એના ગાલ પર ધીરેથી થપ્પડ મારેલી, ત્યારે એ ગુસ્સામાં આવી જઈને મારા શરીર પર નખોરિયાં ભરવા લાગેલી.

એ વખતે અમે બાળક હતાં. ઘણા વખત પહેલાંની વાત છે. હવે કેટલા મોટાં થઈ ગયાં છીએ !

એ પછી શુંનું શું થઈ ગયું ? કેટલીયે વાતો અસ્પષ્ટ છે. એક બંધ દરવાજો. કેળાનાં પાંદડાં ઢંકાયેલી બારી. એ અંધકારમાં કોણ જાણે કેટલીયે ઘટનાઓ ઘટી ગઈ. આ સાંકળ મારા પગમાં ક્યારે આવી ગઈ ?

''મોટાભાઇનો રોગ દૂર થઈ જશે'' એ મધુર અવાજ ક્યાંક દબાયેલો રહે છે. એને રોગ હતો - એ લોકોએ કહેલું. બધા લોકોએ એવું જ કહેલું - ઓ ભગવાન, આ બધું સાચું છે ? શું એનું કહેવું સાચું છે ?

ગોઠણ વચ્ચે માથું દબાવીને ખૂબ રડ્યો. જ્યાં સાંકળ બાંધેલી ત્યાં બહુ દુઃખનું હતું.

છતાં પણ સંતોષ છે, રોગ દૂર થઈ ગયો છે.

''મને કંઈ નથી. મને કોઈ રોગ નથી -''

એ જોર જોરથી બૂમો પાડવા લાગ્યો, ''મને ખોલી નાખો ! .... મારાં બંધન કાપી નાખો .....''

કોઈ આવ્યું નહીં. બૂમો પાડવા છતાં કોઈ સાંભળતું નથી ! માણસને સાંકળથી ન બંધાય. હું કંઇ હડકાયું કૂતરું નથી. ''મને છોડી દો... છોડી દો મને ...''

એ આશાભરી આંખે વરંડા તરફ જોવા લાગ્યો.

બહારથી કોઈ જોઈ રહ્યું છે. એ શું શંકરનકુટ્ટી છે ? હા, એ જ છે.

''શંકરનકુટ્ટી ?''

એ સામે આવી ગયો.

"શંકરનકુટ્ટી, જરા પાસે આવ."

એણે માથું હલાવી દીધું.

"પાસે આવ ને, એક વાત પૂછવી છે."

"મારવા માટે ?"

"ના, શંકરનકુટ્ટી, હું નહીં મારું." એનો કંઠ રુંધાઈ ગયો

તો યે શંકરનકુટ્ટી શંકા થઈ.

"હું કંઈ નહીં કરું, ભાઈ."

શંકરનકુટ્ટી ડરતો ડરતો જરા આગળ આવ્યો અને બોલ્યો, "અહીં આવવાની મનાઈ કરવામાં આવી છે."

"કોણે મનાઇ કરી ?"

"બાપુજી -"

"શંકરનકુટ્ટી, મારા પગમાં સાંકળ કોણે બાંધી દીધી ?"

શંકરનકુટ્ટી ડરતો ડરતો વેલાયુધન જોઈ રહ્યો હતો.

"કોણે ?"

"બાપુના કહેવાથી લુહારે."

"એને જરા ખોલી નાખ."

"હું નહીં ખોલું."

"શંકરનકુટ્ટી, મને કંઈ નથી થયું. આને જરા ખોલી નાખ."

"ઊં...હું."

રુદન રોકવાનો પ્રયત્ન કરતાં વેલાયુધને કહ્યું, "ના, હું ગાંડો નથી. શંકરનકુટ્ટી.... આને કોણ ખોલશે ? દાદીમાં આવી જાય તો હમણાં ખોલી નાખશે. એ જ એની વાત સમજે છે. જો અમ્મુકુટ્ટી આવી જાય તો ...."

"શંકરનકુટ્ટી, મારી દાદીમાને બોલાવી લાવીશ ?"

શંકરનકુટ્ટી તાળીઓ પાડી પાડીને હસવા લાગ્યો.

"જરા બોલાવ ને."

"વેલાયુધન, ગાંડો છો. દાદીમા તો મરી ગઈ."

એ સાંભળીને વેલાયુધનને દુઃખ થયું. દાદીમાના મૃત્યુના સમાચારે એને આઘાત પહોંચાડ્યો. આ અંધારામાં એની પરવા કર્યા વિના કેટકેટલી ઘટનાઓ ઘટી ગઈ !

કેટલા દિવસ ? કેટલા મહિના ?

સાંકળ ફરીથી ઝણઝણી ઊઠી.

આને કોણ ખોલી શકે ? કોઈ સાંભળતું જ નથી.... કોઈ સાંભળતું નથી.... એ

ધીમે અવાજે બબડ્યો.

"શંકરનકુટ્ટી, જરા આસ્તેથી બહેનને અહીં બોલાવી લાવ."

અમ્મુકુટ્ટીને કહું તો કદાચ એ સમજી શકશે કે મને હવે રોગ નથી.

"બહેન અને મામા, બધાં ચાલ્યાં ગયાં છે."

શંકરનકુટ્ટીના મોઢા પર પરિહાસ કરતાં સહાનુભૂતિ વધુ હતી.

"ક્યારે ગયા ?"

"થોડા દિવસ થયા. હું પણ ગયેલો. કાલે બાપુજીની સાથે આવ્યો છું."

"ક્યારે આવશે ?"

"હવે નહીં આવે."

"કેમ ?"

"આવતે મહિને બહેનનાં લગ્ન છે. ને ?"

એ પછી વેલાયુધને કંઈ ન કહ્યું.

કંઈ ખબર નથી. માંદગી હતી. હંમેશાં બંધ રહેતો દરવાજો. નાળિયેરનાં પાંદડાંથી ઢંકાયેલી બારી. રૂંવાડાથી ભરાયેલો એક ખરબચડો હાથ અને ....

"મોટાભાઈનો રોગ ચાલ્યો જશે......"

હજી એને મળવાનું હતું. અમ્મુકુટ્ટી, મને હવે રોગ નથી... એને નથી ખબર. હવે કદી નહીં આવે.

લોઢાના વાસણમાં ભાત અને શાક લઈને એક સ્ત્રી આવી. થોડેક દૂરથી જ એણે વાસણ આગળ ધકેલી દીધું. એને મોટા મોટા દાંત હતા. વક્ષસ્થળ પર કંઈ પહેર્યું નહોતું. વેલાયુધનને ખબર નહોતી કે આ કોણ છે. છતાં બોલ્યો, "આ સાંકળ જરા ખોલી આપો- -" એ બીક લાગે એવી આંખોથી એના તરફ જોઈને બોલી, "તારું મગજ ઠેકાણે આવે પછી."

"મને - મને રોગ નથી. મને છોડી દો."

બહાર નીકળેલા દાંતની વચ્ચેથી થૂંકીને એ ચાલી ગઈ.

અંદરથી બૂમાબૂમ સંભળાઈ. મોટીકાકીનો અવાજ છે. એ ગોપીને ખિજાય છે.

"પેલું સારું કપડું તેં એને શા માટે આપ્યું ? એ ફાડી નહીં નાખે ? "

"મને માત્ર એ જ દેખાયેલું."

"તને શું કહું ? ગાંડપણ એકલા વેલાયુધનને નહીં તને પણ છે..."

વેલાયુધનને કહેવાનું મન થયું કે મોટીકાકી, મને ગાંડપણ નથી.

ભૂખ લાગી છે. થાળીમાંથી થોડુંક ખાધું. કેળના બગીચામાંથી પસાર થતું અંધારું આવી રહ્યું હતું. દાતરડું ને ડંડો લઈને કોઈ કેળના વૃક્ષો વચ્ચેથી ચાલી રહ્યું હતું. દાતરડાની અણી સિવાય એને કઈ જ દેખાતું નહોતું.

જોતજોતામાં એ દાતરડાથી એક કેળનું ફૂલ કાપી નાખે છે અને પાંખડીઓની વચ્ચેથી મધ ચૂસી લે છે. અમ્મુકુટ્ટીને મધ ભાવતું નથી. એને કેળાનાં ફૂલની અંદરનો ભાગ પસંદ છે. તેક્કેકાટ્ટ જાનકીને પણ એ જ ગમે છે. એવી કળી મળી જાય તો એ બંને લડી પડે છે.

"પત્તાં નાખીને જોઈએ."

"હું નાખીશ."

"ના, મોટાભાઈ જ નાખે -"

એ તુલસીના પાંદડાં તોડીને પૂછે છે, "ઉપરનું કે નીચેનું ?"

પાંદડું પડે ત્યાં સુધી અમ્મુકુટ્ટી ચૂપ રહેશે. જાણે ભગવાનને પ્રાર્થના કરી રહી હોય!

હવે અમ્મુકુટ્ટી ક્યાં ગઈ ? શા માટે ગઈ ? નાનાપણથી તો અહીં જ હતી.

હું મામાની સાથે મામીને ઘેર ગયો હતો. ત્યાં ચણોઠીના કેટલાં બધાં ઝાડ છે. રસ્તા પર ચણોઠી પથરાયેલી રહે છે. એમનું ઘર નહેરની પાસે છે. વિચાર કરતાં એને દરેક ઓરડામાં કાચના લખોટા અને દીવાલ પર ટાંગેલાં હરણનાં શિંગડાં દેખાય છે. અમ્મુકુટ્ટી ત્યાં શું કરતી હશે ?

નાહ્યા પછી આંગણાના દક્ષિણ ભાગમાં એ પોતાના વાળ ઓળતી હશે. હવે નહીં આવે ? અમ્મુકુટ્ટીને એક વાર જોઈ લેત તો ... લગ્ન થયાં પછી એ અહીં કદી નહીં આવે. એક વાર જોવા મળે તો ! ...

વેલાયુધન દીવાલ સાથે પીઠ ઘસવા લાગ્યો. પગની સાંકળ ઝણઝણી ઊઠી. આ જો ખૂલી જાય તો ઓરડીની બહાર જઈ શકાય. સાંકળ ખેચતાં આંગળીઓ છોલાઈ ગઈ. આ નહીં ખૂલી શકે ? આને કોઈ આવીને નહીં ખોલી આપે ?...

મોટીકાકી બકરી બાંધવા માટે ઓરડીની પાસેથી નીકળી, એમણે ત્યાં જોયું પણ નહીં.

ઘરના વરંડામાં બેસીને ગોપી અને શંકરનકુટ્ટી રામ-રામ જપી રહ્યા હતા....

મોટા-મોટા દાંતવાળી સ્ત્રી થાળી પાછી લેવા આવી. એને સાંકળ જરાક ખોલવા માટે વારંવાર વિનતિ કરી.

"આને જરા ખોલી આપો ને ?"

"લોકોની પીઠ પર ચડવા માટે !"

એ ભીની આંખો લૂછતો આકાશ તરફ જોવા લાગ્યો. ચમકતા ભીના લાલ રંગ જેવો રંગ. જ્યાં જુઓ ત્યાં કાલિમા જ કાલિમા. માત્ર એક ચળકતો તારો. એનાથી ઓરડો ભર્યો ભર્યો લાગે છે.

એ લોકો રામરામ કર્યા પછી રામાયણ વાંચવા લાગ્યા. આ મામાનો અવાજ છે. ઉત્તર ભાગથી ઓરડા તરફ પ્રકાશ આવ્યો.

અંદર દીવો બળી રહ્યો છે. રસોડામાં વાસણોનો ખખડાટ સંભળાયો. એમાંનું કોઈ હજી પણ અહીં નહીં આવે.... એણે અંધારામાં ધીરેથી કહ્યું, "મને છોડી દો, મને છોડી દો..."

પાડોશમાં પણ કોઈ નથી ? આ સાંકળને જરાક ખોલી આપો ને ?

એ ખૂબ જોરથી બૂમ પાડી ઊઠ્યો, "અમ્મા... અમ્મા..."

વરંડામાં એક દીવો દેખાયો. સાથે જ એક અવાજ આવ્યો, "વેલાયુધન !"

"મને છોડી દો.... મને છોડી દો...."

"ચુપચાપ પડ્યો રહે, નહીં તો હાંડકાં-પાંસળાં ભાંગી નાખીશ."

પછી દીવાનો પ્રકાશ ચાલ્યો ગયો.

ઘરમાં અવાજો બંધ થઈ ગયા. આંગણામાં અંધારામાં જે કોઈ હશે એનું મૃત્યુ છે. કરડતા કૂતરાને સાંકળથી બાંધી રાખ્યો છે, પરંતુ માણસને ... જરા સાંકળ ખોલી દો ને ... એક આંકડો તૂટી જાય તો સારું થાય.

ધૂન છે. આ બધાને ધૂન છે. નહીં તો કોઈ અમસ્થો જ શા માટે આટલો હેરાન કરે?

"મને કંઈ નથી ... હું ગાંડો નથી."

એણે જોરથી સાંકળ ખેંચી. હાથમાં દુખવા છતાં ખેંચ્યે રાખી.

કાળજું ધકધક થવા લાગ્યું. જ્યારે શ્વાસ અટકવા લાગ્યો ત્યારે એ આંખો બંધ કરીને સૂઈ ગયો. પછી આંખો ખોલી તો ખબર પડી કે એ સ્વપ્ન જોઈ રહ્યો હતો ! નાનપણમાં દાદીમાં માણેક - મોતી મેળવનાર રાજાની વાર્તા ખોળામાં બેસાડીને સંભળાવતી હતી. સરોવરની વચ્ચે એક મહેલમાં એક રાક્ષસે રાજકુમારને સાંકળથી બાંધી રાખ્યો હતો એ સાંકળ આગમાં બળી ન શકે કે કાપતાં કપાઈ ન શકે. ખૂબ મજબૂત હતી. મા લાકડાં લેવા આવી. એણે મંત્રસિદ્ધ ચપ્પુ આપ્યું. એ જોતાં જ સાંકળ તૂટી ગઈ. સફેદ ઘોડા પર ચડીને રાજકુમાર અને રાજકુમારી સાતમે માળ પહોંચી ગયાં ...

જ્યારે આંખો ખૂલી ત્યારે ત્યાં નહોતો મહેલ, નહોતો માણેક-મોતી કે નહોતો સફેદ ઘોડો. ઓરડીમાં ચાંદની ડોકિયું કરતી હતી, આંગણામાં પડછાયા ચિત્રો દોરતા હતા.

એ વિચારવા લાગ્યો કે હવે પોતે ક્યાં છે ? હાલ્યો ત્યાં ફરીથી સાંકળ ઝણઝણી ઊઠી.

ગુસ્સાથી સાંકળ પકડીને દીવાલ પર પગ મૂકીને જોરથી ખેંચી. એક અંકોડો ખોલી શકે તો સારું.... એક એક અંકો એકવાર ફરીથી જોરથી ...

અરે ...

એ ઊંધી બાજુ લપસી ગયો. સાંકળ તૂટી ગઈ.

ઊઠ્યો ત્યાં તો આખું શરીર દુખાવાથી ફાટતું હતું.

લંગડાતો આંગણામાં ભાગ્યો. એક એક ડગલું ચાલતાં પગ લથડી જતા અને સાંકળ ઝણઝણી ઊઠતી.

દાદરો ઊતરીને દરવાજો ખોલ્યો અને બહાર આવી ગયો.

સામે ખેતર છે, એની વચ્ચેથી જતા રસ્તા પર ચાલતી વખતે એને થયું, ક્યાં જવું હવે ?

સૌથી મોટી આશા બંધ ઓરડીમાંથી બહાર આવવાની હતી. સવારે એ લોકોની નજરે પડીશ તો ફરીથી સાંકળ...

ક્યાંક ચાલ્યો જાય તો -

હવામાં હાલતાં નાળિયેરનાં પાંદડાંના લય-તાલ સાથે સાંકળમાંથી પણ અવાજ નીકળ્યો. પછી એક કૂતરાનો આર્તનાદ સંભળાયો. વેલાયુધનને થયું, સાંકળથી જકડાયેલો કૂતરો હશે.

ઉપર કાળું આકાશ હતું. પરંતુ ચંદ્રના પ્રકાશે રસ્તો દેખાતો હતો.

નિઃશબ્દ રાત્રિમાં માત્ર એની સાંકળનો ઝણઝણાટ ગુંજી રહ્યો હતો. ખેતર રસ્તા સુધી ફેલાયેલાં છે. કેવડાના છોડની વચ્ચેથી પસાર થઇને સડક પર આવી ગયો. અહીથીં સડક નદીને કિનારે જાય છે.

એ લોકો સવારે જ્યારે જોશે ત્યારે વેલાયુધન નામનો આ કૂતરો સાંકળના બંધનમાં નહીં હોય. આ વાત પર એને જોર જોરથી હસવાનું મન થયું. પરંતુ એમના હાથમાંથી છુટકારો મેળવવાનું જરૂરી છે. ક્યાં જઇને હું એમની આંખોથી બચી શકીશ ? કોઇ મારા પર વિશ્વાસ નહીં કરે.... કોઈ મારી વાત નહીં સાંભળે.

એણે પોતાને જ કહ્યું, મને ગાંડપણ નથી ... હવે કોઈ જાતનો રોગ પણ નથી....

અમ્મુકુટ્ટીએ કહ્યું હતું. "મોટાભાઇનો રોગ ચાલ્યો જશે..."

... મારી વહાલી અમ્મુકુટ્ટી ! મને એકે રોગ નથી. માત્ર એને જ મારી વાત પર ભરોસો બેસશે.

રસ્તાની માટી ભીની છે. ઝાકળ પડવાને લીધે જ એમ થયું હશે. આ રસ્તે ચાલ્યાને વર્ષો વીતી ગયાં. બંધ દુકાનો, ઘાટ પાસેની મસ્જિદ વગેરેની પાછળ મૂકતો એ ચાલ્યો જતો હતો. સ્મશાન અને જેના પર ભૂતનો વાસ હતો તે વડના વૃક્ષ પાસેથી પસાર થતી વખતે આજે એને જરા પણ ભય લાગ્યો નહીં.

માથા પરનું પીળું આકાશ ધીરે ધીરે સફેદ થતું જતું હતું. છાયામાં સહેજ પ્રકાશનો આભાસ થતો હતો. રસ્તાની કોર પર એક ઊંચા પથ્થરને અઢેલીને વેલાયુધન ઊભો રહી ગયો. પૂર્વમાં લાલિમાં છવાઈ ગઈ છે.

હું ક્યાં ઊભો છું? ખેતર વચ્ચેની જગ્યા જોતાં સ્થાનની ખબર પડી. એ જગ્યાએ પાઠશાળા છે. ખેતરને પેલે પાર એક મોટું તળાવ અન એને કિનારે એક નાનું મંદિર છે. ત્યાં માની સાથે દર મહિને આવતો હતો. પાઠશાળાની આગળના મેદાનામાં એક દિવસ નાટક પણ થયેલું.

ખેતરની ઉપર ધુમ્મસ છવાઈ ગયું છે. વેલાયુધન ખેતરમાં ઊતર્યો. ઝણઝણ અવાજ કરતો એક-એક ડગલું આગળ વધી રહ્યો હતો. પાસે આવીને એ અટકી ગયો. "કોણ છો?"

વેલાયુધને જવાબ આપ્યો નહીં. થોડીક ક્ષણો વીતી ગઇ પછી જેવું એણે એક ડગલું ભર્યું કે એ માણસ જમીન પર હળ ફેંકીને ખેતરમાં કૂદી પડ્યો.

વેલાયુધને એની પરવા કર્યા વિના આગળ ચાલવા માંડ્યું. એને સવારનો પ્રકાશ બહુ સારો લાગ્યો. દૂર સુધી ફેલાયેલાં ખેતરોની વચ્ચે ઊભા રહીને વેલાયુધને ચારે બાજુ જોયું.

માથા પર ઘડો મૂકીને આવતી હરિજન સ્ત્રીઓ વેલાયુધનને જોઇને દોડવા લાગી,

"ગાંડો ! ગાંડો !"

પાછળથી બૂમાબૂમ ને દોડાદોડ સંભળાયાં. વેલાયુધન ઝડપથી ચાલવા લાગ્યો. શું એ લોકો પીછો કરી રહ્યા છે? ઉપરના ખેતરમાં ચડતી વખતે કેવડાના છોડથી પગ ઘવાઈ ગયો. ત્યાંથી એ એક સાંકડે રસ્તે ઊતરીને ચાલ્યો.

પાછળ કોલાહલ થતો હતો. પણ સામે આવીને એને કોઈ રોકતું નહોતું એટલે એને થોડી શાંતિ થઈ. એને જોનારાઓએ પોતાનો રસ્તો બદલી નાખ્યો હતો એને ડર કરતાં વધારે ગ્લાનિ થઈ રહી હતી.

"મને ગાંડપણનો રોગ નથી ... મને ગાંડો ન કહો."

પાછળ લોકો બૂમ પાડી ઊઠ્યા, "ગાંડો, ગાંડો."

રસ્તાને કિનારે પહોંચીને એક પથ્થર ઊંચકીને ઊભો રહી ગયો. કેટલો થાકી ગયો છે. ફરીથી જેવો આગળ વધ્યો કે પાછળથી એક મોટી બૂમ સંભળાઈ : "અરે ઊભો રહી જા..."

ત્યાં જોયું તો ખબર પડી કે એક જાડો, મજબૂત માણસ બોલાવી રહ્યો છે. એણે માથા પર કપડું વીંટાળેલું છે.

વેલાયુધને હાંફતા હાંફતા કહ્યું, "મને ગાંડપણ નથી... હું ગાંડો નથી..."

"હું તારું ગાંડપણ દૂર કરી દઈશ !"

એણે જ્યારે સંતાડેલી લાકડી આગળ કરી ત્યારે વેલાયુધનના હૃદયમાં આગ ભભૂકી ઊઠી. વેલાયુધને જમીન પરથી એક મોટો પથ્થર ઊંચકીને બતાવ્યો અને પોતે ત્યાં જ ઊભો રહ્યો.

પેલો માણસ પાછો હટી ગયો.

વેલાયુધન ફરીથી આગળ ચાલ્યો.

આ રસ્તો ટેકરીની તળેટીમાં જાય છે . મારે ઉપરની બાજુ જવું જોઇએ એમ વિચારીને ઝડપથી ચાલવા માંડ્યો. ટેકરી પર ચડીને જોતાં એને દૂર એક મોટું વડનું ઝાડ દેખાયું.

એની બાજુમાં લાલ પથ્થરથી બનેલું એક નાનકડું મંદિર છે. વેલાયુધન એ જગ્યાને ખૂબ સારી રીતે ઓળખે છે. એ મોટા ઝાડ પરથી નીચે ઉતરતાં જ કાજુનો બગીચો છે, પછી સાંકડો રસ્તો અને નાળું.

એ નાળાની પાસે ઘરની સામે ચણોઠી પથરાયેલી છે.

મારી વહાલી અમ્મુકુટ્ટી, મને ગાંડપણનો રોગ નથી.

ટેકરી ઉપર એકાંત છે. માત્ર એક કાળો બળદ ત્યાં ચરી રહ્યો છે.

ઘાસની વચ્ચે ચાલવાને લીધે ઘાસ પર પડેલું ઝાકળ પગ પર છંટાઈ ગયું છે.

આજુબાજુ કોઈ માણસ નથી એટલે જરા આરામથી બેસી જાઉં, એણે વિચાર્યું પેલા ઊંચા ઝાડ સુધી પહોંચતાં પહોંચતાં ગોંઠણ તૂટવા લાગ્યા. ઝાડની પાસે જ પથ્થરની એક ઊંચી જગ્યા પર એ બેસી ગયો.

શીતળ વાયુના સ્પર્શથી એને ઊંઘ આવવા માંડી. વાંસામાં ખૂબ દુખાવો થતો હતો. ભીના ઘાસ પર મોં રાખીને સૂઈ ગયો. વાંસા પર કંઈ પડવાને લીધે એકદમ જાગી ગયો. ઊઠીને ચારે બાજુ જોયું. થોડેક દૂર ચાર-પાંચ ભરવાડો ઊભા હતા. એ લોકો બહુ ધ્યાનથી જોઈ રહ્યા હતા. એટલામાં ફરીથી એક ઢેફું આવીને પડ્યું, એક વાગ્યું અને એક માથા પરથી પસાર થઈ ગયું.

વેલાયુધન ગભરાઇને ઊભો થઈ ગયો. પગની સાંકળ ઝણઝણી ઊઠી..... પથ્થર પરથી સાંકળ ખેંચીને એ ઝડપથી નીચે ઊતર્યો અને સાંકડા રસ્તા પર ચાલતાં પાછળ વળીને જોયું.

"મારે ...!" એ જોરથી રડી પડ્યો. કપાળ લૂછતાં જોયું. હાથ લોહીથી તરબોળ થઇ ગયો છે.

"પકડી લો... અરે એને પકડી લો ... એ આવી રહ્યો છે... બધા દૂર હટી જાઓ...."

ખેતરમાં ઊતરીને જોયું તો લોકો આમતેમ નાસી રહ્યા હતા. રસ્તાના કિનારા પરથી એક છોકરાએ જોરથી બૂમ પાડી, "ગાંડો .... ગાંડો..... લોકોને હેરાન કરશે. ખસી જાઓ. ખસી જાઓ."

અવાજ એનો પીછો કરતો હતો. વેલાયુધન ખેતરની વાડ પાસે ચાલવા લાગ્યો. નાળા પાસે પહોંચી ગયો. ત્યાંથી ફરીથી સાંકડા રસ્તા પર ગયો. ત્યાં જમીન પર ચણોઠી પથરાયેલી દેખાઈ.

નાનપણમાં કેટલાય દિવસ આ રસ્તા પર બેસીને રમ્યો હતો ! લાલ-લાલ દીવાલોથી ઘેરાયેલા એક ઘર પર કૂદવા માટે તત્પર એવી હનુમાનની મૂર્તિ બનાવેલી છે. એ જોઇને વેલાયુધનનું હૃદય તલપ્યું. "ત્યાં છે .... ત્યાં છે મારી અમ્મુકુટ્ટી. એ એક વાર જોવા મળે તો ... અમ્મુકુટ્ટી, મારો રોગ દૂર થઈ ગયો. હવે મને કંઇ નથી..."

એ દાદરો ચડવા લાગ્યો.

આંગણમાં બેઠેલો એક છોકરો નાળિયેરનાં પાંદડાનો દડો બનાવી રહ્યો હતો. છાણથી લીંપેલા આંગણાંમાં બાલ-સૂર્યનો પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. વેલાયુધને આંગણામાં ચારે તરફ નજર દોડાવી.

પેલો છોકરો પાંદડાંનો દડો લઇને ઝડપથી ઘરમાં ઘૂસી ગયો.

"અહીં અમ્મુકુટ્ટી છે ? ... અમ્મુકુટ્ટી ..."

એ આંગણામાં ચાર-પાંચ ડગલાં ચાલ્યો. વરંડાની વળગણી પર એક સ્ત્રી ભીનાં કપડાં સૂકવતી હતી.

સાંકળ ફરીથી ઝણઝણી. એણે વળીને જોયું.

વેલાયુધન એક ક્ષણ માટે સ્તબ્ધ થઈ ગયો. એણે એકવાર જોયું, "આ ... અમ્મુકુટ્ટી..."

એ હાથમાંના કપડાં જમીન પર ફેંકીને ઓરડામાં ભાગી ગઈ અને જોરથી ચીસ પાડી ઊઠી : ગાંડો ... ગાંડો...

"હું છું, અમ્મકુટ્ટી-હું ગાંડો નથી." વેલાયુધનને કહેવું હતું. પણ મોમાંથી અવાજ નીકળ્યો નહીં. એક વાર ફરીથી બોલાવી, "અમ્મુકુટ્ટી ..."

એ અંદર સંતાઈ ગઈ હતી.

અંદરથી એક અવાજ ઊઠ્યો, "ગાંડો... ગાંડો..."

"લાકડી આપ. તું અંદર જા."

"ગાંડો... ગાંડો..."

પછી વેલાયુધન ત્યાં ઊભો રહી ન શક્યો. એણે હોઠ પર જીભ ફેરવી તો ખારો સ્વાદ આવ્યો. કપાળ પરથી લોહી વહેતું હતું. પગની સાંકળ ખેંચતો વેલાયુધન ત્યાંથી ચાલવા માંડ્યો.

શરીર ખૂબ જ થાકી ગયું હતું એ થાકીને પડવા જતો હતો. ફરીથી તોફાનભર્યા વેગથી આગળ દોડી પડ્યો. કોલાહલ એનો પીછો કરતો હતો ...

... દરવાજો ખોલીને આંગણામાં પ્રવેશ કરતાં જોયું. મામા ને બીજા બે માણસો ત્યાં બેઠેલા હતા. સાંકળનો અવાજ સાંભળીને બંને ચમકીને ઊભા થઈ ગયા.

વેલાયુધન દીવાલ પકડીને ઊભો રહ્યો. એણે જોયું તો મામા લાકડી આંગણામાં

એની તરફ આવી રહ્યા છે.

થાકેલી આંખોથી એણે પોતાના શરીર પર નજર દોડાવી. ખબર પડી કે એના શરીર પર કપડાં નથી.

એ દુઃખી થઈને વરંડામાં પડી ગયો. મામા અને બીજી બે વ્યક્તિઓને પોતાની તરફ આવતાં જોઈને એણે હાંફતાં હાંફતાં કહ્યુ, "હું ગાંડો છું. મને સાંકળથી બાંધી દો..."

# રાધાનો પત્ર

માધવિકુટ્ટિ

મારા પ્રિય,

મારાથી છૂટા પડવાને આગલે દિવસે તમે આશ્વાસન આપતાં કહ્યું હતું કે બધા પુરુષોમાં મારું જ રૂપ જોજે.

એ રાત્રે તમારી વિદાય લઇને જ્યારે હું ઘેર આવી ત્યારે પતિદેવ પલંગ પર સૂતા સૂતા મારી રાહ જોતા હતા. પહોંચતાં જ બોલ્યા, "તેં બહુ મોડું કરી દીધું. મને થયું કે તને ક્યાંક કંઈ થઈ ન ગયું હોય"

મને થયું કે કહી દઉં, "વાદળમાં તારાઓ સંતાઈ જવાને લીધે હું રસ્તો ભૂલી ગયેલી." પણ કોણ જાણે કેમ, એ દિવસે હું આ જાતનું જુઠ્ઠું ન બોલી શકી. ભીનાં કપડાં બદલીને હું પણ પલંગ પર સૂઈ ગઈ. એમના આલિંગને મને ઉષ્મા આપવાને બદલે બરફ જેવી ઠંડી કરી દીધી. મારા કૃષ્ણ, તમારાથી વિખૂટી પડીને હું વાસ્તવમાં મરી ગયેલી, કેવળ જડરૂપે રહી ગયેલી.

એમણે પૂછયું, "રાધા! મારા ચુંબન પ્રત્યે તને ઘૃણા છે કે શું ?"

"ના ! " મેં ધીરેથી કહ્યું, " ના ... ના" એક શબને ચીરીને ફાડી ખાનાર પક્ષી પ્રત્યે શું કદી ઘૃણા થઇ શકે ?

મારા પતિના આલિંગનમાં ફરીથી એક વાર વ્યભિચારિણી બની ગઈ. વસ્ત્ર અને ભોજન માટે કોઇ પરપુરુષનો આશ્રય લેવો એ વ્યભિચારિણીનું જ કામ છે. દુનિયામાં સૌથી વધુ પ્રેમ કરતા તમારા હાથની વચ્ચે તદ્દન નિર્મળ હતી, ચરિત્રવાન હતી. માત્ર દેહસ્પર્શ મેળવવા માટે મેં તમને પ્રેમ નહોતો કર્યો મને કંઇક એવો આભાસ થતો હતો કે હાડ-માંસના આ શરીરમાં મારો વિશુદ્ધ વિચાર છુપાયેલો છે, જેને હું આજ સુધી સ્પષ્ટપણે જાણી શકી નથી, પરંતુ એટલો ભરોસો જરૂર હતો કે આશા પૂરી થશે, મારું જીવન સફળ થશે. તમે જ્યારે મારી ઉપર સૂતા હતા ત્યારે આકાશ જેવા તમારા સુંદર નીલ દેહની નીચે હું સંપૂર્ણપણે સુરક્ષિત હતી. ભૂમિની જેમ જંગલી ભૂખનો અનુભવ કરી રહી હતી. બે ધ્રુવોને મેળવતા ખીલા જેવું મારું

નારીત્વ થોડી વાર માટે પૃથ્વીનું ભ્રમણ જ અટકાવી દેતું હતું.

તમે કહ્યું હતું, "રાધા ! તું દાવાગ્નિ છે અને હું જંગલ જેવો છું. હું સળગી પણ શકું છું." પરંતુ સળગીને બુઝાઇ ગયેલા અગ્નિ ઉપર છવાયેલી રાખની જેમ તમે મારા ઉપર સૂતા હતા. "ભૌતિક આગ ! " મેં પોતાને કહ્યું, "સળગી જા, સળગી જા." તમારા નિત્ય અને શાશ્વત શરીરમાંથી નીકળેલી નદીઓથી જીવનની ગરમ અનુભુતિઓ વહીને મારી પાસે આવી જાય.

તમારા વિના હું ભવિષ્ય વિશે વિચારી પણ શકતી નથી. પ્રેમીનાં દર્શ કેટલાં દુર્લભ છે ! તમારાથી વિખૂટા પડીને મેં અનંત, શૂષ્ક અને નીરસ દુનિયા જોવાની આશા નહોતી રાખી, કારણ કે તમારા શરીરની સીમાને પેલે પાર માટે એકે દુનિયા નથી -મારા શરીરને જવાબદારી સાથે ઉઠાવી શકતી એક નાનકડી દુનિયા!

શરૂ શરૂમાં તમે મારે માટે એક પ્રશ્ન હતા. તમારા પ્રેમથી હું ક્ષીણ થઈ ગઈ હતી. તમારો આધાર મેળવીને મેં કેટલીયે વાર પૂછયું હતું કે શું તમે મને પ્રેમ નથી કરતાં ? ઉત્તરમાં મૌન ધારણ કરી ને બેસતાં હતાં.

એક વાર મેં રડતાં રડતાં ફરીથી પૂછયું હતું, "ઓછામાં ઓછું હવે તો કહો, શું તમે મને પ્રેમ નથી કરતા ?"

ઉત્તરમાં તમારા હોઠે મારી જાંઘ પર એક રક્તચિહ્ન અંકિત કરી દીધું, શું એ તમારી પ્રેમમુદ્રા હતી ? કોણ જાણે ? પણ મારું મન શાંત નહોતું. સૂર્યના પ્રકાશની જેમ અજવાળું થતાં જ પ્રેમનો ડર લાગે છે. આ પ્રેમના સામ્રાજયમાં સફળતાપૂર્વક પહોંચ્યા પછી પણ મને શાંતિ ન મળી. મારો અસ્વસ્થ આત્મા તમને સંતુષ્ટ કર્યા પછી નેત્રો દ્વારા પ્રત્યક્ષ પ્રગટ થવા લાગ્યો.

"રાધા! તું જે આંનદનાં સ્વપ્ન જોઈ રહી છે એ પ્રેમ શું અટલ છે ?" એ પૂછશે, "આ સંબંધ શાશ્વત છે ?"

"તારા દેહને કેટલીયે વાર મારા વશમાં કરીને હું વિજયી બની ગયો. મેં જે કિલ્લા પર વિજય મેળવ્યો તેની રક્ષા માટે વિજયી ચોકીદારના રૂપમાં સતત અશ્રાંત પહેરો ભરતો રહ્યો. હું એ પણ જાણતો હતો કે કોઈ લૌકિક ક્રૂર હિંમત તને પરપુરુપ પાસે જવા માટે બાધ્ય કરશે. એટલે જ મેં તારી બિડાયેલી આંખોને અનેકવાર ચૂમી લીધેલી અને તારા મુખને મારી છાતીમાં છુપાવી દીધેલું, મારા સિવાય તારી આંખોની સામે કોઇ ન આવે અને તારી દુનિયા મારાથી ભિન્ન ન હોય, એવી મારી દ્રઢ અભિલાષા હતી."

તમારી કામના કરીને હું રૂપવતી બની ગઈ. તમારા હાથના સુંદર સ્પર્શથી મારું શરીર પિત્તળ-" -ાંજેલા વાસણની જેમ ચકમકવા ' ગ્યું. તમારી આંગળીઓ કેટલા પ્રેમથી મારા શરીરના બધાં અંગો પર દોડતી હતી ! એક દિવસ હું ચંદનના તેલનો

લેપ કરીને તમને મળવા આવી હતી. પરંતુ તમે સંકેત સ્થળ પર આવ્યા જ નહીં. પછી હું યમુનાકિનારે માથું ટેકવીને એમ વિચારતી બેસી રહી કે દુનિયામાં કેટલી વસ્તુઓ વ્યર્થ થઈ જાય છે, કેટલું ચંદનતેલ અને કેટલી સ્ત્રીઓનું આત્મસમ્માન વ્યર્થ થઈ જાય છે !

બીજે દિવસે મેં તમને પૂછયું, "તમારે શું કોઈ બીજી પ્રેમિકા છે ?"

ત્યાં સુધી હું ઈર્ષ્યાની મેખલાથી અપરિચિત હતી. એટલે જ હું નિર્લિપ્તતાના લથડતા પગે જ ચાલી શકી. તમે મને કંઇ જવાબ ન આપ્યો....

પણ તમે હસતાં હસતાં પુછયું, "રાધા ! મારા ગયા પછી તું બીજા કામી પુરુષોને મળીશ ને ?"

મેં કહ્યું, "એમ શા માટે ? તમે રસ્તાનો છેલ્લો છેડો છો. એના પછી કંઈ જ નથી." હું તમારા ખોળામાં સૂતી હતી. તમે કહ્યું, "રાધા, જો હું કોઈના શરીર પર મારા ચરણોનો સ્પર્શ કરું તો એનું કારણ તું જ હશે કારણ કે તારો અને મારો અનુરાગ બીજાઓને પણ આકૃષ્ટ કરશે. પુરુષને પ્રાપ્ત થતી નથી બધી જ સ્ત્રીઓ તારું જ રૂપ છે. સૃષ્ટિના અંત સુધી પુરુષનું શરીર તારી દેહક્ષુધાનું નિવાસસ્થાન હશે."

તમારું વાક્ય મને પરતંત્ર બનાવી રહ્યું છે. એટલે જ મારા અપરિપકવ મન પર તમારો આદેશ મેં ગ્રહણ કરી લીધો."આ મનને પોતાની તરફ ખેંચી લો," એમ મને કહ્યું, "આ શરીરને પોતાના વશમાં કરી લો."

મેં નખ અને દાંતોથી તમને પીડા પહોંચાડી અને તમારા ઘાયલ રૂપને જોઇને વિજયી ગર્વથી અહંકારી થઈ ગઈ. પછી મેં દુઃખી થઈને તમારા ઘાયલ શરીરને ચૂમ્યું અને આંસુઓથી ધોયું.

એક દીવસ પ્રેમથી તમારા હાથને હાથમાં લઇને મેં કહ્યુ હતું. "કૃષ્ણ! આપણે એક ઘર બનાવવું જોઇએ, આપણા બંનેનું પોતાનું એક ઘર. એની ચારે તરફ કાંટાવાળા છોડ ઊગ્યા હોય. ત્યાં લાલ પાંખડીવાળું ફૂલ ખીલશે. પ્રાતઃ કાળના સૂર્યના કિરણો બારીમાંથી પ્રવેશ કરીને તમારા શ્યામલ શરીરથી મારી નિર્વસનતાને છુપાવશે, પ્રિયતમ, આપણે આવું એક ઘર બનાવશું ને ?"

"આવું જ એક ઘર ક્યાંક હશે. એ વખતે તું મારા આલિંગનમાં સૂતી હશે. પેલા કાંટાવાળા છોડમાં ચાંદની અટકી હશે. તને કઈ રીતે ખબર કે આ બધું નહીં થાય ?"

ત્યારે મેં પૂછ્યું, "મારા મરી ગયા પછી પણ આ ઘરની રાધા શું કદી મરશે નહીં ?"

તમે કહ્યું, "ત્યાંના રાધા અને કૃષ્ણનું મૃત્યુ નહીં થાય. તેઓ સ્વપ્ન છે અને દુનિયાના અંત સુધી સજીવ રહેશે."

એ દિવસે તમને વળગીને આરામથી સૂઈ ગઈ હતી. જાગીને જાયું તો ચાંદની

પોતાને રસ્તે ચાલી ગઈ છે. જંગલનું અંધારું બહુ ભયાનક હતું. એક હાથ બીજા હાથને જોઇ શકતો નહોતો. નદીકાંઠો, વૃક્ષોની વચ્ચેથી ઘેર જવાનો રસ્તો - બધુ જ અંધકારમાં ડૂબેલું હતું. રસ્તો ભૂલી જવાને કારણે હું ઘણી વાર સુધી રડતી રહી...

હે સુંદર કૃષ્ણ ! તમે મારો આનંદ હતા, મારું દુઃખ પણ. આનંદ તો મને છોડીને ચાલ્યો ગયો હતો, તારું આપેલું દુઃખ હજીપણ છે. એ પુરુષ-સુખની અનુભૂતિ કરાવે છે. જ્યારે સો માઇલ દૂર રમણીઓની સાથે હું ક્રીડારત રહેતી હતી, એ વખતે પણ તમે મારાથી જુદા નહોતા. તમારો પ્રેમ એ રમણીઓને પણ પોતાના તરફ આકર્ષિત કરતો હતો. સાથે જ મારી અનંત અભિલાષા પણ.

આજે સવારે એ રમણીઓ મને જોઈને એકબીજાને કહેતી હતી, "જુઓ, પેલી રાધા જઈ રહી છે ! કૃષ્ણરાજની જૂની પ્રિયા. એની આંખો તરફ ન જોશો. એમાં એનો આત્મા ઝળકી રહ્યો છે. ત્યાગેલા કરોળિયાના જાળાની જેમ દુઃખ એની આંખોમાં છલકી આવ્યું છે.

એ વખતે નવયૌવનના ગર્વથી ચકચૂર એક નવ યુવતીએ કહ્યું, " એ જીવતી શા માટે રહી છે, મરી શા માટે નથી જતી."

બરાબર છે, હું મરી શકતી હતી. તમે મને કદી આ ગામની નદીને કિનારે શોધતા નહીં. પછી હું તમને કદી નહીં જોઈ શકું !

છતાં પણ તમારી રાધા જીવતી છે, કારણ કે મનુષ્ય જીવન ખૂબ લાબું હોય છે.

- તમારી રાધા

# લેખક–પરિચય

**પી. કેશવદેવ** (1904-1983)
એમણે નાની ઉંમરે સ્કૂલ છોડી દીધેલી. તેઓ કેરળના શ્રમિક સંઘ આંદોલનના સંસ્થાપકોમાંના એક છે. ચારેક દાયકા સુધી આર્થિક અને સામાજિક અન્યાયો વિરુદ્ધ પોતાની કલમ ચલાવતા રહેલા કેશવદેવ એમની કૃતિઓમાં મનોવૈજ્ઞાનિક પૃષ્ઠભૂમિને ધ્યાનમાં રાખીને વ્યક્તિગત અને કૌટુંબિક સમસ્યાઓનું નિરૂપણ કર્યું છે. પોતાનાં ચરિત્રો પ્રત્યે વાચકોની સહાનુભૂતિ પ્રાપ્ત કરી લેવામાં તેઓ ઘણા કુશળ છે.

**તકષી શિવશંકર પિલ્લૈ** (1914-1999)
કેરળની આધુનિક મલયાલમ વાર્તાના પ્રવર્તકોમાં તકષીનું સ્થાન છે. પ્રગતિશીલ સાહિત્યકારોના આંદોલનમાં તેમણે અગ્રણી પ્રકાશપુંજની ભૂમિકા ભજવી. સરળ અને સુસ્પષ્ટ શૈલી દ્વારા તકષીએ સામાન્ય જનતાની આશા–અભિલાષાઓનું નિરાશા અને ઉદ્વિગ્નતાઓનું કુશળ નિરૂપણ કર્યું છે. ભારતીય જ્ઞાનપીઠ પુરસ્કાર (1984) સમ્માનિત તથા પદ્મભૂષણ (1985) અલંકૃત.

**વૈક્કમ મુહમ્મદ બષીર** (1908-1994)
બષીરે સ્કૂલના શિક્ષણ પછી ભારતભ્રમણ માટે ઘર છોડી દીધું હતું. આધુનિક મલયાલમ સાહિત્યના સુપ્રસિદ્ધ વાર્તાકાર બષીરે મુસ્લિમ સમાજમાં પ્રવર્તતા અંધવિશ્વાસ પર ખુલ્લેખુલ્લું આક્રમણ કર્યું. જીવનના કટુ અનુભવોને ઊંડી સહાનુભૂતિથી સ્પર્શ કરવો એ તેમના લખાણોની મુખ્ય વિશેષતા છે. સાહિત્ય અકાદમી પુરસ્કાર સમ્માનિત (1972) તથા પદ્મશ્રી અલંકૃત (1982).

**પોન્કુન્નમ વર્કી** (જ. 1910)
કેરળમાં પોન્કુન્નમ ગામમાં એક કેથોલિક કુટુંબમાં જન્મેલા વર્કી કેથોલિક પાદરીઓ તથા કેથોલિક ધર્મના અંધવિશ્વાસો વિરુદ્ધ પોતાની વિશિષ્ટ સર્જનાત્મક પ્રતિભાનું પ્રદર્શન કરીને આધુનિક મલયાલમ સાહિત્યના પ્રમુખ વાર્તાકાર બની ગયા. એમણે દેશની સ્વાતંત્ર્તા ચળવળમાં ભાગ લીધો હતો. વાર્તાસંગ્રહો, નાટકો, ગદ્ય–કાવ્ય, આત્મકથા વગેરે ઉપરાંત એમણે કેટલીયે ફિલ્મો માટે પટકથા પણ લખી છે.

**એસ. કે. પોટ્ટેકાટ** (1913-1982)
આધુનિક મલયાલમ સાહિત્યના પ્રમુખ વાર્તાકાર પોટ્ટેકાટ સામાજિક તત્વો કરતાં કલાત્મક સૌંદર્યના પૂજારી છે. એમની કાવ્યમય શૈલી વાસ્તવિકતાને પણ રોમાંટિક સ્તર સુધી પહોંચાડી દે છે. માનવહૃદય સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સ્થાપવા માટે તેઓ પોતાની વાર્તાઓમાં અપૂર્ણ મનોદશા તેમ જ વાતાવરણનું સર્જન કરે છે. કાવ્યસંગ્રહો, નિબંધસંગ્રહો, વાર્તાસંગ્રહો, યાત્રાવૃત્તાંતો તથા નવલકથાઓ વગેરેમાં તેમનું પ્રદાન છે.

**લલિતાંબિકા અંતર્જનમ** (1909-1987)
એમનું અધિકાંશ શિક્ષણ ઘરમાં જ થયેલું. મલયાલમ અને સંસ્કૃતમાં પૂર્ણતા પ્રાપ્ત કર્યા પછી તેમણે કવિતા અને વાર્તા લખવાનું શરૂ કર્યું. રૂઢિવાદના ભારથી દબાયેલી નંબૂતિરિ નારીઓની (અંતર્જનમ) વેદનાઓને તેમણે પોતાની રચનાઓનો વિષય બનાવી. એમની શૈલી સરળ, સ-રસ અને કાવ્યમય છે. વાર્તાસંગ્રહો, કાવ્યસંગ્રહો, બાલ–સાહિત્ય અને નાટકોમાં તેમનું પ્રદાન છે.

**કારૂર નીલકંઠ પિલ્લૈ** (1898-1975)
ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી વ્યવસાયે પ્રાધ્યાપક થયેલા કારૂર સામાન્ય જનજીવનનાં સુખદુખનું ચિત્રણ કરનારા પોતાની વાર્તાઓમાં સારાપણાના પ્રવક્તા અને એક નિરઘ આશાવાદીના રૂપમાં આપણી સામે આવે છે. એમની શૈલી સ–રસ, સરળ છે. વાર્તાસંગ્રહો, નવલકથાઓ, બાલ–સાહિત્ય અને એકાંકીસંગ્રહમાં પ્રદાન.

**પી. સી. કુટ્ટિકૃષ્ણન 'ઉરૂબ'** (1915-1974)
ઉરૂબે ગ્રામ્ય કેરળને સજાવટ સાથે પોતાની નવલકથાઓમાં ઉતાર્યું છે. કેરળમાં વાયનાડની આસપાસ વસિત પ્રગતિશીલ ગ્રામ્ય મુસલમાન જનતાનું જીવન એમની રચનાઓ દ્વારા જ પ્રકાશમાં આવ્યું. એમની વાર્તાઓમાં રસ અને વિનોદશૈલીનું વિશિષ્ટ સ્થાન છે. એમની કેટલીક વાર્તાઓએ ચલચિત્રના રૂપમાં જનતાનું સ્વસ્થ મનોરંજન કર્યું છે.

**વેટ્ટૂર રામન નાયર** (જ. 1919)
એમણે રાજકીય અને સામાજિક આંદોલનોમાં ઘણો ભાગ લીધો હતો. મધ્યમ વર્ગનાં સુખદુ:ખ એમની કેટલીયે વાર્તાઓની પ્રેરણા બન્યાં. એમની તરફ મોટાભાગના લેખકોનું ધ્યાન નહોતું ગયું. એમણે પુસ્તકાલય આંદોલનોમાં પણ સક્રિય ભાગ લીધો હતો અને સાહિત્યપ્રવર્તક સહકારી સંઘ સાથે તેમને નિકટનો સંબંધ રહ્યો.

**નાગવલ્લી આર. એસ. કુરૂપ** (જ. 1917)
ત્રાવણકોર વિશ્વવિદ્યાલયમાં બી.એ. અને બી.ટી.ની ડિગ્રી મેળવ્યા પછી તેણે દસ વર્ષથી વધુ સમય અધ્યાપન કાર્ય કર્યું. નાગવલ્લીની વાર્તાઓ તેમના ભાવના ઊંડાણ અને રોમાંટિક આકર્ષણ માટે પ્રસિદ્ધ છે. એમની વાર્તાઓમાં એમણે ખાસ કરીને કુટ્ટનાડના પરિશ્રમી ખેડૂતોનાં જીવનનું સરળ અને સરસ શૈલીમાં ચિત્રણ કર્યું છે.

**ઈ. એમ. કોવૂર** (જ. 1906)
એમણે ત્રિવેન્દ્રમ આર્ટ્સ કૉલેજમાં તથા લૉ કૉલેજમા સ્નાતકની પરીક્ષા પાસ કરેલી. વકીલાતથી શરૂ કરીને તેઓ ડિસ્ટ્રિક્ટ તથા સેશન જજ તરીકે રહ્યા પછી છૂટા થયા

**પુંજિક્કરા રાફી** (જ. 1924)
રાફીએ કોચીનના બંદર પર એક મજૂર તરીકે કામની શરૂઆત કરેલી. તેઓ પોતાની મેળે જ અંગ્રેજી ભણ્યા. એમણે પોતાની વાર્તાઓમાં તથા નવલકથામાં મજૂર વર્ગ તથા અન્ય સામાન્ય જગતના જીવનના સુખદુ:ખ, આશા--આકાંક્ષાઓનું સુંદર ચિત્રણ કર્યું છે.

**કે. ટી. મુહમ્મદ** (જ. 1927)
પ્રાયમરી પછી તેમને રીતસરનું શિક્ષણ નહોતું મળયું. તેમણે કાલિકટની પોસ્ટ ઑફિસમાં એક 'પેકર' તરીકે કામની શરૂઆત કરેલી. અખિલ ભારતીય વાર્તા સ્પર્ધામાં તેઓ પ્રથમ પુરસ્કાર વિજેતા થયેલા. એમની મોટા ભાગની વાર્તાઓ જીવનની નાટકીય ક્ષણો તથા ખેંચાણોનું ઊંડાણથી ચિત્રણ કરે છે. નાટકો, એકાંકી–સંગ્રહો. વાર્તાસંગ્રહ તથા નવલકથાઓ પ્રકાશિત.

**'નંદનાર'** (જ. 1926)
મૂળ નામ પી. સી. ગોપાલન, 'નદનાર' એમનું ઉપનામ છે. હાઈસ્કૂલ પાસ કર્યા પછી 16 વર્ષની ઉંમરમાં તેઓ સૈનિક બની ગયા. પ્રતિભાશાળી સૈનિક નંદનારે સૈનિક જીવનને પોતાની વાર્તાઓના વિષય બનાવ્યો. સરળ સ–રસ અને સજીવ શૈલી માટે નંદનારની વાર્તાઓ વાચકોમાં તેમનાં ચરિત્રો પ્રત્યે સહાનુભૂતિ જગાડવામાં સફળ થઈ છે.

**ટી. પદ્મનાભ**
કલા અને કાયદાની સ્નાતકની પરીક્ષા પાસ કર્યાપછી તેમણે થોડો વખત વકીલાત કરી હતી. પ્રયોગશીલ વાર્તાકાર પદ્મનાભ પોતાના વાચકોને નવી ટેકનિકના માધ્યમથી પોતાના પાત્રોના અંતરનો પરિચય આપવામાં કુશળ છે.

**એમ. ટી. વાસુદેવન નાયર** (જ. 1934)
નવી પેઢીના સમ્માનીય રચનાકાર વાસુદેવન નાયર પોતાના સુંદર શિલ્પવિધાન તથા શૈલીની સંગીતાત્મકતા માટે સુપ્રસિદ્ધ છે. એમનામાં માનવ મનનાં સૂક્ષ્મ અધ્યયન તથા ભાવાભિવ્યક્તિની અદ્દભુત શક્તિ છે. નવલકથા અને વાર્તા બંને પર એમનો સમાનાધિકાર છે.સાહિત્ય અકાદમી પુરસ્કાર તથા ભારતીય જ્ઞાનપીઠ પુરસ્કાર સમ્માનિત.

**માધવિકુટ્ટિ** (જ. 1932)
માધવિકુટ્ટિ ઉપનામથી લખતાં આ લેખિકા કમલા દાસ નામથી સુપ્રસિદ્ધ છે અને હવે કમલા સુરૈયા નામે પણ જાણીતાં છે. તેમની વાર્તાઓમાં આધુનિક સંસ્કૃતિનાં વિરોધી તત્વો તથા કઠોર વાસ્તવિકતાનું ચિત્રણ હોય છે. મનોવૈજ્ઞાનિક પૃષ્ઠભૂમિ પર સ્ત્રી–પુરુષના સંબંધોનું સૂક્ષ્મ વિશ્લેષણ પણ તેમનો પ્રિય વિષય છે. સાહિત્ય અકાદમી પુરસ્કારથી સમ્માનિત.

Lasertypeset by Mahalaxmi Graphics, Ahmedabad and printed at Tarang Printers New Delhi.